સકલયન્ત્ર-તન્ત્ર-મન્ત્રાધિરાજરાજેશ્વર-શ્રીસિદ્ધચક્રેભ્યો નમો નમઃ

વિશ્વવિશ્વમનોવાંછિતપૂરક શ્રીશંખેશ્વરપાર્શ્વનાથો વિજયતેતમામ્

શ્રી આનન્દ—ચન્દ્ર—કિરણાવલી—કિરણ ૨

# શ્રીવર્દ્ધમાન તપો મહાત્મ્ય.

[ શ્રીજૈનશાસન-માન્ય આગમાદિ સાહિત્યના આધારે આલેખન કરાયેલ અને પૂર્વ મહાપુરુષોના પુનિત-વાક્યોથી સંગૃહિત થયેલ ]

— આલેખનકાર અને સંચયકાર —

શ્રીસર્વજ્ઞકથિત-સ્યાદ્વાદમુદ્રામુદ્રિત-જૈનશાસનના પરમ રહસ્યભૂત શ્રીનવપદ-વિપૂલપાનોદ્યાનમધ્યમ રમ્યાક્રીડ મોક્ષસૂરિ શ્રીસિદ્ધચક્ર-નવપદારાધક સમાજ તથા શ્રીવર્દ્ધમાનતપોધર્મપોષકાદ્યનેકશાસન હિતવર્ધક-સંસ્થાસંસ્થાપક-શ્રીવર્દ્ધમાનતપો નિષ્ણાત શ્રીસિદ્ધચક્રારાધન-તીર્થોદ્ધારક-વૈયાકરણકેસરી શ્રીઆનંદબોધિનીવૃત્તિકાર પન્ન્યાસપ્રવર શ્રીચન્દ્રસાગરગણીન્દ્ર.

પ્રકાશિકા

શ્રી ઋષભદેવજી છગનીરામજીની પેઢી

—: પ્રધાન સંચાલકો —

શેઠ છગનીરામજી અમરચંદ

શેઠ મગનીરામજી માગીલાલજી

ઠે૦ સિદ્ધચક્રારાધનતીર્થ, ફ્રીરાખિડકી ખારાકૂવા ઉજ્જૈન (માલવા)

વી સં ૨૪૭૨ વિ સં ૨૦૦૨ ઇ સ ૧૯૪૬

આવૃત્તિ પહેલી કિંમત રૂ ૩-૦-૦ નકલ ૧૦૦૦



શ્રીવર્દ્ધમાન-તપોધર્માનુરાગિણી

સાધ્વીશ્રી તીર્થશ્રીજી મહારાજ

મહોદય પ્રેસ-ભાવનગર

# શ્રી વર્ધમાનતપોધર્મારાધિકા ગુરુણીજી તપસ્વિની આર્યા શ્રીમતી તીર્થશ્રીજી મહારાજનુ સક્ષિપ્ત

# જીવનચરિત્ર

## ધર્મી કુટુબ

વર્તમાન કાળમા ચતુર્વિધ જૈનસઘ જેના ધર્મીષ્ઠપણાનુ અભિમાન લઇ શકે એવુ અમદાવાદ–રાજનગર નામનુ શહેર છે આખા ગુજરાત પ્રાતનુ એ મુખ્ય શહેર ગણાય છે અને મુબઇ ઇલાકાના અમદાવાદ જીલ્લાનુ એ પાટનગર છે જૈન શ્વેતાબર મૂર્તિપૂજકોની વિશેષ સખ્યાવાળા શહેરોની ગણુતરીમા એ શહેરનો નબર સૌથી પહેલો આવે છે

જૈનોની ઝળહળતી જાહોજલાલી અને ધર્માભિમાનના મૂર્તિમત સ્વરૂપ સરખા ગગનચુબી અનેક જૈન મદિરો, જૈન જ્ઞાનભડારો અને આલિશાન ઉપાશ્રયો આ શહેરમા ઠામઠામ જોવામા આવે છે ભક્તિવત શ્રાવક–શ્રાવિકાની ભક્તિના આકર્ષણથી આકર્ષિત થઇને પૂજ્ય શ્રમણવર્ગ અને શ્રમણીવર્ગનુ આ શહેરમા વારવાર આવાગમન ચાલુ રહેતુ હોવાથી તેઓશ્રીના દર્શન પણ આ શહેરમા ઠામઠામ થઇ શકે છે.

બીજા શહેરની અપેક્ષાએ આ શહેરમા રહેતા શ્રાવક શ્રાવિકાના સમુદાયની ધાર્મિક અને સામાજિક વિષયમા આબાદી

અને અભ્યુદય વિશેષ પ્રમાણમા જોવાય છે અનેક જૈન મહર્દ્ધિકો, અનેક જૈન પડિતો, અનેક જૈનધર્મનિષ્ઠ પુરુષ પુગવો અને અનેક સુશીલ શ્રાવિકાઓથી વિભૂષિત થયેલા આ શહેરની બરોબરી કરી શકે એવુ આખા ભારતવર્ષ મા બીજુ કોઇ શહેર ભાગ્યેજ હશે

આ શહેરના અનેક દર્શનીય સ્થાનોમા સ્વ૦ શેઠ હઠીભાઈએ શહેરની બહાર બધાવેલા અને બહારની વાડીને નામે ઓળખાતા વિશાળકાય બાવન જિનાલયવાળા જૈન મદિરની પણ ગણના થતી હોવાથી દેશ-દેશાવરથી અમદાવાદમા આવનારાઓ ઘણે ભાગે તે મદિરના દર્શન કર્યા વિના રહેતા નથી

કાપડના ઉદ્યોગમા તો આ શહેર હિદુસ્થાનનુ લૅંકેશાયર ગણાતુ હોવાથી આ શહેરમા અનેક મીલો આવેલી છે બીજો વહેપાર પણ અહીં બહોળા પ્રમાણમા ચાલતો હોવાથી બજારો ચૌટાઓ અને મારકીટોની સખ્યા પણ વિશેષ છે

જાહેર રસ્તાઓ ઉપરાત આ શહેરની વસ્તીને રહેવા માટે મોટી મોટી પોળો અને પોળોની અદર પણ પોળોની તથા જૂદીજૂદી પોળોને જોડનારા રસ્તાઓની રચના એવી ભૂલ ભૂલામણી રીતની જોવામા આવે છે કે જાણીતો માણસ એક પોળમાથી બીજી પોળમા પાચ જ મીનીટમા જઇ શકે છે જ્યારે અજાણ્યા માણસને ફરીને જવુ પડતુ હોવાથી પચાશ મીનીટ લાગે છે તેથી તથા આ શહેરની કોઈ કોઈ પોળનુ નામ વિચિત્ર પ્રકારનુ સાભળીને ખેદ તથા આશ્ચર્યનો પણ અનુભવ થાય છે

આ શહેરમા ભદ્રથી શરુ થઇ શહેરના મધ્યભાગમા

થઈને ઠેઠ સ્ટેશન સુધી જનારો તથા રસ્તામા આવતી અનેક પોળોને, બજારોને અને મહોલ્લાઓને પોતાની સાથે જોડનારો એક રાજમાર્ગ આવેલો છે તે રાજમાર્ગના અગભૂત રીચીરોડ નામના રસ્તાની સાથે જોડાયેલી, જૈન ઓસવાળોની ભરચક વસ્તીવાળી, અનેક ધનાઢ્યોના નિવાસરૂપ તથા 'રતન' નામને સાર્થક કરે તેવી રતનપોળ નામની એક મોટી પોળ આવેલી છે

એ રતનપોળમા પ્રવેશ કરતા નજીકમા જ જમણા હાથ તરફ આસન્નોપકારી શ્રી મહાવીર પ્રભુના મદિરથી અને ધર્મીષ્ઠ શ્રાવક સમુદાયથી વિભૂષિત થયેલી નગીનાપોળ આવેલી છે

આ નગીનાપોળમા વીસમી સદીની શરૂઆતમા રણછોડદાસ નામે એક ધર્મીષ્ઠ શ્રાવક રહેતા હતા તેઓ સ્વભાવે શાત, ગભીર, વિચારવત, ન્યાયી, વ્યવહારકુશળ, ઉદાર અને ધર્માભિમાની પુરુષ હતા વિદ્વાન સાધુઓના સમાગમથી તેમનામા શ્રાવક ધર્મને અનુસરતા સસ્કારો સારા પ્રમાણમા જાગૃત થયા હતા

તેઓ મોટી આકાક્ષાવાળા અને દરેક કાર્યમા ઉત્સાહી હોવાથી જાતમહેનત અને લાગવગના જોરે સરકારી નોકરીમા પ્રથમ જોડાયા ન્યાય અને પ્રમાણિકપણાથી તેમા તેઓ ધીર ધીરે આગળ વધતા ગયા તેમની નીતિ-રીતિ સારી હોવાથી ઉપરી અધિકારીઓનો તેમના ઉપર સદા સહાનુભૂતિ રહેતી હતી ભાગ્ય પણ તેમની સહાયતા કરવા લાગ્યુ, કારણ કે પૂર્વના પુણ્યનો જ્યારે પ્રાદુર્ભાવ થાય ત્યારે આસ્નુગાજુના સયોગોને અનુકૂળ થતા વાર લાગતી નથી અર્થાત્ પુણ્યવતને જગતમા કોઇ વસ્તુ દુર્લભ હોતી નથી

પ્રમાણિકપણાથી સરકારી નોકરી કરતા કરતા તેમના દરજ્જાની ચઢતી થતા થતા છેવટે મામલતદારના જવાબદારી ભર્યા અધિકાર ઉપર તેઓ આરૂઢ થયા તે હોદ્દા પર રહીને તેમણે પોતાના વિવેક અને બુદ્ધિથી ઉપરી અધિકારીયોનો વિશ્વાસ પ્રાપ્ત કરીને તેમણે ઘણા વર્ષ પર્યંત એ અધિકારને ભોગવ્યો વચમા જ્યારે કોઇ વિઘ્ન આવી પડતુ ત્યારે કુનેહ પૂર્વક તેને દૂર કરી પોતાના માર્ગને સરળ કરી લેતા હતા

આવા ઉચ્ચ અધિકાર પર હોવાથી જૈનસમાજમા તથા જૈનેતર સમાજમા પણ તેમની લાગવગ અને પ્રતિષ્ઠાના પુનીત પાયા નખાયા હતા

શેઠ રણછોડદાસભાઇનુ સાસારિક જીવન પણ સુખી અને આરૂ મરકારી હતુ સસારની લીલાના લાગા પરિચયથી તેમને હરિલાલ અને વાડીલાલ નામના બે કુલીન પુત્રો થયા હતા

પોતે કેળવાયેલ હોઇને શેઠ રણછોડદાસભાઇએ પોતાના બન્ને પુત્રોને ગુજરાતી શિક્ષણની સાથે વર્તમાનકાળમા ઉપયોગી જણાતા અગ્રેજી શિક્ષણને અપાવી સારા શિક્ષિત કર્યા પોતાની કુશાગ્ર બુદ્ધિ અને ઉત્સાહપૂર્વકના અભ્યાસથી મોટા પુત્ર હરિલાલભાઇએ દરેક પરીક્ષા પાસ કરીને વકીલ થઇ વકીલાતની સનદ પ્રાપ્ત કરી

ત્યાર પછી યોગ્ય ઉમર જાણીને હરિલાલભાઇના લગ્ન રાયપુર-કામેશ્વ ની પોળમા રહેતા સુશ્રાવક ની મોતીબાઇ નામની સુશીલ કન્યા સાથે કરવામા આવ્યા

પરણ્યા પછી મોતીબાઇ પિતાના ઘરને છોડીને આર્ય

કન્યાઓ માટેના અવિચળ નિયમ મુજબ શ્વશુર ગૃહે આવ્યા તેમના પુનીત પગલા અને સહકારથી ઉત્સાહી બનેલા હગિલાલ ભાઈએ ખેડાની હાઈકોર્ટમા વકીલાતની પ્રેકટીસ શરૂ કરી પોતાની પ્રમાણિકતા અને કુશળતાને લઈને તેમની ગણુતરી પ્રસિદ્ધ વકીલોમા થવા લાગી, તેથી ધીરે ધીરે ઇજ્જત અને આબરુની સાથે તેમને દ્રવ્યપ્રાપ્તિ પણ સારા પ્રમાણમા થવા લાગી વકીલાતના ધધામા સારી રીતે જામી ગયા પછી તેમણે પોતાના આખા કુટુબને પણ ખેડે બોલાવી લીધુ અને ખેડા શહેરનુ નાગરિક જીવન જીવવા લાગ્યા વકીલનો ધધો ઘણો જ પ્રવૃત્તિમય હોવા છતા પણ નાનપણથી ધર્મના સસ્કારો પડેલા હોવાથી પોતાની શ્રાવક તરીકેની ફરજમા તેઓ કદિ ચૂક્તા નહિ

મુબઈ ઇલાકાના ખેડા જીલ્લાનુ પાટનગર હોવા ઉપરાત આ ખેડા શહેર ઐતિહાસિક અને જુગજૂનુ નગર છે ઇતિહાસમા એ શહેર ખેટકપુર તરીકે ઓળખાય છે

આ ખેડા શહેરમા જૈન મદિરો, ઉપાશ્રયો અને પ્રાચીન જ્ઞાનભડારો તથા ધર્મચુસ્ત શ્રાવક–શ્રાવિકાનો સમુદાય પણ સારા પ્રમાણમા છે

ખેડા શહેરની બે બાજુએ આવેલી સેઢી અને વાત્રક નામની નદીઓનો સગમ ખેડા શહેરની નજીકમા જ થયેલો હોવાથી લૌકિક તીર્થ જેવુ તો ખેડા છે જ, પરતુ ખેડાને તીર્થ તરીકે ગણાવનાર અને એની પ્રસિદ્ધિમા વધારો કરનાર તો એની નજીકમા જ આવેલુ અને સાચાદેવના નામથી પ્રસિદ્ધ થયેલુ માતર નામનુ તીર્થસ્થળ છે ખેડાની અત્યત નજીકમા હોવાથી તથા યાત્રીઓ ઘણુ ભાગે ખેડે થઈને જ

માતરની યાત્રાએ જતા હોવાથી 'ખેડા-માતર' તરીકે જ એ ઓળખાય છે

માતરમાં શ્રી સુમતિનાથ ભગવાનનું આસપાસ ભમતી વાળું અને બાવન જિનાલયવાળું તથા ઊંચાઈમાં આકાશની સાથે હરિફાઈ કરતું અત્યંત સુંદર મંદિર છે તીર્થની યાત્રાએ આવનારાઓની શુભેચ્છાઓ શ્રી સુમતિનાથ ભગવાનના અધિષ્ઠાયક દેવ-દેવીઓના પ્રતાપે શીઘ્રતાથી સફળ થતી હોવાથી તથા આ તીર્થની કોઈપણ જાતની આશાતના કરનારાઓને તેના માઠા ફળની પણ જલદી પ્રાપ્તિ થતી હોવાથી એ તીર્થના તીર્થપતિ શ્રી સુમતિનાથ પ્રભુની સાચાદેવ તરીકેની પ્રસિદ્ધિ થયેલી જણાય છે એ તીર્થની યાત્રા કરનાર હરકોઈને શ્રી સુમતિનાથ ભગવાનની પ્રતિમા ચમત્કારિક હોવાનો આભાસ થયા વિના રહેતો નથી જૈન તીર્થ હોવા છતાં આસપાસના ઘણા જૈનેતરો પણ સાચાદેવની યાત્રાએ આવતા હોવાથી આખા ખેડા જિલ્લામાં એ તીર્થની ઘણી જ પ્રસિદ્ધિ થયેલી છે જે તીર્થની યાત્રા કરનારા અનેક નર-નારીઓએ શ્રદ્ધાપૂર્વક સાચાદેવની યાત્રા કરીને પોતાના આત્માને પાપ રહિત કરી દેવત્વનો સાચો સાક્ષાત્કાર કર્યો છે એવા એ તીર્થના તથા તીર્થપતિના સંબંધમાં વધારે તો શું કહી શકીએ ? ટૂંકમાં એટલું જ જણાવી શકીએ કે-"તીર્થપતિ અને તીર્થ એ બેવા એ તો મોક્ષમાર્ગના મેવા છે"

હરિલાલભાઈના નાનાભાઇ વાડીલાલભાઈ પણ ભણીગણીને હોશિયાર થયા એટલે પિતાની લાગવગથી તેમને ઓરસદના સરકારી ખાતામાં સેક્રેટરીની જગ્યા મળી તે બંને ભાઈઓએ

પોતપોતાની લાઈનમા પ્રમાણિકતાથી કામકાજ કરતા કરતા જન સમુદાયમા સારી પ્રતિષ્ઠા અને પ્રીતિ મેળવવા ઉપરાત દ્રવ્યની પ્રાપ્તિ પણ સારા પ્રમાણમા કરી

## ગુણવતા શ્રીમતી ગજરાબ્હેન

### દોહરા

જબ તુમ આયે જગતમે, જગત હસત તુમ રોય,
અબ ઐસી કરણી કર ચલો, તુમ હસો જગ રોય ૧

ખેડાનગર સોહામણું, જિનમદિર સોહાય,
દેવગુરુની ભક્તિ કરે, શ્રાવકનો સમુદાય ૨
નાના મોગ મદિરો, જિનશાસન શણગાર,
ભક્તિ કરે જે ભાવથી, તે ઉતરે ભવપાર ૩

ખેડાનગરના રહેલા હરિલાલભાઇને ઉત્તરોત્તર પૈસા અને પ્રતિષ્ઠાની પ્રાપ્તિમા સારો વધારો થતો ગયો વકીલના ધધા ઉપરાત સમય મેળવીને સમાજના ઉપયોગી તથા પરોપકારના કાર્યમા પણ તેઓ રસ લેતા હોવાથી સમાજના આશીર્વાદ મેળવતા થયા જૈન સમાજના ધાર્મિક કાર્યોમા ભાગ લેવાનુ પણ તેઓ કદિ ચૂકતા નહિ એ પ્રમાણે તેઓ પોતાનો જરાપણ સમય બરબાદ કરતા નહિ

હરિલાલભાઇના ધર્મપત્ની શ્રીમતી મોતીબાઈ સ્વભાવે સુશીલ, નિયમિત અને ધર્મપરાયણ હોવાથી તેમના કુટુબનુ આરોગ્ય લોકોમા પ્રશસનીય થઈ પડયુ હતુ પૂર્વના પુણ્યના પ્રતાપથી ધનની આવક, સપીલુ અને નીરોગી કુટુબ તથા

લોકમા માન-પ્રતિષ્ઠા વગેરે દરેક પ્રકારની અનુકૂળતાથી હરિલાલભાઈનો સસાર સુખરૂપ ગણાતો હતો

સતતિમા સૌથી પહેલા તેમને એક પુત્રરત્નની પ્રાપ્તિ થઇ હતી, તે પુત્રનું નામ કેશવલાલ પાડવામા આવ્યુ હતું, ત્યારપછી બીજી સતતિમા તેમને સ ૧૯૪૦ ના શ્રાવણ માસમા એક કયારત્નની પ્રાપ્તિ થઇ સગા સબધીઓને નિમત્રણ કરી જમાડીને તેઓની હાજરીમા તે કન્યાનુ નામ ગજરાબ્હેન પાડવામા આવ્યુ

शैले शैले न माणिक्य, मौक्तिक न गजे गजे ।
साधवो नहि सर्वत्र, चन्दन न वने वने ॥ १ ॥

ભાવાર્થ—દરેક પર્વતમાથી જેમ મણિ-માણેકની પ્રાપ્તિ થતી નથી, દરેક હાથીના કુભસ્થળમાથી જેમ મોતીની પ્રાપ્તિ થતી નથી અને દરેક વનમાથી જેમ ચદનની પ્રાપ્તિ થતી નથી તેમ સજ્જન પુરુષોની પ્રાપ્તિ પણ સર્વ ઠેકાણે થઈ શકતી નથી

ભવિષ્યમા મહાન્ લાભને પ્રાપ્ત કરનાર આ પુણ્યવતી ગજરાબ્હેનના જન્મ થયા પછી ઘરના સર્વ માણસોના સુખ-શાતિમા અને વૈભવમા વધારો થવા લાગ્યો વિશેષ 'ભાગ્યશાળીને ઘેર ભૂત રળે' એવી કહેવત એમના સબધમા સફળ થતી જણાવા લાગી

આ સસારમા ઘણે ભાગે શારીરિક, માનસિક અને આર્થિક સપદાઓના વધારામા વધારો થતો અને ઘટાડામા ઘટાડો થતો જેમ જોવામા આવે છે તેમ આ નસીબવતી નિર્મળ

કન્યાનો જન્મ થયા પછી હરિલાલભાઇના આરોગ્ય, આબરૂ, સંપત્તિમાં ઘણો જ વધારો થતો ગયો અર્થાત્ ભરતી થવા લાગી

માતા, પિતા અને સગા-સંબંધીઓ ઉપરાંત જે કોઇ પણ આ બાળાને જુએ તે બધા રાજી રાજી થઇ જતા અને કહેતા હતા કે-આ બાળાનું ભવિષ્ય બહુ સારુ હોવુ જોઇએ, એવુ એના આકર્ષક ચહેરા ઉપરથી અનુમાન થાય છે

શુભ નામકર્મના ઉદયથી સૌને પ્રિય લાગતી આ બાળાને એની સમીપમા આવનાર બધા જ માણસો રમાડતા અને ગીહાશથી બોલાવતા હતા જ્યારે એ પાચ વર્ષની થઇ ત્યારે માબાપે એને નિશાળે ભણવા મૂકી નિશાળમા તથા ઘરમા શિક્ષણ લઇને ગુજરાતી ચાર ચોપડી સુધીનો અભ્યાસ કર્યો ગજરા બ્હેનને બીજી બે નાની બ્હેનો હતી ત્રણ બ્હેનોમા ગજરા બ્હેન મોટા તો હતા જ તે ઉપરાન્ત સૌથી વધારે ઉજ્જ્વલ, શાંત, ગભીર અને ઓછાબોલા પણ હતા પૂજ્ય માતુશ્રીની સાથે હમેશા જિનમંદિરે દર્શન કરવા તથા ઉપાશ્રયમા સાધુ મહારાજ કે સાધ્વી મહારાજ બિરાજતા હોય તો તમને વદના કરવા પણ જતા હતા તથા ધર્મનુ જ્ઞાન પણ થોડુ થોડુ મેળવતા હતા જ્યારે સમય મળે ત્યારે ઘરમા સામાયક લઇને તેમા પોતાનો ધાર્મિક અભ્યાસ વધારતા હતા તથા ઘરના દરેક કાર્યમા પોતાની માતાને મદદ કરતા હતા માતા-પિતાની આજ્ઞા પ્રમાણે વર્તનાર આ ગજરાબ્હેને એ પ્રમાણે વ્યાવહારિક તથા ધાર્મિક શિક્ષણને પોતાના જીવનમા ઓતપ્રોત કર્યું હતુ

સાંસારિક કારણોને લઇને અમદાવાદ વિગેરે ઘણે ઠેકાણે જવા આવવાનુ થયા કરતું હતું તથા તીર્થયાત્રાદિ ધાર્મિક

કારણોને લઈને પણ ઘણે ઠેકાણે મુસાફરી કરવાનુ થતું અને તેમા અનેક પ્રકારના અનુભવો થતા હતા તે ઉપરથી આખી દુનિયાની લાઇનથી જુદી જ લાઇનમા ભવિષ્યમા મુસાફરી ક નારા આ ગજરા બ્હેનના આત્માને એવા પ્રકારનો વિચાર ઘણીવાર આવી જતા કે-દુનિયાની આ બધી ધમાલોની સાથે આત્માનુ હિત છે કે અહિત ?

ગજરાબ્હેનને પૂજ્ય માતુશ્રીની સાથે અગર તો એકલા જ્યારે ઉપાશ્રયમા પૂજ્ય સાધ્વીઓને વદના કરવા જવાનુ થતું ત્યારે પૂજ્ય સાધ્વી-સમુદાયના ભણવા-ગણવાના તથા ધર્મક્રિયા કરવાના ઉત્સાહને અને તેમના પાપરહિત પવિત્ર જીવનને જોઈને તેમના મનમા પણ એમ થતું કે-મારુ જીવન પણ આ આર્યાઓની માફક ધર્મમય બની જાય તો કેવુ સારુ ?

ઉપર જણાવ્યુ તેમ સાસારિક પ્રવૃત્તિઓમાથી ગજરાબ્હેનનું મન પાછુ હઠતુ ગયુ પરતુ તેમના માબાપે તો તે સમયમા તેમના લગ્નનુ પણ નક્કી કરી નાખ્યુ

અમદાવાદ શહેરમા માણેકચોકથી શરુ થઈને સ્ટેશન સુધી જનારો કાળુપુર રોડ નામનો એક પ્રસિદ્ધ રાજમાર્ગ આવેલો છે તે રાજમાર્ગની સાથે જોડાતી અનેક પોળોમા ' કડીયાની પોળ ' એ નામની એક પોળ છે તે પોળમા કુસુમગરના ઉપનામથી ઓળખાતા દશા પોરવાડ જ્ઞાતિના શા ચુનીલાલ જયચદ નામના એક શ્રાવક રહેલા હતા ભણીગણીને હુશિયાર થયેલા, તદુરસ્ત અને વ્યવહારકુશળ થયેલા તેમના સુપુત્ર અમૃતલાલભાઈની સાથે આ ગજરાબ્હેનનો વિવાહ સબધ નક્કી કરવામા આવ્યો

મ ૧૯૫૩ ના ગ્રીષ્મ કાળના વૈશાખ માસના એક શુભ દિવસે માતા પિતાએ ગજરાબ્હેનનુ લગ્ન કર્યું વિનયવની અને સુશીલ ગજરાબ્હેન પરણ્યા પછી પિતાના ઘરને છોડીને શ્વશુર ગૃહે આવ્યા, અને સસારરૂપી પિંજરામા પૂરાયા સાધ્વી થવાના એમના મનોરથ હાલ તો હવા ખાતા થઈ ગયા એ વાતને વર્ષોના વર્ષો વીતી ગયા કાળને જતા કાંઈ વાર લાગતી નથી સર્વભક્ષી સમય દરેક વસ્તુના સ્વરૂપને પલટાવી નાખે છે અર્થાત્ નવાને જૂનુ અને જૂનાને જીર્ણ બનાવી દે છે

ગજરાબ્હેનને સસારની લીલાનો અનુભવ કરતા કેટલાક વર્ષો વીતી ગયા તે દરમ્યાન તેમને સસારરૂપી વૃક્ષના ફળ સમાન અનેક પુત્ર-પુત્રીઓની પ્રાપ્તિ થઇ પરતુ તેઓમા એક વિમલા નામની પુત્રી સિવાય સર્વ અ ૫ જીવી હોવાથી સર્વનુ પરલોકગમન થઇ ગયુ અર્થાત્ મતતિમા ફક્ત એક વિમલા નામની કન્યા જ જીવતી હતી

મસારરૂપી પિંજરામા પૂરાયેલા હોવા છતા પૂર્વ જાગેલી વૈરાગ્ય-વાસનાને પ્રતાપે ઘરના કામકાજને ચપળતાથી આટોપી લઇને ગજરાબ્હેન બનતા પ્રયત્ને વિદ્વાન મુનિઓના વ્યાખ્યાન સાભળવાનુ અને સાધુ-સાધ્વીના દર્શન કરવાનુ ચૂકતા નહિ તેમની વૈરાગ્ય-વાસના રાખથી ઢકાયેલા અગ્નિની માફક પ્રદીપ્ત રહી શકી હતી, તેથી જ્યારે મમય મળી આવે ત્યારે ઘરમા સામાયક તથા પ્રતિક્રમણ પણ કરતા હતા

એક વખત એવુ બન્યુ કે આખા શહેરમા પ્લેગનો ભયકર ઉપદ્રવ શરૂ થયો કર્મસયોગે એમના ઘરમા એક સાથે ચાર ` ` લાગુ પડ્યો પ્લેગ એ ચેપી

શ્રીમતી હીરશ્રીજી પાસે દીક્ષા લીધી, તેમનુ નામ સુનદાશ્રીજી પાડવામા આવ્યુ ગજરાબ્હેનને બાળબ્રહ્મચારિણી પૂજ્ય શિવશ્રીજી મહારાજના તથા શ્રીમતી તિલકશ્રીજી વિગેરે સમુદાયના આચાર–વિચાર, સપ–સૌજન્ય અને ભણવા–ગણવાની તત્પરતા જોઇને તેમની પાસે દીક્ષિત થવાની ભાવના તો દૃઢ થઇ પરતુ પોતાની બાળપુત્રી વિમળાને લઇને તેનો અમલ કરવામા વિલબ થયો

## ત્રિવેણી સગમરૂપ ગુરુણીપદવિભૂષિત ત્રણ સાધ્વીઓ

જનની જણ તો ધર્મિજન, કા દાતા કા શૂર,
નહિતર રહેજે વાઝણી, મત ગુમાવીશ નૂર ૧
બડા બડાઇ ના કરે, બડા ન બોલે બોલ,
હીરા મુખસે ના કહે, લાખ હમારા મોલ ૨

પૂજ્ય શ્રીમતી શિવશ્રીજી મહારાજ તથા પૂજ્ય તિલકશ્રીજી મહારાજનુ જીવનચરિત્ર અન્ય પુસ્તકમા છપાઈ ગયુ હોવા છતા ગજરાબ્હેનની દીક્ષાના પ્રસગ સાથે તે બન્ને પૂજ્યોના જીવન સકળાયેલા હોવાથી તે સબધી થોડો પરિચય અહીં આપવાનુ ઉચિત જણાય છે

વીરમગામ પાસે આવેલા રામપુરા–ભંકોડાને નામે ઓળખાતા રામપુરામા શેઠ જુમખરામ સઘજીભાઇ રહેતા હતા તેમની ધર્મપત્નીનુ નામ અબાબાઇ હતુ તેમને ઘેર સ ૧૯૦૮ મા એક પવિત્ર આત્માનો પુત્રીપણે જન્મ થયો ભવિષ્યમા તે પુની શિવપુરના માર્ગે જ સચરનારી હોવાથી કુદરતે કેમ જાણે નામ પાડવામા કાઇ સકેત કર્યો હોય તેમ તે પુત્રીનુ નામ તેની ફોઇબાએ શિવકુવર પાડ્યુ

¹ શિવકુવરબાઈ લાડ-કોડમા ઉછરતા હતા, અને ચોગ્ય ઉમર થયા પછી માતાપિતાએ નિશાળે બેસાડ્યા નિશાળમા ગુજરાતીનો તથા ઉપાશ્રયમા સાધ્વીજી પાસે ધાર્મિક અભ્યાસ કરવામા તેઓ ખતવાળા હોવાથી સમયાનુસાર કેળવાઈને હુશિયાર થયા ન થયા એટલામા તો એમના પૂજ્ય માતુશ્રીનુ અવસાન થઇ ગયુ

શિવકુવરબાઈને જો કે બીજા ભાઈ-બ્હેન હતા પરતુ તેઓનાથી આ શિવકુવરબાઇનો આત્મા કોઇ જુદા જ પ્રકારનો હતો એમ તેઓના વર્તન ઉપરથી જણાઈ આવતુ હતુ એમના આત્માએ આ સમારના બધનોમા બધાવાને માટે નહિ પરતુ તે કારમા બધનોને તોડવાને માટે જ જન્મ ધારણ કર્યો હતો

અબાબાઇના સ્વર્ગવાસ પછી જુમખરામ શેઠે ચોથુ વ્રત ઉચરવાનો વિચાર કર્યો તેવામા પૂજ્ય શ્રીમતી જયશ્રીજી મહારાજ રામપુરા પધાર્યા. તેમના ઉપદેશથી સ ૧૯૨૪ મા એમણે ચતુર્થ વ્રત ગ્રહણ કર્યુ તે વખતે પૂજ્ય સાધ્વીજીના ઉપદેશથી દીક્ષા લેવાની ભાવનાવાળી તેમની ૧૬ વર્ષની પુત્રી શિવકુવરે પણ ચતુર્થ વ્રતનો સ્વીકાર કર્યો

નિરતર ધર્મક્રિયાના રસિયા શિવકુવર બ્હેનને ચતુર્થ વ્રત લીધા પછી દીક્ષા વિનાનુ જીવન બહુ જ દુખમય ભાસવા લાગ્યુ તેમણે તેમના પિતાશ્રીને વિનતિ કરી કે-હવે મને જલદી દીક્ષા અપાવો જુમખરામ શેઠનુ હૃદય પણ ધર્મરગથી રગાયેલુ હોવાથી અને પુત્રીમા દીક્ષાની ચોગ્યતા તથા તેની દૃઢ ભાવના જાણતા હોવાથી ઘણા જ પ્રેમથી દીક્ષા લેવા ||

અનુમતિ આપી ! ધન્ય છે આવા પવિત્ર આત્માઓને !! ધન્ય છે પિતા તરીકેની ફરજ અદા કરનાર આવા પુણ્યવંત પિતાશ્રીઓને !!!

સાગરગચ્છમાં ક્રિયાપાત્ર તરીકે પ્રસિદ્ધ થઈ ગયેલા પં શ્રી નેમસાગરજી મહારાજના સમુદાયના આભૂષણરૂપ, ક્રિયા પાત્ર, શાંત, ગંભીર અને વિદ્વાન્ શ્રી રવિસાગરજી મહારાજ તે વખતે વિદ્યમાન હતા તેમની આજ્ઞામાં રહેનાર સાધ્વીજી શ્રીમતી જડાવશ્રીજી તથા તેમની શિષ્યા શ્રીમતી જયશ્રીજી હતા તે બન્ને સાધ્વીજીઓ ગ્રામાનુગ્રામ વિહાર કરીને શ્રાવિકાઓના આચાર-વિચારમાં સુધારો કરવાનો ઉપદેશ આપીને તથા તેઓને ધાર્મિક ક્રિયાકાંડમાં અને ભણવા-ગણવામાં જોડીને ઘણો ઉપકાર કરી રહ્યા હતા તેઓનું પાટણમાં પધારવું થયું અને શાંતમૂર્તિ પૂજ્ય શ્રી રવિસાગરજી મહારાજ સાહેબ પણ પાટણ શહેરમાં પધાર્યા

સં ૧૯૨૮ ના જેઠ વદી ૧૦ ને દિવસે પૂજ્ય શ્રી રવિસાગરજી મહારાજ સાહેબના વરદ હસ્તે શિવકુંવર બ્હેને પાટણમાં દીક્ષા ગ્રહણ કરી તે વખતે દીક્ષિત અવસ્થાનું નામ પાડવામાં પણ પહેલાની માફક કેમ જાણે કુદરતે જ સંકેત કર્યો હોય તેમ ગુરુમહારાજે પણ નામ પાડવામાં શિવ શબ્દનો આશ્રય લઈને શ્રીમતી જયશ્રીજીની શિષ્યા તરીકે વાસક્ષેપ નાખી શિવશ્રીજી નામ પાડયું ૧૬ વર્ષ સુ કુમારિકા અવસ્થામાં બ્રહ્મચર્ય વ્રતને ધારણ કરી ૧૮ વર્ષની ભરયૌવન અવસ્થામાં દીક્ષા અંગીકાર કરી સાધ્વી સમાજમાં એક આદર્શ

રૂપ શિવશ્રીજી સાધ્વી ગણાયા અને તે ઉપરાંત કેટલાએક જીવોને ધર્મમા જોડાવાના નિમિત્તરૂપ બન્યા

સ૦ ૧૯૨૬નુ પહેલુ ચાતુર્માસ પાટણમા જ પૂરુ થયા પછી સ ૧૯૨૭ મા શ્રી રવિસાગરજી મહારાજે યોગોદ્વહન કરાવીને શિવશ્રીજી મહારાજને વડી દીક્ષા પણ પાટણમા જ આપી વડી દીક્ષા થયા પછી સાધ્વીના આચાર–વિચારનુ ઉત્તમ રીતે પાલન કરતા, ભણવા–ગણવાનો ઉદ્યમ કરતા, તપ સ્વાધ્યાયનુ આચરણ કરતા, ગ્રામાનુગ્રામ વિહાર કરીને અનેક સ્થાવર–જગમ તીર્થની યાત્રા કરતા તથા ઘણા જીવોને ધર્મમાર્ગમા જોડતા વીસ–પચીસ વર્ષો વીતી ગયા તેટલા કાળમા એમના તપ–તેજાદિ ગુણોથી આકર્ષાઇને સસારના ગધનમાથી છૂટવાની અભિલાષાવાળી કેટલીએક શ્રાવિકાઓએ એમની પાસે સયમનો સ્વીકાર કર્યો હોવાથી એમના શિષ્ય–પ્રશિષ્યારૂપ પરિવારમા પણ ઘણો વધારો થઈ ગયો હતો

શ્રીમતી શિવશ્રીજી મહારાજની પાસે ઝીંઝુવાડાની એક બહેને દીક્ષા લીધી તેનુ નામ સૌભાગ્યશ્રીજી પાડયુ હતુ તેઓ તેમની પહેલી શિષ્યા થયા ત્યારપછી રાધનપુ નિવાસી અખડ સૌભાગ્યવતા શ્રીમતી રુક્ષ્મણીબ્હેન અને ચપાબ્હેનને શિવશ્રીજી મહારાજના તપતેજ અને ગાભીર્ય જોઇને તથા તેમનો ઉપદેશ સાભળીને આ સસાર એક ભયકર કારાવાસ સમાન ભાસવા લાગ્યો અને કયારે એ કારાવાસમાથી છૂટીએ એવી ભાવના રહેવા લાગી

ઉપર જણાવેલા રુક્ષ્મણીબ્હેન તથા ચપાબ્હેનને માથે જ

દીક્ષા લેવાની ઉત્કટ ભાવના હતી પરતુ રુક્ષ્મણીબ્હેનને કેટલાક પ્રતિકુળ સયોગો હોવાથી આ પાબ્હેને તો ઉતાવળ કરીને દીક્ષા લઇ લીધી તેમનુ નામ વિનયશ્રીજી પાડયુ અને એ શ્રીમતી શિવશ્રીજીની બીજી શિષ્યા થયા

પૂજ્ય શ્રીમતી શિવશ્રીજી મહારાજના દર્શન કરવા જ્યારે રુક્ષ્મણીબ્હેન આવે ત્યારે વદન કરીને તથા તેમની પાસેથી સદ્બોધ સાભળીને ઘણો જ આનદ અનુભવે તેમની સામે બેસીને તેમના મુખારવિદનુ દર્શન અતૃપ્ત દષ્ટિએ કર્યા જ કરે ગૃહસ્થપણામા હોવાથી ઘરના કામકાજ સભાળવા માટે ન ટકે ઉપાશ્રય છોડીને ઘેર જતા ઘણો જ કટાળો આવે પોતાના પ્રારબ્ધને દોષ દઇને એવી ભાવના ભાવતા કે-કયારે આવા પવિત્ર ગુરુણીજી મહારાજનો નિરતર સહવાસ પ્રાપ્ત થાય ઘરમા રહેતા અને ઘરનો કામ-ધધો કરતા છતા પણ આ રુક્ષ્મણીબ્હેનનુ મન તો ધર્મની ક્રિયાઓ કરવામા તથા ગુણવતી ગુરુણીજીના ગુણગણોત્કીર્તન કરવામા તથા ચારિત્ર ગ્રહણ કરવાની ભાવનામા જ ઉત્કઠિત રહેતુ હતુ

જે વસ્તુની તીવ્ર ઇચ્છા હોય અને તદનુકૂલ પ્રયત્ન સતત ચાલુ હોય તો તે વસ્તુની પ્રાપ્તિ પ્રાય લાબે કાળે પણ થતી જોવાય છે તે પ્રમાણે રુક્ષ્મણીબ્હેનને ચારિત્ર લેવામા પ્રતિકુળ સયોગો હતા તેનો અભાવ થઈ જવાથી રુક્ષ્મણીબ્હેને સ ૧૯૫૪ ના માગસર શુદ ૧૦ ના દિવસે દીક્ષા લઇને શ્રીમતી શિવશ્રીજી મહારાજની સેવામા જીવન સમર્પણ કર્યું તે વખતે તેમનુ નામ તિલકશ્રીજી પાડવામા આવ્યુ એ શ્રીમતી શિવશ્રીજીની ત્રીજી શિષ્યા થયા

પૂજ્યપાદ ગુરુણીજી શ્રીમતી શિવશ્રીજી મહારાજના સમુદાયરૂપ વિશાળ કાયમા ભાલસ્થલના વિભૂષણ તિલકરૂપ પૂજ્ય શ્રીમતી તિલકશ્રીજી મહારાજ હાલમા વિદ્યમાન છે એઓશ્રીનો જ્ઞાનાભ્યાસ, ચારિત્રપાલન, પરોપકારવૃત્તિ, સમુદાયસરક્ષણ, ધૈર્ય, ગાભીર્ય અને ઔદાર્યાદિ ગુણોએ કરીને તેમનો પ્રભાવ પોતાના સમુદાયમા તો પડે છે જ, પરતુ બીજા સમુદાયમા તથા શ્રાવક-શ્રાવિકામા પણ સારી રીતે પડતો હોવાથી એમણે ઘણાઓના વૈમનસ્યોને દૂર કરીને પરસ્પર સલાહ-સપ અને ઐક્ય કરાવી આપ્યા છે

પોતાના પરિવારની દરેક સાધ્વીની જીવનચર્યા અને દિનચર્યા ઉપર તેઓ ઘણી જ સૂક્ષ્મદષ્ટિથી અવલોકન કરતા રહે છે કોઇ પણ સાધ્વીઓમા જરા પણ વૈમનસ્ય અથવા અયોગ્ય પ્રવૃત્તિ જોવા-જાણવામા આવે તો તરત જ તે વ્યક્તિને નહિ પણ આખા સમુદાયને ઉદ્દેશીને ગર્ભિતરૂપે એવી હિતશિક્ષા આપે કે પેલી વ્યક્તિને ખોટુ લાગે નહિ અને પોતાના વર્તનને સુધારી લે આવી દીર્ઘદષ્ટિ પૂજ્ય શ્રીમતી તિલકશ્રીજીમા હોવાથી તેમના બહોળા સાધ્વી-સમુદાયમા જે એકતા, સચ્ચારિત્રતા, વિદ્વત્તા, તપસ્વિતા અને પરોપકારિતા આદિ ગુણો જોવામા આવે છે તેથી જ એમનો સમુદાય સયમજ્ઞાનાદિ માટે ઘણો પ્રખ્યાત અને ઉચ્ચકોટિનો ગણાય છે

તેઓશ્રીની સેવા માટે કોઈ પણ સાધ્વીઓ તેમની પાસે જાય ત્યારે તેમને કાઇ પણ હિતશિક્ષા સાભળવાની મળે જ જાતજાતના એવા પ્રશ્નો પૂછે કે-જે સાભળનાર દરેકને કઇ ને કઇ જાણવાનુ-શિખવાનુ મળે હાલમા તેઓશ્રીની ઉમર ૭૦

વર્ષની થઇ છે છતા તેઓ વ્યાકરણના સૂત્રો, નિયમો, રૂપો અને જીવવિચારાદિ પ્રકરણો સબધી એવા બારીક પ્રશ્નો પૂછે છે કે જથી સાભળનારને એમ લાગે કે તેઓશ્રીએ નાનપણમા કરેલો અભ્યાસ કેટલો બધો સગીન છે આટલો બધો કાળ વીત્યા છતા મહત્વના પ્રશ્નો પૂછીને તથા તેનો અર્થ સમજાવીને મધળાને ચકિત કરી નાખે છે

એવા અનેક સદ્ગુણોના નિધિ સરખા પૂજ્ય શ્રીમતી તિલકશ્રીજી મહારાજનો દીક્ષાપર્યાય ૪૯ વર્ષનો થયો છે તેટલા વર્ષોમા અનેક દેશોમા વિહાર કરીને ઘણા શહેરોમા તથા ગામડાઓમા હજારો આત્માઓને ધમમા જોડ્યા છે મોટે ભાગે તેઓ દરેકને ભણવામા તથા સમજણપૂર્વક ક્રિયા કરવામા જોડવાનો પ્રયત્ન કરે છે એ પ્રમાણે પોતાના ચારિત્રનું નિર્મળપણે પાલન કરતા, પોતાના બહોળા સમુદાયને ધર્મશિક્ષા આપીને સયમ માર્ગમા નિશ્ચળ કરતા, શ્રાવક–શ્રાવિકાઓને ધર્મક્રિયા-નિત્ય નિયમોમા દૃઢ કરતા અને ખાસ કરીને શ્રાવક કુળની નાની બાળાઓમા મૂળથી જ ધર્મના અને ધર્માનુષ્ઠાનના સસ્કારો નાખતા વૃદ્ધાવસ્થાને લઇને હવે વિહાર થઈ શકતો ન હોવાથી છે ના ત્રણ વર્ષથી અમદાવાદમા પાજરાપોળના ઉપાશ્રયે બિરાજે છે

પૂજ્ય શ્રીમતી શ્રી તિલકશ્રીજી મહારાજના સુવિનીત અતે વાસિની અને જેમનુ આ સક્ષિપ્ત જીવનચરિત્ર લખવામા આવ્યુ છે તે પૂજ્ય શ્રી તીર્થશ્રીજી મહારાજના પૂજ્ય ગુરુણીજી શ્રીમતી હેમશ્રીજી મહારાજનો ટૂક પરિચય આ પ્રમાણે છે—

સૂર્યપુર( સુરત )નિવાસી શ્રીમત ઝવેરી કલ્યાણચદ

-ભવાનચંદ તથા તેમના ધર્મપત્ની શ્રીમતી ધનકોરબાઈને અમરચંદ તથા બાલુભાઈ નામના બે પુત્રો અને મણીબ્હેન, દયાકુવરબ્હેન તથા રતનબ્હેન નામની ત્રણ પુત્રીઓ હતી તેમા દયાકુવરબ્હેન પૂર્વજન્મના સસ્કારથી નાનપણથી જ સરલ, ભદ્રક અને ધર્મની રુચિવાળા હતા યોગ્ય સમયે દયાકુવરબ્હેનના લગ્ન કરવામા આવ્યા પરતુ દૈવયોગે લગ્ન બાદ થોડા જ સમયમા તેમના પતિનુ પરલોક પ્રયાણ થવાથી તેઓ વિધવાપણાને પામ્યા

દયાકુવરબ્હેનનો જન્મ સ ૧૯૩૮ ના ભાદરવા શુદ ૧૩ ને રોજ થયો હતો પોતાની ૨૬ વર્ષની અવસ્થા થઇ ત્યા સુધીમા સસારની અનેક પ્રકારની વિવિધતાનો તેમણે અનુભવ કર્યો જૈનશાળામા શિક્ષણ લઈને, વિદ્વાન્ સાધુઓના વ્યાખ્યાન સાભળીને અને ધર્મની ક્રિયા-અનુષ્ઠાનમા પ્રવૃત્તિ કરતા કરતા તેઓને આ સસાર ઉપરથી વૈરાગ્ય આવવા લાગ્યો તે અરસામા પૂજ્ય શ્રી શિવશ્રીજી, તિલકશ્રીજી આદિનુ સુરત પધારવાનુ થયુ તેમના પરિચયમા આવવાથી દયાકુવરબ્હેનના અભ્યાસમા તથા વૈરાગ્યમા ઘણો વધારો થયો અને તેમની પાસે ચારિત્ર લેવાની તીવ્ર ભાવના થઈ તે અભિપ્રાય તેમણે પોતાના પિતા કલ્યાણચદભાઇને જણાવ્યો તે સાભળીને દયાકુવરબ્હેનના આખા કુટુબને લાગ્યુ કે-આવી સુખ-સાહ્યબીમા રહેલી આ બ્હેન ચારિત્રના કઠિન આચારોનું પાલન શી રીતે કરી શકશે ? એવી આશકા ઉઠાવીને તેને ચારિત્રની કઠિનતા જણાવવા લાગ્યા, પરતુ દયાકુવરબ્હેનની નિશ્ચલતા અને ચારિત્ર લેવાની તીવ્ર ઉત્કઠા જોઇને અને કુટુબ પણ સુસસ્કારવાળુ તેમજ ધર્મિષ્ઠ હોવાથી લૌકિક

ઝવેરાતની પરીક્ષા કરનારા કલ્યાણચદભાઈએ પોતાની પુત્રીને લોકોત્તર ઝવેરાત ગ્રહણ કરવારૂપ દીક્ષાને ગ્રહણ કરવા અનુમતિ આપી

આ અવસરે સુરતમા પન્યાસજી મહારાજ શ્રી કમળ વિજયજી બિરાજતા હતા તેઓશ્રીના વરદ હસ્તે ઉજમણા અને મહોત્સવપૂર્વક સ ૧૯૬૨ ના વૈશાખ શુદ ૬ ના દિવસે ચ્યાકુવરબ્હેનની દીક્ષા થઇ અને શ્રીમતી તિલકશ્રીજી મહારાજ ના શિષ્યા તરીકે શ્રી હેમશ્રીજી નામ પાડવામા આવ્યુ

શ્રીમતી હેમશ્રીજી મહારાજમા પણ શાતતા, ગભીરતા, ઉદારતા, નિર્દૂષણ ચારિત્રતા અને દયાળુતા આદિ ગુણોએ વાસ કરેલો જોવામા આવે છે હાલમા લગભગ ૬૦ ઠાણાના મોટા સાધ્વી-સમુદાયનુ પૂજ્ય શ્રીમતી તિલકશ્રીજી મહારાજની આજ્ઞાનુસાર સચાલન તેઓશ્રી ઘણી જ કુનેહભરી દીર્ઘદૃષ્ટિથી મમભાવે કરી રહ્યા છે આખા સાધ્વી સમુદાયમા ચારિત્ર-પાલનની ભાવનામા વૃદ્ધિ થતી રહે, રત્નત્રયીની પ્રાપ્તિ થવાથી આત્માનુ હિત કેમ જલદી સાધી શકાય, મહાપુણ્યના ઉદયથી પ્રાપ્ત થયેલી શુદ્ધ દેવ, ગુરુ અને ધર્મરૂપ સામગ્રીને સફળ શી રીતે કરી શકાય વિગેરે બાબતો ઉપર પૂરતુ લક્ષ્ય આપી પોતાનુ વર્તન અને બીજી સાધ્વીઓનુ પ્રવર્તન કરવા-કરાવ વામા તેઓનો પ્રયત્ન રાત-દિવસ ચાલુ જ હોય છે

પૂજ્ય શ્રી હેમશ્રીજી વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થયા હોવા છતા પણ પોતાના ગુરુણીજી શ્રીમતી તિલકશ્રીજીની સેવા-ચાકરીનો તથા વિનય-વૈયાવચ્ચનો લાભ લેવામા જરા પણ આળસ કરતા નથી એવી ઉચ્ચ ગુરુભક્તિ તેમને જાતે કરતા જોઇને સમુ

દાયની બીજી બધી સાધ્વીઓ ઉપર તેની અસર ઘણી જ સારી થાય છે

ઉપર જે ત્રણ પવિત્રાત્માનો સક્ષિપ્ત પરિચય આપવામા આવ્યો તે પૂજ્ય શ્રીમતી શિવશ્રીજી, શ્રી તિલકશ્રીજી અને શ્રી હેમશ્રીજીરૂપ ત્રિવેણી સગમમા પાવન થવા માટે આવેલા મા અને દીકરી (ગજરાબ્હેન અને વિમળાબ્હેન) પવિત્ર તાના પુનીત શિખર ઉપર કેવી રીતે પહોચે છે તે સબધી હવે આપણે વિચારીએ

## દીક્ષિત થયેલા ગુણવતા ગજરાબ્હેન અને તેમના પુત્રી વિમળાબ્હેન

પૂજ્ય શ્રી હેમશ્રીજી મહારાજની દીક્ષા થયા પછીના ૬૪ વર્ષમા નવાજૂનીના નવા રગઢગ નજરે પડવા લાગ્યા હતા એ સમયમા પૂજ્ય શ્રીમતી શિવશ્રીજી મહારાજ તથા પૂજ્ય શ્રીમતી તિલકશ્રીજી મહારાજ પોતાના પ્રચૂર પરિવારની સાથે ગ્રામાનુગ્રામ વિચરતા, ભવ્ય જીવોને ઉપદેશ આપતા, સમાજમા ધર્મ પ્રત્યેના ઉત્સાહને વધારતા અને શાસનોન્નતિના અનેક ધર્મકાર્યો કરાવતા સુરત શહેરમા પધાર્યા

શ્રીમતી શિવશ્રીજી મહારાજાદિની સુરતની સ્થિરતા દરમ્યાન તેમને વદન કરવાના ઇરાદાથી ચારિત્રની ભાવનાવાળા ગજરાબ્હેન પોતાની બાળપુત્રી વિમળાને લઇને એક દિવસે સુરત આવ્યા બાળબ્રહ્મચારિણી, જ્ઞાનધ્યાનમા લીન, મહાપવિત્ર અને પુણ્યશાળી શ્રીમતી શિવશ્રીજી આદિ ગુરુણીઓને વદના કરી તેમની મિષ્ટ વાણી સાભળીને ગજરાબ્હેનને પરમ સતોષ

થયો અને વિચારવા લાગ્યા કે-આ બધા પવિત્ર આત્માઓનું કેટલી બધી શાંતિવાળુ જીવન છે મારે પણ હવે આવા શુદ્ધ જીવનથી પ્રાપ્ત થતા આનદ મેળવવામા વિલબ કરવો નહિ જોઇયે એવો નિશ્ચય કરીને એક દિવસે પૂજ્ય ગુરુણીજીને વદન કરીને ગજરાબ્હેને કહ્યુ કે-મહારાજજી ! હવે મને આપ દીક્ષા આપો, કારણ કે એટલા માટે જ આ વખતે હુ આપની પાસે આવી છુ

પૂજ્ય શિવશ્રીજી મહારાજ તો ઘણા સમયથી જાણતા જ હતા કે વે'લા મોડા પણ ગજરાબ્હેન તો દીક્ષા લેશે જ, એટલે ગજરાબ્હેનનુ કહેવુ સાભળી લીધા પછી વિમળાબ્હેનને પૂજ્ય ગુરુણીજીએ પ્રશ્ન કર્યો કે-વિમુ ! તારી બા તો દીક્ષા લેવાનુ કહે છે તો પછી તારી બા વિના તુ શુ કરીશ ? વિમળાબ્હેને પણ પોતાની બાલ્યાવસ્થાને અનુરૂપ હસતા હસતા જવાબ આપ્યો કે-હુ પણ દીક્ષા લઈને મારી બાની સાથે જ રહીશ અને આપ તથા બીજા બધા ગુરુણીજીઓની સાથે હુ પણ મોક્ષમા આવીશ

પાણીમા પડેલુ તેલનુ બિદુ જેમ જલદી ફેલાઈ જાય છે તેમ આ માદીકરીની દીક્ષાની વાત આખા સુરત શહેરમા ફેલાઈ ગઇ

તે સમયે પ્રાત સ્મરણીય શાસનપ્રભાવક આગમોદ્ધારક પૂજ્ય પ શ્રી આનદસાગરજી મહારાજજી પોતાની આચાર્ય પદવીના પ્રસગને લઇને સુરતમા બિરાજતા હતા તેઓશ્રીના વરદ હસ્તે સ ૧૯૭૪ના વૈશાખ શુદી ૧૩ના દિવસે આ ગજરાબ્હેનને તથા બાળકુવારી ૧૧ વર્ષની વિમળાબ્હેનને શાસન

પ્રભાવનાપૂર્વક દીક્ષા આપવામા આવી. શ્રી હેમશ્રીજી મહા રાજની શિષ્યા તરીકે વાસક્ષેપ નાખીને ગજરાબ્હેનનુ નામ તીર્થશ્રીજી તથા તીર્થશ્રીજી મહારાજની શિષ્યા તરીકે વાસ ક્ષેપ નાખીને વિમળાબ્હેનનુ નામ રજનશ્રીજી પાડવામા આવ્યુ 'सर्वे पद हस्तिपदे निमग्नम्' એ ન્યાયાનુસાર આચાર્ય પદવીના મહામોટા મહોત્સવની ઉજવણીમાં આ દીક્ષાનો મહો ત્સવ પણ ઉજવાઇ ગયો

## પુનિત આત્માઓની પુનિત જીવનચર્યા

તપતેજે કરી શોભતા, ક્ષમા સદા ધરનાર,
એવા આતમ થઇ શકે, શિવરમણી ભરથાર ૧

જ્ઞાન સમુ કોઈ ધન નહીં, સમતા સમ નહિ સુખ,
જીવિત સમ આશા નહીં, લોભ સમુ નહિ દુ ખ ૨

દીક્ષા જગતમા દોહિલી, કઠિણુ કર્મ કરે નાશ,
મોહ જજિર તોડી કરી, આપે મોક્ષનિવાસ ૩

કેવળ આત્મસુખને આપનારા ચારિત્રરત્નને પ્રાપ્ત કર્યા પછી મા-દીકરી ટીટીને ગુરુ-શિષ્યા થયેલા તે બન્નેએ સાધુ ક્રિયાના સૂત્રો વિગેરેનો અભ્યાસ કરવા માડયો.

સુરતમા ચાતુર્માસ પૂર્ણ કરીને પૂજ્ય શ્રી શિવશ્રીજી મહારાજ પોતાના પરિવાર સહિત વિહાર કરીને નવસારી થઈને જલાલપુર પધાર્યા તે વખતે જલાલપુરમા પન્યાસજી મહારાજ શ્રી મણિવિજયજી બિરાજતા હતા તેઓશ્રીએ યોગોદ્વહન કરાવીને આ બન્ને નૂતન સાધ્વીઓને વડી દીક્ષા આપી ત્યારપછી ત્યાથી વિહાર કરીને પૂજ્ય શ્રી શિવશ્રીજી

આદિ ઠાણા કેટલેક દિવસે શ્રી મુનિસુવ્રતસ્વામીના ચરણકમલથી પવિત્ર થયેલા ભરુચ શહેરમા પધાર્યા ત્યાના જિનાલયોના દર્શન કરી ઘણો આનદ પામ્યા થોડી સ્થિરતા કરીને ત્યાથી આગળ વિહાર કરવાની ભાવના હતી, પરતુ એક તરફ ભરુચમા જ્ઞાનવૃદ્ધ અને વયોવૃદ્ધ સુશ્રાવક અનુપચદભાઈ સાથેની ધર્મચર્ચા અને જ્ઞાનગોષ્ઠીમા સાધ્વી સમુદાયને અત્યત આનદ આવવા લાગ્યો અને બીજી તરફ જ્ઞાન, ધ્યાન ક્રિયા, તપસ્યા, વિનય, વૈયાવચ્ચ અને સપ વિગેરે ગુણોથી વિભૂષિત આ સાધ્વી સમુદાયની સાથે ધર્મક્રિયા કરવામા ભાગ કરીને ભરુચની શ્રાવિકા સમુદાયને એટલો બધો રસ પડવા લાગ્યો કે તેઓના તરફથી ઘણા જ આગ્રહપૂર્વક ચોમાસુ ભરુચમાં જ રહેવાની વિનતિ થઈ

પોતાના સમુદાયને તથા ભરુચના શ્રાવિકા સમુદાયને ઘણો લાભ થવાનુ જણાયાથી પૂજ્ય શ્રી શિવશ્રીજી મહારાજ વિગેરેનું સ ૧૯૭૬ નુ ચોમાસુ ભરુચમા જ થયુ

પૂજ્ય શ્રી શિવશ્રીજી મહારાજને તથા તેમના ગુરુબ્હેન શ્રીમતી હેતશ્રીજીને અસલથી જ તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવાની અત્યત અભિલાષા રહેતી હતી તેથી તેઓ દરેક સાધ્વીઓને વારવાર ભણવા–ગણવાની પ્રેરણા કર્યા જ કરતા ઉપવાસાદિ તપસ્યાને પારણે અગર બીજા કોઈ ખાસ કારણ સિવાય ૧૦ વાગ્યા પહેલા ગોચરી–પાણી માટે જવાનો રિવાજ તેઓએ અસલથી રાખ્યો જ નથી એટલે આજે પણ ‘ यथा राजा तथा प्रजा ’ એ ન્યાયાનુસાર તેઓશ્રીના બહોળા સમુદાયમા એ રિવાજનુ મોટે ભાગે પાલન થતુ જોવામા આવે છે અર્થાત્

એ પૂજ્યશ્રીના આખા સમુદાયમા " ज्ञानामृत भोजनम् " એ વાકયની અસર થવામા કાંઈ પણ કસર રહેલી જણાતી નથી

ઘણા વખત પહેલા બનેલી ઘટના અગાઉ નહિ જણાવેલી હોવાથી આ સ્થળે જણાવાય છે કે-પૂજ્યશ્રી શિવશ્રીજી મહારાજ આદિ પાલીતાણે ચોમાસુ રહ્યા હતા, તે વખતે શ્રી વિજયાનદસૂરીશ્વરજી ( આત્મારામજી ) મહારાજ પણ પાલીતાણે ચોમાસુ રહ્યા હતા તેઓશ્રીએ આ સાધ્વીઓના વિનય, વૈયાવચ્ચ, પઠન-પાઠન, શાસનભક્તિ, તપસ્વિના અને સુલેહ-સપ વિગેરે ગુણો જોઈને કેટલાક શ્રાવકોની આગળ એમ જણાવ્યું હતુ કે—

" यहाँ पर जो शिवश्रीजी व हेतश्रीजी आदि साध्वीएँ हैं वे बहुत अच्छे गुणवाली और सदाचरणवाली है। वे न तो पडती हैं सासारिक झगडोंमें और न पडती हैं किसीकी निन्दामे, सच पूछो तो बस, सारा ही साध्वी-समाज ऐसा ही होना चाहिये। "

પૂજ્ય શ્રી વિજયાનદસૂરીશ્વરજીએ કરેલી પોતાની પ્રશસા સાભળીને શ્રી શિવશ્રીજી તથા શ્રી હેતશ્રીજી વિચાર કરવા લાગ્યા કે-અહો! ગુણાનુરાગી મહાત્માઓ હરકોઈના રજ જેવડા ગુણોને ગજ જેવડા માને છે, પરતુ આપણામા કાઇ એવા ગુણો પ્રગટ્યા નથી કયા ચદનબાળા અને મૃગાવતી જેવી પવિત્ર સાધ્વીઓના અપ્રમત્ત મહાન્ આત્માઓ અને કયા આપણો પામર અને પ્રમાદી આત્મા? પ્રમાદનો ત્યાગ કરીને તે તે ઉત્તમ જીવોએ ગ્રહણ કરેલા માર્ગમા ચાલવાના પ્રયત્નમા ઉત્તરોત્તર વધારો કરી શકીએ તો યે આપણું અહોભાગ્ય!

આવા ઉત્તમ ગુણોવાળા સમુદાયમાં કોઇ પૂર્વ પુણ્યના પ્રકર્ષથી પોતાને સ્થાન મળ્યું તેથી તીર્થશ્રીજી મહારાજનું હૃદય એટલું બધું પ્રસન્ન રહેતું કે જેનું વર્ણન જિહ્વાથી કરી શકાય એમ નથી, તો પછી લેખિનીથી તો લખી શકાય જ ક્યાંથી ?

શ્રીમતી શિવશ્રીજી મહારાજની વૃદ્ધાવસ્થા થઇ ગઇ હોવાથી ભરુચનું ચોમાસું પૂરું થયા પછી ત્યાંથી વિહાર કરીને વડોદરા અને ખેડા વિગેરે શહેરો તથા ગામડાઓમાં ફરતા ફરતા ધીરે ધીરે અમદાવાદમાં આવીને પાંજરાપોળના ઉપાશ્રયમાં સં ૧૯૭૭ નું ચોમાસું રહ્યા.

પૂજ્ય શ્રી શિવશ્રી મહારાજની વૃદ્ધાવસ્થાને લઇને તેમની અશક્તિમાં હવે જોસભેર વધારો થતો જતો હોવાથી તેમનાથી હવે પાદવિહાર થઇ શકે એમ ન હતું, તેથી સં ૧૯૭૮ થી સં ૧૯૮૦ સુધીનાં ત્રણ ચોમાસાં પણ તેઓનાં અમદાવાદમાં જ થયાં તે વખતે પોતાના વડા ગુરુણીજીની સેવા-ભક્તિના મુખ્ય હેતુથી શ્રી તીર્થશ્રીજી તેમની સાથે રહીને અત્યંત ઉમંગથી તેમની સેવા-ચાકરીનો લાભ લેતા હતા અને સમયના પ્રમાણમાં પોતાના અભ્યાસને પણ વધારતા હતા. વડિલોના વિનય-વૈયાવચ્ચ કરવાનો ગુણ એમનામાં એટલો બધો દીપી ઉઠયો કે એમના એ ગુણની પ્રશંસા અને અનુમોદના પોતાના સમુદાયની ઘણી સાધ્વીઓ તો કરે જ, પરંતુ અન્ય સમુદાયની ઘણી સાધ્વીઓ પણ કરતી હતી અને હજી પણ કરે છે

શ્રી તીર્થશ્રીજી મહારાજ ગુરુઆજ્ઞાનું પાલન કરવામાં તથા તેઓની જરા પણ આશાતના ભૂલેચૂકે પણ થઇ ન જાય

તે બાબતમા ઘણી જ સાવધાની રાખતા તેઓ શ્રીમતી શિવશ્રીજી મહારાજની પાસે દશવૈકાલિક સૂત્ર અર્થ સહિત ભણ્યા તેમા વિનય–સમાધિ નામનુ નવમુ અધ્યયન ભણ્યા પછી એમના વિનય ગુણમા ઘણો જ વધારો થયો તેમના પરિચયમા આવનાર હરકોઇને એમ જ લાગે કે તીર્થશ્રીજી એટલે વિનયગુણે ધારણ કરેલુ મૂર્ત સ્વરૂપ છેલ્લા ચાર ચોમાસા એક સામટા અમદાવાદમા જ રહીને ગુરુભક્તિમા પસાર કરવાથી એમના આત્માને અનેક પ્રકારના અનુભવો થયા

એમની ગુરુભક્તિની, રત્નત્રયીની આરાધનાની અને વિનયગુણની જાણે કસોટી થતી ન હોય તેમ એમના શરીરમા અનેક રોગોએ ઉપદ્રવ કર્યો અને બીજી પણ મુશ્કેલીઓ આવી પડવા લાગી તેથી શરીર જો કે નિર્બળ થઇ ગયુ તથાપિ વિનય, ભક્તિ, વૈયાવચ્ચ અને ગુરુઆજ્ઞાપાલનમા દ્રઢપણે રહીને એમણે એમના આત્મબળમા તો વધારો જ કર્યો એવી એમની ઉચ્ચ દશા અને સહનશીલતા આગળ ઉપદ્રવો અને વિઘ્નોનુ જોર ચાલી શકયુ નહીં

## વર્ધમાન તપોધમનો પ્રારભ

આ કસોટીમાથી પસાર થયા પછી સ ૧૯૭૯ ના ચોમાસામા કોઈ શુભ ચોઘડીયે એમને શ્રી વર્ધમાન તપ જેવા મહાન્ તપનો પ્રારભ કરવાની ઉત્કઠા થઇ પૂજ્ય ગુરુણીજીને તે વાત જણાવીને તેમની અનુમતિ માગી તેમણે પણ એમની ભાવનાને અનુમોદન અને પ્રોત્સાહન આપીને 'શુભસ્ય શીઘ્રમ્' એ ન્યાયે સારો દિવસ જોઇને આયબીલનુ પચખ્ખાણુ કરાવી મહાન્ તપનો પ્રારભ કરાવ્યો આ કાળમા શ્રી વધમાન ૫

મહાન્ તપનો પ્રારભ કરનારા તો ઘણા જીવો મળી આવે છે, પરતુ એ મહાન્ તપની પૂર્ણાહુતિ કરનાર તો પ્રારભ કરનારા માથી પણ સેકડે એકાદ ભાગ્યશાળી જ પ્રાય સભળાય છે તો પણ મહાપવિત્ર આત્માએ આ મહાન્ તપનો પ્રારભ કરાવેલો હોવાથી શ્રી તીર્થશ્રીજી મહારાજ અનેક વિઘ્નો આવવા છતા પણ આ મહાન્ તપને સપૂર્ણ કરી શકયા તે પૂજ્ય શિવશ્રીજી મહારાજનો પ્રભાવ અને આશીર્વાદને લીધે જ બની શકયુ એમ ઘણાઓનુ માનવુ છે તેમ મારુ પણ માનવુ છે

શ્રી વર્ધમાનતપની શરુઆત કરીને પાચ ઓળી તો એક સાથે જ કરવી પડે એવો અચળ નિયમ હોવાથી શ્રી તીર્થશ્રીજીએ પાચ ઓળી સપૂર્ણ કરીને પારણુ કર્યું પાચ ઓળીની આરાધનાથી શ્રી સિદ્ધચક્ર ભગવાન ઉપરની તેમની શ્રદ્ધા અને ભક્તિમા ઘણો જ વધારો થયો કોઇ પણ ધર્મિષ્ઠ આત્માને બહારના બધા નિમિત્તોની અનુકૂળતા હોય તો તે આત્મા, પોતાની ધર્મસાધનામા ઘણો જ વધારો કરી શકે છે શ્રીતીર્થશ્રીજી મહારાજના મનમા પણ શ્રી સિદ્ધચક્ર ભગવાનના પ્રતાપે અનુકૂળતામા વધારો જ થયો ગયો અર્થાત્ આ મહાન્ તપની શરુઆત કર્યા પછી શ્રી તીર્થશ્રીજી ઉપર પૂજ્ય શ્રીમતી શિવશ્રીજી મહારાજ તથા શ્રીમતી હેતશ્રીજી, તિલકશ્રીજી અને હેમશ્રીજી વિગેરે વડીલોની પ્રસન્નતા અને કૃપાદષ્ટિમા ઘણો જ વધારો થયો ત્યારપછી છૂટક છૂટક ઓળીઓ કરીને નવ ઓળીઓ સપૂર્ણ કરી ત્યાર પછી બીજી ઓળીઓ કરવાની ભાવના નિરતર રહેવા છતા શરીરની અસ્વસ્થતાને લીધે ચાર વર્ષમા એક પણ ઓળી કરી શકયા નહિ

ગૃહસ્થાવસ્થામા મા-દીકરી અને દીક્ષિતાવસ્થામા ગુરુ-

શિષ્યારૂપ આ જોડલીમાથી ગુરુણીસ્વરૂપ શ્રી તીર્થશ્રીજી અત્યાર સુધી જેમ તપસ્યા કરવામા ખૂબ આગળ વધ્યા તેમ શિષ્યાસ્વરૂપ બાળબ્રહ્મચારિણી શ્રીરજનશ્રીજી જ્ઞાન પ્રાપ્ત કરવામા ખૂબ આગળ વધી ગયા હતા તેમની બુદ્ધિ ઘણી તીક્ષ્ણ હતી અને ભણવામા મહેનત પણ ઘણી કરતા હતા તેથી અત્યાર સુધીમા તેમણે વ્યાકરણ, કાવ્ય, ન્યાયમા સ્યાદ્વાદ મજરી, પ્રકરણો, કર્મગ્રંથો, સગ્રહણી અને કર્મપ્રકૃતિ વિગેરે ગ્રંથોનો અભ્યાસ ઘણો સુદર કર્યો હતો ભણવામા તેઓ વિશેષ સમય ગાળતા હતા, છતા વડીલોનો વિનય, ગુરુભક્તિ અને યથાશક્તિ તપ જપ કરવામા પણ ચીવટ રાખતા હતા

બાળબ્રહ્મચારિણી પૂજ્ય વિદુષી સાધ્વી શ્રી રજનશ્રીજી નાની ઉંમરના હોવાથી, વળી ઉંમરના પ્રમાણમા ધાર્મિક અને સસ્કૃતનો અભ્યાસ ઘણો સારો કર્યો હોવાથી, ધર્મક્રિયાઓ સિવાયનો ઘણોખરો સમય તેમનો અભ્યાસમા જ જતો હોવાથી તથા પૂર્વ પુણ્યના પ્રતાપથી તેમનો હસમુખો સ્વભાવ અને વાણીમા મધુરતા હોવાથી ખાસ કરીને નાની નાની બાળાઓ અને યુવતીઓના સમુદાયને તેમના તરફ સ્વાભાવિક જ આકર્ષણ થતુ હતુ તેમની મુદ્રા, તેમનો વિનય, તેમની ગુરુભક્તિ, તેમની વાણીની મીઠાશ અને તેમની વિદ્વત્તા જોઇને જ ઘણા ભવ્ય જીવો ધર્મારાધનમા પ્રવૃત્તિ કરનારા થઈ જતા હતા વળી પ્રસગોપાત તેમના પરિચયમા આવનારા ઓને તેઓ થોડા પણ અસરકારક મધુર વાણીમા ઉપદેશ સભળાવી ધર્મમા જોડીને તેઓનુ મનરજન કરતા હોવાથી પોતાના નામને પણ સાર્થક કરતા હતા તેમનો માયાળુ સ્વભાવ અને પરોપકારવૃત્તિ વિગેરે અનેક ગુણો તેમનામા

હોવાથી ખરેખર સુવર્ણ અને સુગંધનો મેળ થઇ ગયો હોય એવુ જણાય છે

यानपात्रमम ज्ञान, तुडता मनगारिधौ ।
मोहान्धकारमचार, ज्ञान मार्तण्डमण्डलम् ॥ १ ॥

જે જળાશય પોતાના જગતુ લોકોને દાન કર્યા કરે છે અર્થાત્ ફાયદાકારક જળ હોવાથી લોકો સ્વય ગ્રહણ કરે છે, તે જળાશયના જળમા તથા તેની નિર્મળતામા વધારો થયા કરે છે તે જ પ્રમાણે ભણીગણીને જ્ઞાની થયેલો જે માણસ બીજાને ભણાવીને જ્ઞાનદાન કરે છે તેનું જ જ્ઞાન નિર્મળ રહે છે, તથા તેમા વધારો થતો રહે છે, એવુ જાણીને આ રજનશ્રીજી મહારાજ પણ સ્વસમુદાયના સાધ્વીઓને અભ્યાસ કરાવવામા ઘણો પરિશ્રમ કરે છે કોઇ કોઇ વાર અન્ય સમુદાયના સાધ્વીઓ પણ એમની પાસે ભણવા આવે છે ત્યારે તેમને પણ અભેદભાવથી અને એવા ઉમગથી ભણાવે છે કે તેઓ ખુશ ખુશ થઇ જાય છે અને તેમની પાસે ભણવા આવતા શરુઆતમા જેમને કઇક સકોચ થતો તે દૂર થઇ જતા પછી નિસંકોચપણે તેઓ પોતે ભણવા આવે છે તેમ બીજી સાધ્વીઓને પણ ભણવા આવવાની પ્રેરણા કરે છે એમનુ જ્ઞાન, ભણાવવાની ખત અને શૈલી સારા હોવાથી તથા માયાળુ સ્વભાવ હોવાથી એક વાર એમની પાસે ભણનારને વારવાર એમની પાસે ભણવાનો સયોગ મળ્યા કરે એવી આકાક્ષા રહ્યા જ કરે છે

ભૂતકાળના સાસારિક સબધમા મા-દીકરીરૂપે રહેલા અને વર્તમાનકાળના ધાર્મિક સબધમા ગુરુણી-પ્રશિષ્યારૂપે રહેલ પૂજ્ય શ્રીમતી રજનશ્રીજી મહારાજમા અનુક્રમે તપોગુરુન



સ્વ૦ બાલબ્રહ્મચારિણી-સાધ્વીશ્રી શિવશ્રીજી મહારાજ

| | | |
|---|---|---|
| જન્મ-રામપુરા | દીક્ષા-પાટણ | સ્વર્ગગમન-રાજનગર |
| વિ સ ૧૯૦૮ | વિ સ ૧૯૨૬ | વિ સ ૧૯૮૦ |

મહોદય પ્રેસ-ભાવનગર

પ્રન્ષતા અને જ્ઞાનગુણુની પ્રકર્ષતા પ્રગટપણે જોવાય છે, પરંતુ ઘણાખરા તપસ્વીઓને અજીર્ણ થવાથી ક્રોધ અને જ્ઞાનીઓને અજીર્ણ થવાથી અહંકાર દેખાઇ આવે છે તેમ આ બન્ને પવિત્ર આત્માઓના સંબંધમા ક્રોધ અને અહંકારનો અંશ પણ જણાતો નથી

પૂજ્ય તીર્થશ્રીજી મહારાજ તપોધર્મની આરાધનામા જેમ જેમ આગળ વધતા જાય છે, તેમ તેમ તેઓ ક્ષમા અને સહિષ્ણુતા વિગેરે સદ્ગુણોને ધારણ કરવામા અને કષાય, મોહ વિગેરે શત્રુઓનો પરાજય કરવામા પોતાના આત્મિક સામર્થ્યને ફોરવવાનો ઘણો જ પ્રયાસ કરતા રહે છે પ્રાતઃસ્મરણીય એ બન્ને પૂજ્યો શ્રીમતી તીર્થશ્રીજી અને રંજનશ્રીજી વૈરાગ્ય રંગમા ખરેખરા રંગાયેલા હોવાથી એમને શિષ્યાઓ અને પ્રશિષ્યાઓનો બહુલ પરિવાર હોવા છતા તેમા તેઓ લેવાઇને અથવા આસક્ત થઈને પોતાના આત્મસાધનમા જરાપણ પ્રમાદ કરતા નથી

પૂજ્ય શ્રી તીર્થશ્રીજી મહારાજના તથા શ્રી રંજનશ્રીજી મહારાજના વડીલોનો વિનય, વૈયાવચ્ચ, નમ્રતા, ગુણાનુરાગીપણું, સમુદાયના પાલનમા સમદૃષ્ટિ અને પરોપકારવૃત્તિ આદિ ગુણો ઉપરાંત ખાસ કરીને અનુક્રમે તેઓના તપોધર્માનુરાગ અને પઠન-પાઠનાનુરાગ એ બે ગુણો વર્તમાન કાળમા દરેક સાધ્વીઓને અનુકરણ કરવા લાયક છે

## પૂજ્ય શ્રીમતી શિવશ્રીજી મહારાજનું પંડિતમરણ

પૂજ્ય શ્રી શિવશ્રીજી મહારાજ ચારિત્રનું તથા પોતાના

મ્હોળા સમુદાયનુ પાલન કરતા હવે ઘણુ વૃદ્ધ થઈ ગયા હતા તથા ઘણાખરા રોગોએ તેમના શરીરમા કાયમી નિવાસ કરી લીધો હોવાથી તેઓ અશક્ત પણુ ઘણુ જ થઈ ગયા હતા

તે અવસરે પૂજ્ય શ્રી હેતશ્રીજી, શ્રી તિલકશ્રીજી, શ્રી હેમશ્રીજી, શ્રી તીર્થશ્રીજી વિગેરે સમુદાયની દરેક સાધ્વીએ પોતાના વડીલ ગુરુજીની સેવામા સાવધાન રહેવા લાગ્યા પૂજ્ય ગુરુણી મહારાજની વિયોગદશાના વાયરા વાવા લાગ્યા તેથી દરેક સાધ્વીઓને શોકની અસર થવા લાગી તો પ ગુરુણીજી મહારાજની સેવામા વિશેષ સાવધ રહીને 'સ સાર જેણે જન્મ લીધો તેને એક દિવસે મરવાનુ તો અવશ્ય હો છે જ ' એવા વિચારમા દિવસો વ્યતીત કરવા લાગ્યા

અત્યત વૃદ્ધ થયેલા અને રોગાક્રાત શરીરવાળા પૂજ ગુરુણીજી મહારાજ શ્રી શિવશ્રીજી મહારાજ તે સમયમા પ પોતે ભણેલુ, વાચેલુ, સાભળેલુ અને પરિશીલન કરે વારવાર યાદ કર્યા કરતા હતા

ઉપર જણાવેલી સ્થિતિમા દિવસો ઉપર દિવસો પસાર થ લાગ્યા, અને સ ૧૯૮૦ ના જેઠ માસનો પ્રારભ થયો ને દિ દિવસે બિમારી જોર પકડતી જતી હતી તેથી તેમનુ સ્વ ગમન હવે નજીકમા જ થશે એમ બધાને જણાતુ હતુ અવસ્થામા પણ તેમની આત્મરમણુતા અને જાગૃત દશા અદ્ પ્રકારની હતી એમને પોતાને પણ હવે પોતાનુ અત નજીક આવેલુ જણાઈ ચૂકેલુ હોવાથી એમણે શ્રી હેતશ્ર મહારાજને દિલાસો આપીને હિમત રાખવાની સૂચના

શ્રી તિલકશ્રીને આખા સમુદાયના સંચાલન અને પાલનની ભલામણ કરી તથા હાજર રહેલી દરેક સાધ્વીઓને મહાપુણ્યના યોગે રત્નત્રયીની પ્રાપ્તિ થઈ છે તો નિરંતર અપ્રમાદપણે રહીને તેનાથી આત્માનું હિત સાધી લેવાની પ્રવૃત્તિ કરવાનો ઉપદેશ આપીને, બધાને મિચ્છામિ દુક્કડં દઈને પરિશ્રમ લાગવાથી બોલવાનું બંધ કરી દીધું પાસે રહેલા બધાને લાગ્યું કે હવે એમના છેલ્લા શ્વાસોશ્વાસ છે, તેમણે પોતાને પણ પોતાની અંતાવસ્થા સમીપમાં આવેલી જણાઈ તેથી તેમને કહ્યું કે "હવે તમે બધા મને રાસ અને સજ્ઝાય વિગેરે સંભળાવો કે જેથી તે સાંભળવામાં મારું મન લીન થઈ જાય"

પૂજ્ય ગુરુણીજી મહારાજની આજ્ઞા થવાથી વૈરાગ્યની વાસનામાં વધારો કરે એવા સજ્ઝાય, સ્તવન, ચાર શરણા અને આરાધનાપતાકા વિગેરે મધુર કંઠથી સંભળાવી શકે એવી સાધ્વીઓમાંથી વારાફરતી એક એક સાધ્વીએ સંભળાવવા માંડ્યું તે વખતે તે પૂજ્ય ગુરુણીજી સૂતા સૂતા બે હાથ જોડીને, એકાગ્ર દૃષ્ટિથી સાંભળવા લાગ્યા જિંદગીમાં કરેલા સુકૃતની અનુમોદના અને દુષ્કૃતની નિંદા કરતો કરતો તથા નવકાર મંત્રનું સ્મરણ કરતો કરતો બાળબ્રહ્મચારિણી મહાન્ આર્યા પૂજ્ય શ્રી શિવશ્રીજી મહારાજનો શિવશ્રીને વરવા ઉત્કંઠિત થયેલો આત્મા સં ૧૯૮૦ ના જેઠ શુદ ૫ ને દિવસે આ જીર્ણ દેહનો ત્યાગ કરીને પરલોકમાં પ્રયાણ કરી ગયો. ૭૨ વર્ષની ઉંમરમાં ૫૪ વર્ષના પુનિત ચારિત્રપર્યાયનું પાલન કરીને એ અમર આત્મા અમરભૂમિ તરફ ચાલ્યો ગયો અર્થાત્ આ ક્ષણિક સંસારમાંથી અદૃશ્ય થઈ ગયો

## શ્રી વર્ધમાન તપોધર્મનું નિરંતર સેવન

તપના ગુણ જગમા ઘણા, કહેતા નાવે પાર,
વાછિત પૂરે દુખ હરે, ઉતારે ભવ પાર ૧

શિરછત્ર સરખા વૃદ્ધ ગુરુણીજી શ્રી શિવશ્રીજી મહારાજ કાળ કરી ગયા, પરતુ એમના ગુણોનુ સ્મરણ અને અતાવસ્થાએ એમણે આપેલા સદ્‌બોધનું સ્મરણ સમુદાયની દરેક સાધ્વીઓને થયા કરતુ હતુ

પૂજ્ય વડીલ ગુરુણીજીનો વિરહ થયો તે અવસરમાં તીર્થશ્રીજી મહારાજનું શરીર પણ રોગગ્રસિત રહેતુ હતુ તેવા સમયમા તેઓ પોતાની તપસ્યામા આગળ વધી શકયા નહિ

શ્રી સિદ્ધચક્રજીનું સ્મરણ તેઓ હમેશા કરતા રહેતા અને "કયારે શરીરની અનુકૂળતા થાય કે શ્રી વર્ધમાનતપની ઓળીઓનું આરાધન કરી શકુ" એવી ભાવના ભાવતા હતા. આખરે તેમની દઢ ભાવનાથી શરીર સ્વસ્થ થયુ અને સ ૧૯૮૪ પછી તેઓ આગળની ઓળીનુ આરાધન કરવા શક્તિમાન થયા

પૂજ્ય તીર્થશ્રીજીનુ શરીર સર્વથા સ્વસ્થ તો થયુ ન હતુ, પણ શ્રી સિદ્ધચક્ર ભગવાન ઉપર એમને અત્યત શ્રદ્ધા–ભક્તિ હતા અને પ્રારભેલા કાર્યને ગમે તેવા કષ્ટોનો સામનો કરીને પણ પૂરુ કરવુ એવો તેમનો દઢ નિશ્ચય હતો તેને ચળાયમાન કરવાને જ જાણે હોય નહિ તેમ એમના શરીરમાથી એક રોગે હજી પૂરેપૂરી ઉઠાગરી કરી ન હોય ત્યા તો બીજા



રાજનગરનિવાસી શ્રેષ્ઠિવર્યશ્રી, માણેકલાલ મનસુખભાઈ
સંઘવીના ધર્મપત્ની અ. સૌ. શ્રી સૌભાગ્યલક્ષ્મી બ્હેન

શ્રી મહોદય પ્રેસ

ાગમના આગમનના નગારા વાગવા માંડ્યા હતા, છતા પણ મજબૂત હિંમત અને અડગ ટેકવાળા હોવાથી જ શ્રી તીર્થશ્રીજી આ મહાન્ તપને સંપૂર્ણ કરવા ભાગ્યશાળી થઇ શકયા

શરીરે જરા અનુકૂળતા આપી કે તરત ઓળીનો પ્રારંભ કરી દેતા. ઓળીનો પ્રારંભ કર્યા પછી તો ગમે તેવી શરીરની પરિસ્થિતિ થઇ જાય તો પણ ચાલુ ઓળી તો પૂરી કર્યે જ છૂટકો, એવો તેમનો દૃઢ સંકલ્પ હોવાથી એ મહાન તપ ઉપર તેમનો કેટલો બધો અનુરાગ છે તે સ્હેજે વાચકના ખ્યાલમાં આવ્યા વિના નહિ રહે

આગળ આગળની ઓળીઓમા આયંબીલની સંખ્યા વધતી જાય છે એટલે કોઇ કોઇ વાર તો તેઓ શરીરની અનુકૂળતા હોય તો લાગલાગટ બે-ચાર કે પાંચ ઓળીઓ પણ કરી નાખતા એવી રીતે લાગલાગટ ઓળીઓની આરાધના કરવાથી શ્રી તીર્થશ્રીજી મહારાજને એક વાર સાડા ચાર માસના, એક વાર પાંચ માસના, એક વાર આઠ માસના અને છ વાર લગભગ છ છ મહિના સુધીના લાંબા સમય સુધી આયંબીલની તપસ્યા એકધારી ચાલુ રહી હતી આવી ઉગ્ર તપસ્યામાં પણ ઘણે ભાગે વિહાર તો ચાલુ હોય જ

રાજનગરનિવાસી ધર્મપરાયણ શેઠ માણેકલાલ મનસુખભાઇ ભગુભાઇ તથા તેમના ધર્મપત્ની શ્રીમતી સૌભાગ્યલક્ષ્મી બ્હેન કેટલાએક વર્ષોથી બાળબ્રહ્મચારી શ્રીમતી શિવશ્રીજી મહારાજના દર્શનાર્થે અવારનવાર આવતા હતા તેઓશ્રીના સ્વર્ગવાસ બાદ પૂજ્ય શ્રીતિલકશ્રીજી તથા તપસ્વિની શ્રીતીર્થશ્રીજી આદિના દર્શનાર્થે પણ તેઓનુ આગમન થયા કરે છે, તેમને

શ્રીતીર્થશ્રીજી મહારાજની શ્રીવર્ધમાન તપની પ્રશસનીય શ્રદ્ધા અને ઉત્સાહને જોઇને તેમની ઉપર ઘણુ જ બહુમાન થવાથી શ્રીતીર્થશ્રીજી મહારાજની કેટલીએક ઓળીની પૂર્ણાહુતિને પ્રસગે તેમને વદન કરવા આવતા અને પૂજાપ્રભાવનાદિ સત્કાર્યો કરતા હતા

રાજઋદ્ધિ જેના વૈભવમા રહેનારા છતા પરમશ્રદ્ધાળુ ધર્મ ચુસ્ત તે બન્ને શ્રાવક શ્રાવિકાએ નવપદજીની ઓળી શાસન પ્રભાવના પૂર્વક અને ઉત્સવ તથા ઉજમણાપૂર્વક સપૂર્ણ આરાધીને શ્રીવધમાન તપની આરાધના પણ શરુ કરેલી છે

તેમના તરફથી સ ૧૯૯૧ના શિયાળામા શ્રીગિરનારજી તથા શ્રીસિદ્ધગિરિજીનો છરી પાળતો મહાન્ સઘ કાઢવામા આવ્યો ત્યારે સઘમા પધારવાની અમારા સમુદાયને તેઓની આગ્રહ પૂર્વક વિનતિ થઇ પૂજ્ય શ્રીતિલકશ્રીજી મહારાજ ૨૫ ઠાણાના સમુદાય સાથે સઘમા પધાર્યા હતા તે વખતે શ્રીતીર્થશ્રીજી મહારાજને વિહારમા શ્રીવર્ધમાન તપ ચાલુ જ હતો અને પાલી તાણે ગયા પછી શ્રી શત્રુજય તીર્થની ૯૯ યાત્રા કરી તે પણ શ્રી વર્ધમાન તપની તપસ્યા ચાલુ રાખીને જ કરી હતી

સ ૧૯૮૫ થી શ્રી તીર્થશ્રીજી મહારાજની શરીરપ્રકૃતિ ઠીક થતી ગઇ તેમ તેમ તેઓ આ શ્રી વર્ધમાન તપની ઓળીઓની આરાધના ઘણી ઉતાવળથી કરવા લાગ્યા ખાસ કાઈ તબીયતમા પ્રતિકૂળતા ન હોય તો પારણુ કર્યા વગર ઉપરાઉપરી ઓળીઓ ચાલુ જ રાખતા તપ કરવામા એટલી બધી ચીવટ હોવાથી અને જોઈયે તેવી શરીરની સ્વસ્થતા ન હોવા છતા અર્થાત્ લગભગ માદલા શરીરદ્વારા તેઓ શ્રી

વર્ધમાન તપ જેવા ઉત્કટ અને મહાન્ તપનુ સપૂર્ણ આરાધન કરી શકયા

થોડીઘણી પ્રતિકૂળતાની અવગણના કરીને જેમ જેમ તેઓ તપસ્યામા આગળ વધતા ગયા તેમ તેમ તેમની પ્રતિકૂળતાઓ પણ જાણે તેમના સબળ આત્માથી હારીને ધીમે ધીમે ઓછી થઈ ગઇ એટલે તેમના શરીરની સ્થિતિ સુધરતી ગઇ પરિણામે તેમના ચિત્તનો પ્રસન્નતા પણ વધતી ગઇ

આ તપની શરુઆત કરી ત્યારે જિનમ દિરમા દર્શન કરવામા, ચૈત્યવ દન કરવામા તથા ભાવના ભાવવામા અર્ધો–પોણો કલાક મનની સ્થિરતા રહેતી તેમા ધીરે ધીરે વધારો થઈને હવે લગભગ ચાર કલાક સુધી સ્થિરતા રહેવા લાગી, તેથી જિનમ દિરમા જ તેઓ ચૈત્યવ દન કર્યા પછી વીર્યોલ્લાસપૂર્વક ભાવના, ધ્યાન અગર કાઉસગ્ગમા રહીને પોતાની આત્મિક શક્તિની ખીલવણી કરી ઘણા કર્મોની નિર્જરા કરતા જોવાય છે ધન્ય છે એવા સ્વપરિણતિમા રમણ કરીને પરમસુખના અ શનુ આસ્વાદન કરનારા પવિત્ર આત્માઓને ! !

કેટલીએક વાર એમની ઓળીની સમાપ્તિ સારી જૈન વસ્તી વાળા મુકામે થવાનો પ્રસ ગ આવી પડે ત્યારે ત્યાના સ ઘ તરફથી તેની ઉજવણી કવચિત મોટા મહોત્સવથી થતી હતી, પર તુ એકાદ પૂજા વિગેરેથી સામા ય ઉજવણી તો પ્રાય દરેક ઓળીની સમાપ્તિએ થયા કરતી હતી

રાણપુરના ચોમાસામા ૭૮ મી ઓળી સમાપ્ત થઈ હની તે નિમિત્તે ત્યાના ભાવિકોએ ધામધૂમથી અઠ્ઠાઈ મહોત્સવ કરીને તપોધર્મની તથા જિનશાસનની પ્રભાવના કરી હતી

તે જ પ્રમાણે સં૦ ૧૯૯૮ મા વીસ ઠાણા સહિત તેઓ પોરબદર બારેજા, માગરોળ, વેરાવળ, પ્રભાસપાટણ, ઉના, દીવ અને અજારા વિગેરેની યાત્રાએ ગયેલા ત્યારે માગરોળમા ૯૮ મી ઓળી સમાપ્ત થવાથી ત્યાના સંઘે પણ અઠ્ઠાઈમહોત્સવ કરીને તપોધર્મની અનુમોદના કરવાપૂર્વક શાસનની પ્રભાવના કરી હતી

ઉચ્ચગામી જીવના સારા અથવા નીચગામી જીવના માઠા સગ-સહવાસથી દરેક જીવને તેની અસર થયા વિના રહેતી નથી, જેમ કે એક કાગડાના માઠા સહવાસથી મૃત્યુ પામતા એક હસે શ્લોકરૂપે જણાવેલુ કે—

नाऽहं काको महाराज ! हसोऽहं निर्मले जले ।
नीचसगप्रसगेन, मृत्युरेव न सशय ॥ १ ॥

તે જ પ્રમાણે તપસ્વિની મહાપવિત્રાત્મા શ્રીમતી તીર્થશ્રીજીના સારા સગ-સહવાસથી સાથેની સાધ્વીઓમા પણ કેવી તપોધર્મની આરાધના થાય છે તે નીચેની બિનાદ્વારા વાચકોના ખ્યાલમા આવશે

સં ૧૯૯૩ મા શ્રીતીર્થશ્રીજી આદિ ઠાણા ૧૧ પાલીતાણામા ચોમાસુ રહ્યા હતા તે વખતે ચાલી રહેલી ઓળીની સમાપ્તિ થવાથી પારણુ કર્યા પછી એક દિવસે તપની ભાવના વધી જવાથી એમણે અઠ્ઠાઇની તપસ્યા કરી હતી એમની સાથેના ૧૦ ઠાણામા ૪ સાધ્વીઓને વર્ષીતપ ચાલતો હતો, બાકી રહેલા ૬ સાધ્વીઓએ માસક્ષમણનો તપ કર્યો હતો

આ કાળમા તપોધર્મના મૂર્તસ્વરૂપસમા શ્રી તીર્થશ્રીજી

મહારાજની છત્રછાયામા રહીને એમની જીવનચર્યાનુ અવલોકન કરનારમા પણ તપસ્યા કરવાની શક્તિ અને ભાવનામા કેટલો બધો વધારો થાય છે તે દરેક વાચકે સમજવા જેવુ છે

જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ રત્નત્રયીનુ આરાધન કરતા, શ્રી વર્ધમાન તપની આરાધનામા પ્રગતિ કરતા અને ખાસ કરીને શ્રાવિકાવર્ગમા ધાર્મિક પ્રવૃત્તિને વેગ આપતા, ગ્રામાનુ ગ્રામ વિહાર કરતા કેટલીક વખત વડીલ સાધ્વીઓની સાથે રહીને અને કેટલીક વખત રજનશ્રીજી આદિ પોતાના પરિવાર ને સાથે લઈને શ્રી તીર્થશ્રીજી મહારાજે સુરત, ભરુચ, અમ દાવાદ, રાધનપુર, ભાવનગર, મહીદપુર, રાજગઢ, પાલીતાણા, વઢવાણકેમ્પ, લીંબડી, રાણપુર અને જામનગર વિગેરે સ્થળે ચાતુર્માસ કરીને ખાસ કરીને શ્રાવિકા-સમુદાયમા ઘણો સુધારો કર્યો છે

પૂજ્ય શ્રી તીર્થશ્રીજી મહારાજનો આત્મા એટલી બધી ઉચ્ચદશાને-વિકાસને પામેલો હતો કે વિહાર અને શ્રીવર્ધમાન તપ એ બ ને ચાલુ હોય ત્યારે પણ એમનુ ચિત્ત ઘણું જ પ્રસન્ન રહેતુ હતુ હમેશા પ્રભુભક્તિમા અને નવપદજીના ધ્યાનમા કેટલોક સમય એઓ અવશ્ય ગાળતા કેટલીક વાર ઓળીની શરૂઆત કર્યા પછી એમના શરીરમા અસાતનો ઉદય થઇ જતો હતો, છતા દૃઢમનવાળા એમણે કોઇ પણ ઓળીને ખડિત કરી નથી, કારણ કે એમના શરીરમા નિર્બળતાનુ આવાગમન થયા કરતુ હતુ પરતુ મનમા તો નિર્બળતાની છાયાને પણ એમણે પડવા દીધી નથી

જિનમદિરમા જઇને શ્રી તીર્થશ્રીજી મહારાજ ઘણો ટાઇમ

પ્રભુના ધ્યાનમા તથા કીર્તનમા ગાળતા અનેક ભાવવાહી સ્તવનો અર્થની વિચારણાપૂર્વક તાલબદ્ધ પદ્ધતિથી ગાઈને પ્રભુભક્તિમા તલ્લીન થઈ જતા ત્યારે કેટલો સમય વ્યતીત થઈ ગયો તેનો પણ તેમને ખ્યાલ રહેતો નહિ

ગાવાનુ કામ કરનાર હરકોઇ મનુષ્યના કંઠની મધુરતામા જેમ જેમ ગાવામા ટાઈમ પસાર થતો જાય તેમ તેમ પ્રાય કરીને ઓછાશ આવતી જણાય છે પણ શ્રી તીર્થશ્રીજી મહારાજની બાબતમા તેથી ઊલટુ જ પરિણામ આવતું જણાય છે, અર્થાત્ ચઢના પહોરના સૂર્યના તેજમા ક્રમે ક્રમે જેમ વધારો થતો રહે છે તેમ શ્રી તીર્થશ્રીજી મહારાજના ગાવાની શરુઆતમા એમના કંઠની મધુરતા જેટલી હોય છે તેમા જેમ જેમ તેઓ વધારે સ્તવનો ગાય છે તેમ તેમ વધારો થતો હોય એમ જણાય છે વળી સ્તવન ગાવામા તેઓ એટલા બધા તલ્લીન થઇ જતા કે તેમને થાક અગર કંટાળો તો આવતો જ નહિ આવા અદ્ભુત પ્રભાવને તેમના તપોધર્મનો પ્રભાવ સમજવો કે જિનશાસનના અધિષ્ઠાયક દેવોનો સમજવો તેનો પણ કંઈ નિર્ણય કરી શકાતો નથી

## સત્સમાગમના સુંદર પરિણામ

શ્રી તીર્થશ્રીજી મહારાજની ઓળીઓને અંગે ચાલતી આયબીલ જેવા કઠિણ તપની લાબી તપસ્યાને જોઈને અને સાભળીને ઘણા ભવ્ય જીવોને એમના ઉપર ગુણાનુરાગ થતો જ્યા જ્યા એમનું પધારવુ થતુ ત્યા ત્યા ઘણા માણસો એમની તપસ્યાને સાભળીને તપોધર્મની અનુમોદનાપૂર્વક ધર્મમા

પ્રવૃત્તિ કરવાવાળા થઈ જતા તેથી કેટલીક બ્હેનો અને બાળાઓ પણ શ્રી વર્ધમાનતપની આરાધનામાં જોડાયા હતા

સં ૧૯૯૬ માં વઢવાણકેંપ પાસે આવેલા મૂળી નામના ગામમાં ઉપધાન તપ ચાલતો હતો, તેની માળના મહોત્સવ પ્રસંગે શ્રી તીર્થશ્રીજી મહારાજ વિગેરે ઠાણા મૂળીમાં પધાર્યા હતા

મૂળી એ એક નાનકડા રાજ્યની રાજધાનીનું ગામ હોવાથી ત્યાંના ઠાકોર શ્રી હરિશ્ચંદ્ર રાજા અને તેમનું આખું કુટુંબ જૈનેતર હોવા છતાં જૈન ધર્મ પ્રત્યે બહુ જ પ્રેમાળુ તથા શ્રદ્ધાળુ હતું તથા તે ઠાકોરના કામદાર ગોવિંદજીભાઈના કુટુંબની પણ ધર્મપરાયણતા સારી હતી

તે અવસરે નૂતન જિનબિંબોની અંજનશલાકાનો મહોત્સવ દરબારગઢના કંપાઉંડમાં ઊભા કરેલા મનોહર મંડપમાં ચાલતો હતો શ્રી તીર્થશ્રીજી વિગેરે સાધ્વીઓનું વારંવાર ત્યાં જવાનું થતું હતું તે વખતે ત્યાંના રાજરાણી અને કામદારના ધર્મપત્ની પ્રભાકુંવરબ્હેન વિગેરે શ્રી તીર્થશ્રીજી તથા અન્ય સાધ્વીઓના અનેક સદ્‌ગુણોથી આકર્ષાઈને તેમના ઉપર ઘણા જ અનુરાગવાળા થયા શ્રી તીર્થશ્રીજીએ તેમને ખાસ કરીને શ્રી નવપદજીનું આરાધન કરવાની સૂચના કરી અને પોતાની વિદુષી શિષ્યા રંજનશ્રીજીને આજ્ઞા કરીને શ્રી નવપદજીનું સ્વરૂપ તથા તેના આરાધનાની વિધિ સંક્ષેપમાં લખાવી આપી. તથા તે સંબંધી સર્વ હકીકત તમને સ્પષ્ટ રીતે સમજાવીને શ્રી તીર્થશ્રીજી આદિએ મૂળીથી વિહાર કર્યો

મૂળીના રાજકુટુંબમાં તથા કામદાર કુટુંબમાં નીચેના શ્લોકની અસર ઘણી સરસ થયેલી છે—

સમુદાયમા શ્રી વર્ધમાનતપ જેવા કઠિણ અને મહાન્ તપનો કેટલો બધો પ્રચાર છે આવા વિકરાળ-દુષમ-પચમકાળમા આવી ઉત્કટ તપશ્ચર્યા કરનાર પવિત્ર શૂરવીર આત્માઓને અમારા અભિનદન હો! વદન હો! નમન હો!! ઉરના અભિવદન હો!!!

શ્રી તીર્થશ્રીજી મહારાજ એ પ્રમાણે રત્નત્રયીની આરાધ નામા શ્રી વર્ધમાનતપની સાધનામા અને નવપદજી મહારાજના ધ્યાનમા, ઉત્તરોત્તર પ્રગતિ કરી રહ્યા હતા પોતાના આ મહાન્ તપની સપૂર્ણતા હવે નિકટ આવી પહોચેલી હોવાથી તેમના ઉત્સાહમા ઘણો વધારો થયેલો જણાવા લાગ્યો એ વખતે સ ૨૦૦૦ મા રાજનગરમા તેમને ૯૬ મી ઓળી ચાલતી હતી તે દરમ્યાન તપોધર્મ ઉપરની તેમની શ્રદ્ધાની પરીક્ષા અગર આકરી કસોટી જાણે કોઇ કરતુ હોય તેમ તેમના શરીરમા વ્યાધિનો ઉપદ્રવ થયો તપસ્યા ચાલુ હોવાથી દવા થઇ શકે નહિ, આયબીલનો આહાર પણ બરોબર થઇ શકે નહિ એટલે શરીર ઘણુ અશક્ત થઇ ગયુ, તે વખતે શ્રી હેમશ્રીજી, શ્રી રજનશ્રીજી વિગેરે સાધ્વીઓને ઘણી ચિંતા થઇ કે આ ૯૬ મી ઓળી ખડિત થશે કે શું? પરતુ શરીરની નિર્બળતામા વધારો થયા છતા અત્યાર સુધીની તપસ્યાથી કસાયેલો તેમનો આત્મા એટલો બધો સબળ થઇ ગયો હતો અને તેમનુ મન પણ એવુ દૃઢ હતુ કે આવેલા ઉપદ્રવોને સહન કરીને આકરી કસોટીમાથી પસાર થઇ તપોધર્મની પરીક્ષામા ઉત્તીર્ણ થઇ ૯૬ મી ઓળી સપૂર્ણ કરીને તેમણે પારણુ કર્યુ

હજી શરીર બરાબર સ્વસ્થ થયુ ન હતુ, પરતુ હવે

જલદી શ્રી વર્ધમાનતપની પૂર્ણાહુતિ કરવાની તાલાવેલી લાગેલી હોવાથી થોડા જ દિવસોમા ૯૭ મી ઓળીનો પ્રારભ કરીને તીર્થયાત્રાની તમના જાગવાથી વડીલ ગુરુણીજી મહારાજની આજ્ઞા લઇને અમદાવાદથી ચાલુ તપસ્યાએ ૩૦૦ ગાઉનો વિહાર કરી તારગાજી, આબુજી અને રાણકપુરજી આદિ તીર્થોની યાત્રા કરી પાલણપુરમા આવીને ૯૭ મી ઓળીનુ પારણું કર્યું અને આગળ વિહાર કરતા ઊઝામા ૯૮ મી ઓળીનો પ્રારભ કરી મેસાણે થઈને અમદાવાદ પધાર્યા આય બીલ માટેનો સૂઝતો આહાર વિહારના મુકામોમા જોઇયે તેવો મળી શકતો નથી, છતા તપસ્યા ઉપર તેમને એવો બપો રગ લાગેલો હતો કે ગમે તેવો અને થોડો પણ આહાર મળી જાય તેનાથી તેઓ પોતાના આત્માને સતોષી શકતા અર્થાત્ આત્મા ઉપર કાબૂ મેળવેલો હોવાથી જ તેઓ વિહારમા તથા શરીરમા બેચેની હોય તો પણ તપસ્યા ચાલુ રાખીને આ મહાન્ તપને સપૂર્ણ કરવા ભાગ્યશાળી થયા

અમદાવાદમા ૯૮મી ઓળી પૂરી થયા પછી થોડા વખ તમા તેમણે ૯૯મી ઓળી શરુ કરીને સ ૨૦૦૨ ના કાર્તિક શુદી ૨ને રોજ તેની આરાધના પૂરી થઈ તે સમયે કેટલાક શ્રાવિકો તરફથી અઠ્ઠાઇ મહોત્સવ કરવામા આવ્યો હતો.

ભરસમુદ્રમા ફસાઇ પડેલા કોઈ માણસને તરવાનો પ્રયત્ન કરતા કરતા ઘણા કાળ પછી કિનારાની નજીકમા આવી પહો ચવાથી જે આનદ થાય તેવો જ આનદ હવે એક જ ઓળી કરવાની બાકી રહેતી હોવાથી શ્રી તીર્થશ્રીજી મહારાજને થયો. તેથી સ ૨૦૦૨ના કાર્તિક વદી ૧૧ને દિવસે ૧

શરુ કરીને તેમણે પોતાના વડીલ ગુરુણીજીઓને એક દિવસે જણાવ્યુ કે "મારા આ શ્રી વર્ધમાન તપની સંપૂર્ણતા અર્થાત્ મારી આ છેલ્લી ૧૦૦મી ઓળીનુ પારણું શ્રી આદીશ્વર ભગવાનની યાત્રા કરીને શ્રી વિમલાચલ તીર્થની છત્રછાયામા થાય એવી મારી ભાવના છે" આવી સરસ ભાવનાને તેઓએ અનુમોદન આપ્યુ અને શ્રીમતી તિલકશ્રીજીએ શ્રી હેમશ્રીજીને જણાવ્યુ કે-" જે જે સાધ્વીઓને શ્રી શત્રુંજયતીર્થની યાત્રાએ આવવાની ઉત્કંઠા હોય તેઓને સાથે લઈને તમે તથા શ્રી તીર્થશ્રીજી પાલીતાણે જાવ "

પૂજ્ય શ્રીમતી તિલકશ્રીજીની આજ્ઞા થવાથી શ્રીમતી હેમશ્રીજી તથા શ્રીમતી તીર્થશ્રીજીએ મોટા પરિવાર સહિત દૃઢ ઘના ઉલ્લાસથી અમદાવાદથી પાલીતાણા તરફ વિહાર કર્યો ધીરે ધીરે વિહાર કરતા વિરમગામ, વઢવાણ શહેર, વઢવાણ-કેમ્પ, મૂળી, લીંમડી, ચૂડા અને રાણપુર વિગેરે સ્થાનોમા જનસમુદાયના આગ્રહથી વિશેષ રોકાતા સુખશાતિપૂર્વક સર્વે ઠાણા શ્રી શત્રુંજય મહાતીર્થની છત્રછાયામા આવ્યા પાલીતાણા નગરમા સં ૨૦૦૨ ના મહા વદીમા પધાર્યા અને તીર્થયાત્રા નો લાભ લેવા લાગ્યા તપસ્વિની શ્રીતીર્થશ્રીજી મહારાજે આ મહાન્ તીર્થની યાત્રાનો લાભ લેતા લેતા ફાગણ સુદી ૮ ના મહાક યાણકારી દિવસે પોતાના શ્રી વર્ધમાન તપની પૂર્ણાહુતિ કરવાનો નિર્ણય કર્યો છે

તપસ્વિની શ્રીમતી તીર્થશ્રીજી મહારાજના પ્રથમ શિષ્યા શ્રીરંજનશ્રીજી મહારાજે, પોતાના ગૃહસ્થપણાના પૂજ્ય માતુશ્રી અને સાધ્વીપણાના પૂજ્ય ગુરુણીશ્રી એવા પૂજ્ય તીર્થશ્રી

જીની આજ્ઞાનુ અખડ રીતે પાલન કરવામા તથા નિ સ્વાર્થ-પણે સેવા કરવામા જરાપણ ખામી આવવા દીધી નથી વળી ડાગરવાળા ચચળબ્હેન પોતાની ચાર પુત્રીઓ સહિત દીક્ષા લઇને સયમધર્મનુ પરિપાલન કરે છે તેઓ પ્રમોદશ્રીજી નામે શ્રીતીર્થશ્રીજીની બીજી શિષ્યા થઇને પોતાના ગુરુશ્રીજીની સેવાનો સારો લાભ ઉઠાવે છે

સ ૧૯૯૦ ની સાલમા શ્રી રજનશ્રીના શરીરમા વ્યાધિએ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું હતુ તે વ્યાધિનો ઉપચાર કરનારા અમદાવાદના નામાકિત ડૉકટરોએ જણાવ્યુ કે-' અહીંની હવા એમને અનુકૂળ નહિ હોવાથી અમારા પ્રયત્નો સફળ થતા નથી અને વ્યાધિનુ જોર વધતુ જાય છે, માટે તે અસાધ્ય થઈ જાય તે પહેલા એમને કાઠિયાવાડની સૂકી હવા માફક આવે તેવા સ્થળે લઇ જવાની જરૂર છે ' ડૉકટરોના એવા અભિપ્રાયથી શ્રીમતી તીર્થશ્રીજી આદિ બીજા સાધ્વીઓની સાથે શ્રીરજનશ્રીજી વઢવાણ કેપમા પધાર્યા ત્યાની દવા અને હવાથી થોડો આરામ જણાયો એટલે ચાતુર્માસાર્થે તેઓનુ લીંબડીમા પધારવાનુ થયુ તે વખતે તે બધી સાધ્વીઓના તપો ગુણનો અને જ્ઞાન ગુણનો મને થોડોઘણો પરિચય થયો ત્યારપછી પાલીતાણામા એક ચોમાસુ કરીને આ ચરિત્રની નાયિકા શ્રીમતી તીર્થશ્રીજી આદિ રાણપુરમા સ ૧૯૯૪ નુ ચોમાસુ રહ્યા ત્યારે મને તેમનો વિશેષ પરિચય થયો

ભવની પરપરાને વધારનારી, મોહ અને અજ્ઞાનરૂપી કાદવ-કીચડમા ખુચી ગયેલી, જ્ઞાનદૃષ્ટિરૂપ દીવાદાડીના અભાવથી

કર્મપ્રેરિત વિવિધ પ્રકારના વાયરાના યોગે મારી જીવનનૌકા આ સંસારરૂપી સમુદ્રમા ઝોલા ખાતી આમતેમ અથડાયા કરતી હતી તે વખતે મારી શારીરિક સ્થિતિ સારી ન હતી તો પણ મારી જીવનનૌકાને આ સંસારસમુદ્રને કિનારે લઈ જાય એવા કુશળ નાવિકની શોધમા હુ ફર્યા કરતી હતી

નાણપુરમા ચાતુર્માસ રહેલા શ્રીમતી તીર્થશ્રીજી અને શ્રી રજનશ્રીજી આદિનો મને જેમ જેમ પરિચય વધતો ગયો તેમ તેમ તેમના તપ-જ્ઞાન-વિનય-વૈયાવચ્ચ આદિ ગુણોએ, મિલનસાર સ્વભાવે, પરોપકારવૃત્તિએ, લોકોપકારક ઉપદેશ શૈલીએ કેટલાએક સમય પહેલા મારા હૃદયમા ઉદ્ભવેલા દીક્ષાના અભિલાષરૂપ અંકુરને ખરેખરુ જળસિંચન કર્યું હવે મારો દીક્ષાનો અભિલાષ તાજો થયો મને પણ એમ લાગ્યુ કે આવા પવિત્ર ગુરુણીજીઓના સહવાસમા રહીને તેમની સેવામા અને સંયમની આરાધનામા કટિબદ્ધ થવાથી જ હુ મારા આત્માને ઉચ્ચ-સ્થિતિ પ્રાપ્ત કરાવી શકીશ

ઉપર જણાવ્યા પ્રમાણે દીક્ષા લેવાનો નિશ્ચય કરીને એક દિવસે તેઓશ્રીને મે મારા વિચારો જણાવ્યા તેઓશ્રીએ પણ મારા વિચારને સહર્ષ વધાવી લઈને જણાવ્યું કે-દીક્ષા લેવાનો જો દૃઢ નિશ્ચય કર્યો હતો તો તેનો અમલ જેમ બને તેમ જલદી કરવો જોઈએ; કારણ કે શુભ કામમા અણધાર્યા વિઘ્નો પ્રાય આવી પડે છે મારી ભાવનાનો તેઓશ્રીએ સ્વીકાર કરીને મારા જેવા પામર જીવ ઉપર મહાન્ ઉપકાર કર્યો હોય એવો તે વખતે મને અનુભવ થયો

શ્રી સમ્મેતશિખરજીની યાત્રા અત્યાર પહેલા મે બે વા

કરેલી હતી, પરતુ તે વખતે મને ધર્મની આટલી સમજણ ન હોવાથી બરોબર ભાવ જાગેલો નહિ દીક્ષિત થયા પછી બીજા તીર્થાની યાત્રા કરવામા બહુ મુશ્કેલી નથી પરતુ આ સમેતશિખર તીર્થની યાત્રા આ કાળમા બહુ જ મુશ્કેલીવાળી છે, માટે એ તીર્થની એક વાર યાત્રા કરી આવીને પછી ચારિત્ર લેવાનુ બને તો ઘણુ સારુ, એવો વિચાર હુ કરતી હતી તેવામા સદ્ભાગ્યે એવા સમાચાર મળ્યા કે— ' અમદાવાદથી શેઠ મણિલાલ સઘવી સ્પેશ્યલ ટ્રેનની સગવડ કરીને કેટલાક યાત્રીઓને સાથે લઈ શ્રી સમેતશિખર વગેરે ઘણા તીર્થોની યાત્રાએ જવાના છે " તેઓની સ્પેશ્યલમા જનારા યાત્રાળુઓમા મે મારુ નામ દાખલ કરાવ્યુ અને અમદાવાદ થી ઉપડી મુબઈ, કુલપાકજી, અતરિક્ષજી, સમેતશિખરજી, કલકત્તા, અજીમગજ, પાવાપુરી, ક્ષત્રિયકુડ, પાનાપુરી, રાજગૃહી, પટના, બનારસ, અયોધ્યા, લખનૌ, કાનપુર, કપિલાપુરી, શૌરીપુર, આગ્રા, દીલ્હી, હસ્તિનાપુર, જયપુર, ફલોધી પાર્શ્વનાથ, જેસલમેર, ગિરનારજી, અજારા અને પાલીતાણા વિગેરે ૭૦ તીર્થાની ભાવપૂર્વક યાત્રા કરી આત્માને કૃતાર્થ કર્યો

ઉપરની તીર્થયાત્રાના પ્રવાસમા મને એવો વિચાર થયો કે– આ યાત્રામાથી ઘેર ગયા પછી ચારિત્ર લેવામા મારે વિલબ કરવાની કાઈ પણ જરૂર નથી, તેથી યાત્રામાથી જ મે મારા મા-બાપને આ વિચાર જણાવીને સાથે એમ જણાવ્યુ કે– " અમદાવાદથી પૂજ્ય શ્રીતિલકશ્રીજી આદિને આપણા તરફ પધારવાની આગ્રહભરી વિનતિ કરી મારી દીક્ષા સબધી દરેક બાબતની તૈયારી કરવી "

ઉપરની બાબત જણાવતો મારો પહેલો પત્ર વાંચીને મારા મા-બાપ શોકાતુર થયા પરંતુ ઉપરાઉપરી મારા પત્ર જવાથી અને પહેલેથી મારા નિશ્ચયને જાણી ચૂકેલા હોવાથી મારા પિતાશ્રી નાગરદાસ પુરુષોત્તમદાસે શ્રીમતી તિલકશ્રીજીને અમદાવાદથી વિહાર કરવાની વિનંતિ કરી તેઓશ્રીએ તપસ્વિની, શ્રીમતી તીર્થશ્રીજી તથા પૂજ્ય રંજનશ્રીજી આદિ ઠાણા ૧૦ને અમદાવાદથી રાણપુર જવા માટે વિહાર કરાવ્યો આ વખતે તીર્થશ્રીજી મહારાજને છ માસથી આયંબીલની તપસ્યા ચાલુ હતી છતાં તેઓ પણ વિહાર કરીને રાણપુર પધાર્યા

તીર્થયાત્રાની મુસાફરી પૂરી કરીને ઘેર આવી વૈશાખ વદ ને દિવસે હું લીંબડી ગઈ અને આગ્રહભરી વિનંતિ કરીને દીક્ષા માટે ઉભયપક્ષની રજા મેળવી

મારી દીક્ષાના અવસર ઉપર રાણપુરમાં અઠ્ઠાઈ મહોત્સવ, અષ્ટોત્તરી સ્નાત્ર, સ્વામિવાત્સલ્ય, પૂજા, પ્રભાવના વિગેરે ધાર્મિક કાર્યો કરવામાં આવ્યાં હતાં પૂજા માટે અમદાવાદથી 'શ્રી સંભવજિન મંડળી' નામની શ્રાવિકાની મંડળીને આ મહોત્સવમાં પૂજા ભણાવવા માટે ખાસ બોલાવવામાં આવી હતી

ઉપર પ્રમાણેના જિનશાસનની પ્રભાવનાના હેતુભૂત અઠ્ઠાઈ મહોત્સવપૂર્વક પૂજ્યપાદ શ્રી વિજયભક્તિસૂરીશ્વરજી મહારાજ સાહેબના શિષ્યરત્ન પં શ્રી સુમતિવિજયજી મહારાજના વરદ હસ્તે દીક્ષા થઈ તપસ્વિની પૂજ્ય શ્રી તીર્થશ્રીજી મહારાજે સં ૧૯૯૫ ના જેઠ શુદ ૯ ના દિવસે વિજય મુહૂર્તે કર્મ શત્રુઓની ઉપર વિજય મેળવી આપનાર રત્નત્રયીના આરાધન રૂપ ચારિત્રરત્ન મને અપાવીને, પોતાની શિષ્યા તરીકે વાસક્ષેપ નાખી મારું નામ સુરપ્રભાશ્રી પાડવામાં આવ્યું

અનેક પ્રકારની આધિ, વ્યાધિ અને ઉપાધિથી ભવ્ય જીવોને દાવાનળરૂપ ભાસતા આ સસારમાથી પૂજ્યપાદ શ્રીનની તિલક શ્રીજી મહારાજ, શ્રીમતી હેમશ્રીજી મહારાજ, મારા પરમ ઉપકારી શ્રીમતી તીર્થશ્રીજી મહારાજ તથા શ્રીમતી રજનશ્રીજી મહારાજે મારો ઉદ્ધાર કરીને મારી ઉપર અનહદ ઉપકાર કર્યો છે દીક્ષા આપ્યા પછી આજ સુધી પણ મારા આત્માનુ કલ્યાણ થાય એવા માર્ગનો બોધ આપવામા, તે માર્ગમા ચાલવાના પ્રયત્નને વધારવામા વારવાર પ્રેરણા આપતા ગ્હીને હજી પણ ઉપકાર કર્યા કરે છે તે બદલ તેઓ સર્વનો આભાર માનીને આ ચરિત્રની અહીં સમાપ્તિ કરવામા આવે છે

લિ૦

તપાગચ્છ પર પરાનુયાયિની

પૂજ્ય શ્રીમતી શ્રીતિલકશ્રીજી મહારાજની અ તેવાસિની

શ્રીમતી હેમશ્રીજીની ચરણકમલોપાસિકા

તપસ્વિની શિષ્યા શ્રીમતી તીર્થશ્રીજીની

ચરણારવિંદચચરિકા-પુણ્યપ્રભાશ્રી

# ॥ સાદર સમર્પણમ્ ॥



પ્રાત સ્મરણીય પૂજ્યપાદ બાળબ્રહ્મચારિણી સ્વ૦ **સાધ્વી શ્રી શિવશ્રીજી મહારાજજી**ની અતેવાસિની શમ-દમ-જ્ઞાન તપોગુણગણવિભૂષિત વિદુષી **સાધ્વીશ્રી તિલકશ્રીજી** મહારાજજીની ચરણકમલોપાસિની **સાધ્વીશ્રી હેમશ્રીજી** મહારાજજીના શિષ્યા શ્રી વર્દ્ધમાનતપોધર્મને પરિપૂર્ણ કરી પરિપૂર્ણ પુનીત ભાવથી ભાવિત થયેલ તપસ્વિની **શ્રી શ્રી શ્રી શ્રી શ્રી તીર્થશ્રીજી મહારાજશ્રીજી**ના કલ્યાણકારી કર-કમલમા આ '**શ્રીવર્દ્ધમાન તપો મહાત્મ્ય**" નામને સાર્થક કરતા નાનકડા ગ્રથને સાદર સમર્પણ કરી હમો કૃતાર્થ થઈએ છીએ

આપશ્રીએ તપોધર્મની આરાધનામા ઓત-પ્રોત બની સ્વપર ઉદ્ધારાર્થે તે જ તપોધર્મની આરાધનામા હમોને અને સકલસઘને ઉત્તેજિત કરીને અને તે તપોધર્મની સેવનાનુ દ્રવ્ય-ભાવથી સપૂર્ણ દૃષ્ટાન્ત પૂરુ પાડીને સકલ જૈન સમાજ ઉપર મહદુપકાર કર્યો છે તે અનિર્વચનીય છે

આપશ્રીના સયમ-સેવના અને સિદ્ધચક્ર તથા શ્રીવર્દ્ધમાન તપોધર્મની આરાધના પ્રત્યે ઉભરાતા વિવેક-વિનય-વૈયાવચ્ચ-વૈરાગ્યાદિ ગુણો અને તે તે આરાધ્યપદ પ્રત્યેની અપૂર્વ આરાધના, અડગ શ્રદ્ધા, અપૂર્વ મનોબલ અને અસીમ-પ્રીતિભક્તિ

નો સાક્ષાત્કાર દર્શનાર્થીઓને સહજ સમાગમમા થાય છે એ આપશ્રીની જીવનચર્યાની અનુપમ પ્રભાઓ છે ! !

લિ૦ આપશ્રીના અનેકાનેકગુણગણુકમલોપાસિની
શ્રમણોપાસિકા અ૦ સૌ૦ શ્રી **સૌભાગ્યલક્ષ્મીબ્હેન**
( રાજનગરનિવાસી શ્રેષ્ઠીવર્ય શ્રી માણેકલાલ મનસુખભાઇ
મથવીના ધર્મપત્ની )

તા૦ ક૦—હમારા બંને પક્ષને ઉજ્જ્વલ કરનાર કુલદીપક સમા અને જૈન શાસનના શણગાર એવા આપશ્રીએ સયમ ધર્મની સેવનામા સદાય તત્પર રહી શ્રી વર્દ્ધમાન તપની નો ઓળી સપૂર્ણ કરીને હમારા ઉભય પક્ષને ઉજ્જવલ બનાવ્યુ છે, એટલુ જ નહિ પણ આપશ્રીના બાલબ્રહ્મચારિણી શિષ્યા રજન શ્રીજીને દીક્ષિત બનાવીને સયમધર્મના રગમા રગીને મય મને દીપાવ્યુ છે વિશેષત આપશ્રી બ નેએ અનેક આત્મા ઓને સયમ માર્ગમા સ્થિર કર્યા છે, એ હમારા માટે અનિ હર્ષનો વિષય છે

જે કુલમાથી માતા અને પુત્રી સાથે જ સયમ માર્ગે સચરે, તે બ ને જૈન શાસનની સેવા કરે, અને બીજા ભાવુક ભાવિ રત્નોને સયમ અપાવી ભવ્ય સેવા જૈન શાસનના ચરણે ધરે તેના જેવો હમારે બીજો આનન્દનો વિષય કયો હોઇ શકે ???

લિ૦ આપશ્રીના સયમાદિ અનેક ગુણગણુકમળના
રસિક ભ્રમર શ્રાવકો —
**જયચદ મોતીચદ કસુ ગર ( શ્વસુરપક્ષ )**
તથા
**હરિલાલ રણછોડદાસ વકીલ ( પિતૃપક્ષ )ની**
**બહુમાનપૂર્વક કોટિશ વદનાવલી**

# પ્રકાશિકાનું નિવેદન.

મનોહર માલવ દેશના સુપ્રસિદ્ધ ઉજ્જૈન નગરમાં શાસ્ત્ર માન્ય સાત ક્ષેત્રનું રક્ષણ-વૃદ્ધિ આદિ અનેકવિધ ધર્મકાર્યનો પ્રબંધ કરી શકે અને શાસનસેવા બજાવી શકે એ હેતુથી આ પેઢીનો પુનીત જન્મ વિ. સં. ૧૯૯૧ માં થયો છે.

આ પેઢીના પુનીત જન્મના પ્રબલ કારણભૂત પ્રાત-સ્મરણીય પૂજ્યપાદ **આગમોદ્ધારક આચાર્યદેવેશ શ્રી આનન્દસાગરસૂરીશ્વરજી**ના વિદ્વાન શિષ્ય-રત્ન, શ્રીસિદ્ધચક્રારાધન-તીર્થોદ્ધારક, શ્રી સિદ્ધચક્ર-નવપદ આરાધક સમાજ આદિ અનેક શાસનહિતવર્ધક સંસ્થા-સંસ્થાપક, આનન્દ-બોધિની વૃત્તિકાર, વૈયાકરણકેસરી, પંન્યાસપ્રવર શ્રી ચન્દ્રસાગરજી ગણિવર છે અને સાથે સાથે દેશ-પરદેશના સકલ સંઘના સહકારોથી શાસનસેવાનો અનુપમ લાભ આ પેઢી ઉઠાવી રહી છે તે સારૂ પેઢી પૂ. પંન્યાસપ્રવરશ્રીજીનો સદાય ઋણી છે.

પૂ. પંન્યાસપ્રવરશ્રીજીનું વિ. સં. ૨૦૦૧નું ચાતુર્માસ અંધેરી મુકામે હતું તે અવસરે સુવિનયવતી **સાધ્વી શ્રી તિલકશ્રીજી**ની પ્રશિષ્યા **તીર્થશ્રીજી**ની શ્રી વર્દ્ધમાન તપની ૧૦૦ સોમી ઓલીની પુર્ણાહુતીના પ્રસંગે એક પુસ્તક ભેટ તરીકે અપાય એ ઇચ્છવાયોગ્ય છે એવા ભાવનો એક પત્ર લખ્યો.

પત્ર વાચન પછી તે પુસ્તક શ્રી વર્દ્ધમાન તપો ધર્મના આરાધકોની આરાધનાને બલવત્તર બને એવુ પ્રકાશન કરવાનો અતે નિરધાર થયો તે કાર્ય પૂ પન્યાસપ્રવરશ્રીજીને સુપ્રત થતા તે પુણ્ય પ્રકાશનનો લાભ તેઓશ્રી તરફથી હમારી પેઢીને મ યો

આ પ્રકાશનને પ્રસિદ્ધ કરવામા આર્થિક સહાય આપીને પુણ્યાનુબ ધિપુણ્યના ભ ડાર ભરવામા નીચેના મહગૃહસ્થોએ લાભ લીધો છે

એશ્વિર્ય શ્રી માણેકલાલ મનસુખભાઇ સ ઘવીના ધર્મપત્ની અ સૌ **સૌભાગ્યલક્ષ્મી બ્હેન**

સ્વ રસિકલાલ નગીનદાસના પુણ્યસ્મરણાર્થે તેઓશ્રીના ધર્મપત્ની સુભદ્રા બ્હેન હ સ ઘવી નગીનદાસ કરમચ દ

જયચ દ મોતીચ દ કસુંબર

હરિલાલ રણછોડદાસ વકીલ

ઉપરના ચાર ગૃહસ્થો તરફથી રૂા ૧૭૫૦) સાડી સતરસો રૂપીયાની રકમ આ પુણ્ય-પ્રકાશન અંગે હમોને મલી છે, માટે આ અવસરે તેઓશ્રીનો હમે આભાર માનીએ છીએ

પૂર્વે પન્યાસપ્રવરશ્રીજીના સદુપદેશથી શાસનપ્રભાવના-ના શુભ કાર્યો અને પુનીત પ્રકાશનો હમારા (પેઢી) દ્વારા નીચે મુજબના થયેલા છે

શ્રી સિદ્ધચક્રની સામુદાયિક આરાધના પીપલોન-નિવાસી સ્વ શેઠ નદરામ રૂપચ દ તરફથી વિ સ ૧૯૯૧ ખર્ચ આશરે રૂા ૪૦૦૦) ચાર હજારનો અને બહારના ગામના સ ઘે [illegible] જૈન સખ્યામા લાભ

કાલજીપૂર્વક મદદ આપી છે તે માટે તે બધાઓનો અમે આભાર માનીએ છીએ

વિશેષમા આ ગ્રન્થને પ્રકાશન કરવા-કરાવવામા આર્થિક સહાયકો, તથા સમયસર કામ આપવાની કાલજી રાખનાર પ્રેસ માલીક ગુલાબચદભાઇ, તથા તેમના વિનીત પુત્ર વિનયચદ્ર, અને તેમના પ્રેસના સવ માણુસોનો અત કરણપૂર્વક આભાર માનીને અમે વિરમીએ છીએ

લિ૦ શ્રી ઋષભદેવજી છગનીરામજીની પેઢી

( માલવદેશાન્તર્ગત ઉજ્જૈન શહેર )

શીરોલીયા છગનીરામજી અમરચદ તથા

શીરોલીયા મગનીરામજી માગીલાલના

( પેઢીના પ્રધાન સચાલકોના ) બહુમાનપૂર્વક પ્રણામ



સકળ મન્ત્ર-તન્ત્ર-યન્ત્રાધિરાજરાજેશ્વર શ્રી સિદ્ધચક્રાય નમોનમ ।
વિઘ્નવિઘ્ન-વાછિત-દાયકશ્રીશખેશ્વરપાર્શ્વનાથો વિજયતે તમામ્॥

# પ્રાસંગિક—નિવેદન



વિ સ ૨૦૦૧ નુ ચાતુર્માસ મુમ્બાપુરી પાસેના અધેરી નામના પરામા હતુ ચાતુર્માસ દરમિયાન પ્રથમ વ્યાખ્યાનમાં 'શ્રીસૂત્રકૃતાઙ્ગ-સૂત્ર અને ભાવનાધિકારમા 'શ્રી વિક્રમચરિત્ર' ચાલુ હતા ધર્મના યૌવનકાલ સમાન પર્વાધિરાજની સમાપ્તિ થઇ હતી સમાપ્તિ દરમિયાન દેવદ્રવ્યની વૃદ્ધિ અનેકવિધ તપોધર્મનુ સેવન સાધર્મિક વાત્સલ્ય આદિ અનેકવિધ શાસન-પ્રભાવનાના કાર્યો અનુમોદનાને અનુસરતા થયા અનેક રીતિએ જ્ઞાન અને જ્ઞાનના સાધનની અભિવૃદ્ધિ થઇ શકે તેવુ ક્ષેત્ર સયોગ અને સામગ્રી અનુકૂલ હતા તેથી જ હસ્તલિખિત ગ્રન્થોની યાદી, શ્રીસિદ્ધહેમચન્દ્રશબ્દાનુશાસનના પરિશિષ્ટો-વિષયાનુક્રમ અને પ્રસ્તાવના, શ્રી સિદ્ધહેમચન્દ્રશબ્દાનુશાસનની બૃહદ્વૃત્તિ-અવચૂર્ણિના પરિશિષ્ટ-વિષયાનુક્રમ અને પ્રસ્તાવના તો સૂત્રકૃતાગસૂત્રના દ્વિતીય ભાગના મુદ્રણ માટેની મૌલિક વિચારણા ચાલુ હતી સાથે સાથે સાધુઓનો અભ્યાસક્રમ પણ ઠીક ઠીક પ્રમાણમા ચાલુ હતો

આ અવસરમા પ્રકાશનોનુ પુનીત કાર્ય વિદ્યુત્ વેગે ચાલી રહ્યુ હતુ, તે અવસરમા ભા સુ ૮ ના વ્યાખ્યાનની સમાપ્તિ અવસરે આ ગ્રન્થનુ આલેખન કરવાની વિનમ્ર વિજ્ઞપ્તિ જણાવનારો પત્ર સુવિનયવતી સાધ્વીશ્રી તિલકશ્રીજી આદિ તરફથી મળ્યો અને તે પત્રનો જવાબ ફરી વળે તે પહેલા તે સમુદાય તરફથી બીજો પત્ર મળ્યો બન્ને પત્રમા આવા ભાવનુ લખાણ હતુ કે—"વર્દ્ધમાન તપોધર્માનુરક્ત સાધ્વીશ્રી તીર્થશ્રીજીને ૯૯ મી ઓળી પછી તુરતમા ૧૦૦મી ઓલી શરૂ કરવાની ભાવના છે તે ઓલીના

પારણા પ્રસંગે શ્રી વર્દ્ધમાન તપોધમના આરાધકોનો વીર્યોલ્લાસ વધે અને આરાધના સફળ બને અને તવું બધુ પ્રાચીન—નવીન સાહિત્યનો સચય કરી એક ગ્રથ તૈયાર થાય તો તે ગ્રન્થના પ્રકાશનદ્વારા ભાવિક શ્રાવક-શ્રાવિકાને લાભ લેવાની ઇચ્છા છે આ તપોધર્મ પ્રત્યે આપ શ્રીનો પ્રેમ—આદર—બહુમાન હોવાથી આ કાર્યને આપશ્રી વધુ ઉજ્જવલ બનાવી શકશો ઇત્યાદિ

ગ્રથનો પ્રારભ કરવા પહેલા આ ગ્રન્થનુ શુ નામ રાખવુ ? ગ્રન્થમા મુનિ સાહિત્યનો સચય કરવો કે કઇક નવીન સાહિત્ય લખવુ ? નવીન સાહિત્યનો પ્રારભ કયા પ્રકરણથી શરૂ કરવો ? તપોધર્મ અને વર્દ્ધમાન તપોધમને પોષક સાહિત્યો સક્ષેપથી જણાવવા કે આરાધન વિભાગ જ લખવો ? કે મનુષ્ય જીવનની મહત્વતાથી શરૂ કરીને વિસ્તારપૂર્વક પ્રાચીન નવીન સાહિત્યનુ સર્જન કરવુ ? આવી આવી સાહિત્ય સર્જનની સાંકેતિક કલ્પનાઓ આવે એ સ્વાભાવિક હતુ એ ત્રણ દિવસ પછી અતિમ પ્રશ્નના સમાધાન સાથે પ્રાચીન સાહિત્યનો સચય અને નવીન સાહિત્યનુ સર્જન—સકેતનો નિર્ણય થયો

સાહિત્ય—સર્જન—સકેતના સદ્વિચારને મૂર્તિમન્ત અક્ષરદેહરૂપે અર્થાત્ ગ્રથરૂપે નિર્માણ કરવાનો શુભ દિવસ ભા શુ ૧૧ નો હતો સમયની ઓછાશ પ્રકાશનોના વિવિધના અને સયોગોની સકડામણને લીધે ગ્રથના આલેખનમા અતિત્વરા કરવી પડી એ સાહજિક હતુ એટલુ જ નહિ પણ ગ્રથના લખાણ સાથે પ્રેસ કોપી કરીને ભાવનગર શ્રી મહોદય પ્રેસમા આપ્યા પછી મૂફવાંચનની ભલામણ પણ પ્રેસ માલીકને કરવી પડી છે, અને તેથી જ વાચકની તીવ્ર લાગણીને સંતોષી શકવાનુ ન બને એ સ્વાભાવિક છે, છતા આરભના પ્રકરણમા વિષયની ગુથાવટમા સમયાનુસાર પૂરતી કાળજી રાખવામા આવી છે

શ્રી વર્દ્ધમાન તપોધમનુ સેવન મનુષ્ય ભવમા જ થઈ શકે છે તેથી જ " માનવ જીવનની દુર્લભતા " નામના પુનીત પ્રકરણથી આ ગ્રન્થનો પ્રારમ્ભ થાય છે

સુવર્ણની સાંકળમાં સેંકડો અંકોડા હોય છે અને એક એક અંકોડાના પરસ્પર સંબંધથી જોડાણ થયેલ અંકોડાના સમુદાયને સાંકળ કહેવાય છે તેવી રીતે સુવર્ણની સાંકળની જેમ સંકલિત થયેલ આ ગ્રન્થનું ગુણનિષ્પન્ન નામ "શ્રી વર્દ્ધમાન તપો મહાત્મ્ય" રાખવામાં આવ્યું છે આ ગ્રન્થમાં સેંકડોની સંખ્યામાં પુનીત પ્રકરણોના પરસ્પર સંબંધ છે તે સંબંધમાં આપેલ સર્વ પ્રકરણના સમુદાયનું નામ 'શ્રી વર્દ્ધમાન તપો મહાત્મ્ય' છે તેનું વાચન-મનન-પરિશીલન કરે તે વાચકને આ ગ્રંથનું ગુણનિષ્પન્ન નામ હૃદયમંદિરમાં ગુંજતું રહે તેમાં શંકાને સ્થાન જ નથી

આ ગ્રંથમાં સવ્રગ્રથિત શાસ્ત્ર-પરંપરાને માન્ય કલ્પનાઓને સન્માની છે પરન્તુ શાસ્ત્રપરંપરાથી અમાન્ય કલ્પનાને અવકાશ આપ્યો જ નથી એટલું જ નહિ પણ આરાધકોની આરાધના બનવત્તર બને તે સારુ યુક્તિ-યુક્ત કલ્પનાઓ નવનવીન વિષય વિષયને અનુસરતા પ્રસંગ ચાલુ દૃષ્ટાંતો અને પૂર્વાપરના સંબંધને બંધબેસતું આલેખન કરવાના બનતો પ્રયાસ કરેલો છે

શ્રી વર્દ્ધમાન તપોધર્મનો આરાધ આરાધના કરી આરાધ્યકક્ષામાં પ્રવેશે તે મુખ્ય હેતુને અનુલક્ષિત પુનીત પ્રકરણોનું ઉત્થાન અને અનુસ્યૂત સંબંધ સ્થળે સ્થળે સાચવ્યો છે પ્રકરણગ્રંથિત વિષયને સ્પષ્ટ કરવા આનુષંગિક પ્રસંગો અને પ્રાસંગિક વિષયની ઘણાવટ કરવામાં કચાશ રાખી નથી છતાં કચાશ રહી હોય તો પ્રકાશનની અતિત્વરા કારણભૂત છે એમ સમજવું અસ્થાને નથી

આ ગ્રંથને મુખ્યતયા પાંચ વિભાગમાં વહેંચેલો છે પ્રથમ વિભાગમાં તપોધર્મની સેવનાની યોગ્યતાને પરિપક્વ કરનારા પ્રકરણોનો સમાવેશ છે બીજા વિભાગમાં તપોધર્મની સેવનાનું સામ્રાજ્ય પ્રવર્તાવનારે કેવી તૈયારીઓ રાખવી પડે છે તેનું સૂચન છે ત્રીજા વિભાગમાં અનેકવિધ તપોધર્મની સેવનામાં શ્રી વર્દ્ધમાન તપોધર્મની વિશિષ્ટતા અને શ્રી વર્દ્ધમાન કેવલીનું ચરિત્ર વર્ણવેલું છે ચોથા વિભાગમાં શ્રી વર્દ્ધમાન તપોધર્મનું સેવન-વિધિવિધાન પ્રતિપાદન કર્યું છે અને પાંચમા વિભાગમાં તપો-

ધમના આરાધક આરાધ્યકક્ષામા પહોચવા બનવાન બને તે હેતુથી તપો-ધમને પુષ્ટ કરનાર પૂ૰ મહર્ષિઓ રચિત સ્વાધ્યાય-યોગ્ય પૂજા-સ્તવન-પ -વિશિષ્ટ તથા કુલકઅષ્ટકાદિનો સચય કરેલ છે

પાચ વિભાગમા વહેચાયલ આ ગ્રન્થના દરેક વિભાગના પ્રકરણોને મક્ષપથી વિચારી લેવાથી વિભાગોની વિશિષ્ટતા સમજાઈ જાય છે

પ્રથમ વિભાગમા માનવ જીવન પ્રાપ્તિની દુલભતા સમજવા સાથે સહકારી મયાગોની પ્રાપ્તિ અતિ દુલભ છે પુણ્યની અનુકૂલતાએ એક એક સહકારી સયોગ પ્રાપ્ત થાય છે પુણ્યના અભાવમા તે તે સાધન-સયોગના અભાવમા માનવજીવન નિષ્ફલ કઇ રીતે નિવડે છે તે સવિસ્તર સમજાવાય છે વિશેષત પ્રમાદ છોડીને પ્રાપ્ત થયેલ સહકારિ સયોગ સાધનોનો સદુપયોગ કરવાથી મવર-નિજરા અને પુણ્ય, દુરુપયોગ કરવાથી આશ્રવ-બધ અને પાપની પરપરાનો અનુભવ કરવો પડે છે, માટે પ્રાપ્ત સાધનના સદુપયોગ કરવામા દ્રઢપણે કમ્મર કસવી એ વિવેકી ઓનુ આવશ્યક કતવ્ય છે

આવી મનુષ્ય ગતિમા પ્રાપ્ત થયેલ માનવ જીવનની દુલભતા સમજવા સાથ માનવ જીવનને સફલ બનાવનારા સહકારી સયોગો અને નિષ્ફલ બનાવવા માટેનો સદુપયોગ-દુરુપયોગ યુક્તિયુક્ત વિવેચન પૃ૦ ૧ થી પૃ૦ ૮ સુધીના ચાર પ્રકરણોમા જણાવ્યુ છે

મનુષ્યના મોમાસિ રમાં ઉઠતી અભિલાષાઓનુ વર્ગીકરણ કરીને ચાર રૂપે ચાર પુરષાથ જણાવ્યા છે તે ચારમાથી એક પુરષાથની જવાબ રીથી બાકીના ત્રણ પુરષાથની સાધ્ય-સિદ્ધિ કઇ રીતે થાય છે તે જણાવ્યુ છે જુઓ પૃ૦ ૮ થી પૃ૦ ૧૧

પૃ૦ ૧૧ થી પૃ ૩૪ સુધીમાં ધમની વાસ્તવિક ઉપાસના ધમના ક્રમમા ઐક્યતા અને સ્વરૂપમા બે, ધમનુ સાચુ સ્વરૂપ, ધમ સ્વરૂપને સ્પશતી ચાર ભાવનાઓ, ચા ભાવનાઓ ર ઉપયોગ ઢકા સમાધાન દ્દષ્ટાતપુરસ્મરનુ વિવેચન વાચવા-વિચારવા યોગ્ય છે

સમજ વગ ના સદ્વર્તનથી થતા લાભ સમજ વગરના સદ્વર્તનમાં પણ સાચી સમજનો સદ્ભાવ હોય છે, સમજ ભાડે મન છે પણ સદ્વર્તન ભાડે મનતા નથી શ્રદ્ધાની અનિવાર્ય જરૂર છે, શ્રદ્ધાપૂર્વકની સમજ ઉત્પત્તિ-સ્થાન-વૃદ્ધિ અને ત્યપ પરાએ કઈ રીતે પામી શકાય છે અને શ્રદ્ધા-સુધાજોનિધિમા પ્રવેશ કઈ રીતે સ્રય કે આ બધુ યુક્તિપૂર્વક સમજાય છે જુઓ પૃ૦ ૩૪ થી પૃ૦ ૫૮

શ્રદ્ધા-પ્રતીતિ- સ્પિ-સ્પશન-પાલન અને અનુપાનનના પ્રસંગોને મનન પૂર્વક વાચતા વિચારતા અને પરિશીલન કરતા શ્રદ્ધાનુ બનસ્તરપણુ જૈન શાસને સ્વીકાર્યું કે તે યથાર્થ છે એ સમજના વગર સંતુ નથી એટલુ જ નહિ પણ શ્રદ્ધા સમજના સુ ર નિસુય સાથે ધમનુ બનસ્તરપણુ સમજાય છ જુઓ પૃ ૫૮ થી પૃ૦ ૭-

ધમનુ બજાતરપણુ એ નામના પ્રક ણનો પ્રારભ થાય કે અને ધમની બનવતરતાના શાસ્ત્રીય સમાધાનો સમજાય છે ધમ ના ચાર પ્રકારમા પ્રથમ ાન ધમનુ સ્વ પ અને તેના મરમનુ સિચન કાય છે તે ધમની આરાધનામા સાવધાન રહેવાની અવશ્યમેવ જરૂ કે સાથે સાથે ીવન ધમનુ સ્વરૂપ સસ્કાર અને સાવધાન રહેવાનો ઉપદેશ આ બધુ વિવેકપૂર્વક વિચારાય કે જુઓ પૃ ૭૮ થી ૯૪

પૃ ૯૫ થી ૄ ૧૨૩ સુધીમા તપોધર્મની મુખ્યતાનુ ચિન્તન કરાય છે અને તેથી જ અનુક્રમે તપો ધમની સેવનાનુ સામ્રાજ્ય નુ પ્રવતન ા રીતે થાય ? દાના ચાર પ્રકારના ધમનો સમન્વય શી રીતે કરવો ?' અતિમ સાધ્યસિદ્ધિના સાધનો સાથે ચાર પ્રકારના ધમનો સબધ ' ભાવધર્મ સાથે તપોધમનો સબધ તપોધમ સાથે ચારિત્રનુ એકમેકપણુ સવર-નિર્જરાના સુમેળપૂર્વક તપોધર્મ અને સાધનસ્થિત સાધનના નામના પુનીત પ્રકરણો સમજતા સમજતા મહામગલકારી તપોધમના આસેવનની અનિવાય જરૂરીયાત સારી રીતે સમજાય કે તપોધમના સેવન કરનારે સેવનમા સાવધાન રહેવાની જરૂર છે એનાદ્વારાએ તપોધર્મરૂપ કલ્પવૃક્ષના ફૂલ-ફળની પ્રાપ્તિ થાય

છે અને તેથી જ તપોધમના અભ્યાસીએ આહારના અભિલાષને, વામનાને આસક્તિને અને અભ્યાસને તિલાંજલિ દેવી જ જોઇએ તે સારુ "સંસારની ઇમારતનું મૂળ આહાર" નામના પ્રકરણને શરૂ કરાય છે આહાર સાથે સબંધ ધરાવનાર નિમકહરામ નોકરરૂપ શરીર, ગુલામગિરિમાં ગુંગળાયેલો આત્મા અને આહાર-શરીર આત્માનો સબંધ સમજાવીને આ પ્રકરણદ્વારા ત્રણની સાચી સમજ સાથે આયંબિલનો અચિંત્ય પ્રભાવ પિછાણ કરાવાય છે

'શ્રી વર્દ્ધમાન તપોધમ' અને તે તપોધમની મુખ્યતા અને તપોધમનું જૈનશાસન-પ્રસિદ્ધ પ્રવર્તતું સામ્રાજ્ય સમજનારને આ વિભાગ સમજતા વધુ વધુ વીર્યોલ્લાસ આવિર્ભાવ પામે છે આ વિભાગમા "આયંબિલ શ્રી તપો ધમનો અભેદભાવ' રસનાનું સામ્રાજ્ય 'શ્રી વર્દ્ધમાન તપો ધમની વિશિષ્ટતાઓ' વર્દ્ધમાન તપોધર્મીઓને આરાધનામા અનેરો ઉત્સાહ રેડી શકે તેવું શ્રીચંદ્ર કેવલીનું કથાનક અને કથાનકમાંથી ત્યાજ્ય ગ્રહણીય ઉપાદેય અને જ્ઞેય વસ્તુઓનું પૃથક્કરણ કરીને સ્પષ્ટતયા પૃ૦ ૧૨૪ થી ૧૫૨ સુધીમા સમજાવેલું છે

શ્રી વર્દ્ધમાન તપોવિધાન યાને આરાધન વિભાગ પૃ૦ ૧૫૦ થી પૃ ૧૬૬ સુધીમા પૂર્ણ કર્યો છે આ વિભાગમા આરાધકોની અનુકૂલતા માટે શ્રી અરિહંત પદ શ્રી સિદ્ધ પદ અને શ્રી તપ પદની આરાધના વિધિવિધાન અને યોગ્ય સૂચન વિસ્તારપૂર્વક અનુક્રમે આપેલ છે

શ્રી અંતકૃતાંગ નામના આગમ-સાક્ષિએ શ્રી વર્દ્ધમાન તપનું પ્રતિપાદન પૃ૦ ૧૬૬ થી પૃ૦ ૧૬૯ સુધીમા જણાવ્યું છે

ત્રિવિધ યાને ત્રિકરણ વિશુદ્ધિએ આરાધકો શ્રી વર્દ્ધમાન તપની આરાધનામા ઓતપ્રોત બને એ હેતુથી મરમરણીય-સુધા વર્ષાસ્વરૂપ-શ્રી વર્દ્ધમાન તપો ધમ છે એ વાક્યથી વાસિત થયેલ સુધાવર્ષાના પુનીત પીસ્તાલીસ સુવાક્યો આપેલા છે પૃ૦ ૧૬૯ થી પૃ૦ ૧૭૦ સુધી

વર્દ્ધમાન તપના આરાધકો અગર જૈન શાસન પ્રસિદ્ધ હરકોઇ આરાધનાના આરાધકો અખંડ ફલ પ્રાપ્ત કરી શકે તે હેતુથી આરાધકો માટે આવશ્યકીય અમોઘ વર્ષા સ્વરૂપ 'આરાધકો માટે આવશ્યક છે' એ વાક્યથી વાસિત વચનામૃતો તથા પ્રાસંગિક વિવિધ લેખો પૃ૦ ૧૭૪ થી શરૂ થાય છે

॥ સમ્યગ્ જ્ઞાન-દર્શન-ચારિત્રાધિગમ્ય-સિદ્ધચક્રધ્યાનમાનમ ॥

॥ સમ્યગનોવાઞ્છિતપૂરક શ્રીમ ખેશ્વર-પાર્શ્વનાથો વિજયતેતમામ ॥

। મર્વમ તપશિરોમણિ-શ્રીઢાદશાતપોધર્માનુગ્રહતેજ્ભ્યો નમ ।

# 卐 શ્રીવર્દ્ધમાન-તપો મહાત્મ્ય 卐

નોધ —આ શરૂ થતા ગ્રંથમા માનવ જીવનની દુર્લભતા, માનવ જીવનને સફળ કરવાના સહકારિ સાધન ધર્મ પુરુષાર્થની અનિવાર્ય જરૂર અને સેવન ધર્મના ચાર પ્રકારમા તપો ધર્મની વિશિષ્ટતા સકળ તપોધર્મમા શ્રી વર્દ્ધમાન-તપોધર્મની વિશિષ્ટતા આદિ અનેકવિધ પ્રકરણોના પૂર્વાપર સબધ ઉપપત્તિ યુક્તિ-શકા-સમાધાન પૂર્વક પુનિત પ્રકરણોનો અત્ર પ્રારભ કરાય છે આ 'શ્રીવર્દ્ધમાન-તપો મહાત્મ્ય' નામના નાનકડા ગ્રથના પુનિત પ્રકરણોનુ પરિશીલન કરીને શ્રી વર્દ્ધમાન તપોધર્મનુ સેવન કરનારાઓ ઉત્તરોત્તર મહ સપદાઓને કઈ રીતે પામ્યા છે વર્તમાનમા કઈ રીતે પામે છે અને પામશે, તેનુ અત્ર દિગ્દર્શન કરાવાય છે



લેખક —

શ્રીમર્હત્પ્રકથિત-સ્યાદ્વાદમુદ્રામુદ્રિત-જૈન-શાસનના પરમ ગૌરવભૂત

શ્રીતપ -પિયૂષપાનોદ્યતભવ્યભાવોદ્બોધસૂર્યોદય શ્રીસિદ્ધચક્ર

નવપદારાધક સમાજ શ્રીવર્દ્ધમાનતપોધર્મવર્ધક

સસ્થાસસ્થાપક શ્રીવર્દ્ધમાન-તપોનિષ્ણાત-

શ્રીસિદ્ધચક્રારાધન-તીર્થોદ્ધારક-પન્યાસપ્રવર

શ્રીચન્દ્રસાગરગણીન્દ્ર

## મનુષ્યજન્મની દુર્લભતા

જન્મ-જરા-આધિ-વ્યાધિ-ઉપાધિ અને મરણાદિ અનેક વિધ અતિગહન ગુંચોથી ગુંચાયલો આ ચાતુર્ગતિક સંસાર છે આજની ભૌગોલિક દૃષ્ટિએ દૃષ્ટિગોચર થતા મર્યાદિત વિસ્તારવાળ અરબી સમુદ્ર, બ્લૅક સી ( કાળો સમુદ્ર ) અને પૅસેફિક મહા સાગરાદિ દરિયાઓનો અને શાસ્ત્રસુપ્રસિદ્ધ લવણસમુદ્ર-સ્વયમ્ભુ રમણસમુદ્ર વિગેરેનો પાર પામવો જેટલો મુશ્કેલ લાગે તેના કરતા પણ અત્યંત વિસ્તારવાળો આ સંસાર-મહા સાગરનો પાર પામવો તે અત્યંત મુશ્કેલીનું કામ છે

આ સંસારસમુદ્રનો પાર પામવા માટે મનુષ્યભવ મહા નૌકા સમાન છે "કિંમતી સાધનની પ્રાપ્તિ અત્યં દુર્લભ હોય છે" એ કથનાનુસાર મનુષ્યપણું પ્રાપ્ત થ અત્યંત દુર્લભ છે

કરોડોની કમાણી(આવક)થી ઉભરાતી રિયાસતોના રાજ્ય સિંહાસનો પર આવી ચઢેલા નવીન રાજકુમારોને, અ સૂના પડેલા સિંહાસનોના સત્તાધીશ બનેલા શાણા રાજવીઓ રાજ્યપ્રાપ્તિની દુર્લભતા, અને લક્ષ્મીના લાડમાં પૂરા મદોન્મ બનેલા ક્રોડાધિપતિઓને ઘેર જન્મેલા સંતાનોને ધનપ્રાપ્તિ દુર્લભતા જેમ સમજાતી નથી, તે જ પ્રમાણે ચોરાશી લા જીવાયોનિમાં અનંતા કાળ સુધી ભમતા ભમતા "નદીગોળ પાષાણ" ના ન્યાયે સ્વાભાવિક મનુષ્યજીવન પામેલ જીવોને પણ મનુષ્યપણાની દુર્લભતા સમજાતી નથી એ માનવજીવન જીવનારાઓ માટે અત્યંત ખેદ વિષય છે।

## યથેચ્છ પ્રલાપિઓના પ્રલાપોનો મચોટ જવાબ

માનવજીવનની દુર્લભતા મૂગે મોઢે સ્વીકારવા છતા યથેચ્છ-જીવન જીવનારાઓને અને તદ્વિષયક પ્રલાપોના પોકાર ઉઠાવ નારાઓને ક્ષણભર સમજવાની જરૂર છે ખાવાપીવા માટે, પહેરવા-ઓઢવા માટે, રગરાગ ઉડાવવા માટે, મનમાની મોજમઝા માણવા માટે પાચ ઇંદ્રિયોના ત્રેવીસ વિષયો અને તેના બસો ને બાવન વિકારોમા વિકારી બની વિલાસી જીવન જીવવા માટે, સુદર સ્ત્રિયોના સમાગમ કરવા માટે, કુટુબ પરિવાર વધારવા માટે, નાટક સીનેમા જોવા માટે અને સાતે વ્યસનો સેવવા માટે જ આ અત્યત દુર્લભ માનવ જીવન મળેલુ છે, એમ માનનારાઓને સ્પષ્ટરીતે જણાવી દેવામા આવે છે કે-કોઇપણ શાસ્ત્રકારોએ ઉપર કહેલા **મર્ત પ્રસગોની પતાવટ માટે માનવજીવનની દુર્લભતાના યશોગાન** ગાયા જ નથી

તદુપરાત સ્થાવર-જગમ મિલ્કતોના હચમચી ગયેલા પાયાઓને મગીન અને સુદૃઢ બનાવવા માટે અને કામની કારમી વાસનાઓના કારમા પ્રબધની આર્થિક યોજનાના અગ પગ ઉકેલને ઉકેલવા માટે કોઈ પણ મહર્ષિએ આ માનવજીવનની દુર્લભતા વર્તમાનકાળમા સ્વીકારી નથી, ભૂતકાળમા પણ સ્વીકારી નહોતી અને ભવિષ્યકાળમા સ્વીકારશે પણ નહિ, એ શાશ્વત સત્ય મહાય સ્વીકારવા લાયક છે અને રહેશે

## નિ સદેહાત્મક નિર્મળ નિર્ણય

પુદ્દગલોના સમૂહવાળા વિવિધ પ્રસગોમા ખેચાતી ઇંદ્રિયોને આધીન બનીને, વિષયોના ઉપભોગથી આનદિત જીવન-જીવ

નારાઓના જીવનને વિષય-વિકારોથી દૂર કરી નીરસ બનાવીને, રસદાયક જીવન જીવવા માટે તમે કયો રસ્તો બનાવો છે ? શાસ્ત્રકારોના કથનને સમજવા માટે શાન્તિ અને ધૈર્યની જરૂર છે સત્ય કથન સમજીને જીવનમા ઉતારવા માટે ઉપર પ્રમાણેનો પ્રશ્ન કરનાર જિજ્ઞાસુને ઉત્તર આપતા શાસ્ત્રકારો જણાવે છે કે-' **સ્વપરકલ્યાણની ત્રિવિધ-માનસિક, વાચિક અને કાયિક-પ્રવૃત્તિઓમા ઓતપ્રોત થના માટે જ આ માનવજીવન છે** ' મ્હારુ અને જગતના બધા જીવોનુ કલ્યાણ કઈ રીતિએ થાય એવા માનસિક વિચારોથી જીવનને વિશાળ બનાવવુ હિત, મિત અને પ્રિય શબ્દપ્રયોગોથી વાચિક જીવન વ્યવસ્થાપૂર્વક જીવવુ અને કાયાની પ્રવૃત્તિને એવી કલ્યાણકારી બનાવવી કે જેથી કરીને જગતના કોઈ પણ પ્રાણીને લેશ પણ દુ ખનો અનુભવ ન થાય, આવી રીતે જીવન જીવવાને માટે જ આ માનવજીવનની દુર્લભતા જણાવેલી હોવાથી " **સ્વપરના કલ્યાણાર્થે આ માનવ જીવન મળ્યુ છે** " **એવા નિ મન્દેહાત્મક નિર્મળ નિર્ણયને દરેક મુમુક્ષુએ પોતાના હૃદયપટ પર સર્વદા સર્વત્ર અકિત કરવો જરૂરીનો છે**

### માનવજીવનને સફળ કરવામા સાચી દુર્લભતા

સ્વપરકલ્યાણના અર્થી આત્માઓને મનુષ્યપણુ મેળવવુ એ જેટલુ દુર્લભ છે તેટલુ અગર તેથી પણ વિશેષ દુર્લભ તો પ્રાપ્ત થયેલ મનુષ્યપણાને સફળ કરવાનુ છે

મનુષ્યપણુ મેળવ્યા માત્રથી ધારેલી ધારણાઓ, વિચારેલી વિચારણાઓ, આરભેલી આશાઓ, મન કલ્પિત મનોરથો,

વારવાર ઇચ્છેલી ઇચ્છાઓ પૂર્ણ સફળ થઈ નથી, હમણા સફળ થતી નથી અને ભવિષ્યમા સફળ થશે પણ નહિ, તેથી જ માનવજીવનની પ્રાપ્તિ પછી માનવજીવનને સફળ કરવા માટેના સાનુકૂળ સયોગોનો સહકાર પણ અત્યત જરૂરી છે

ભવાન્તરથી મનુષ્યપણાનુ અલ્પાયુષ્ય બાધીને મનુષ્યપણામા આવતા ગર્ભાવસ્થામા, જન્મીને તુરત જ અથવા તો ચાર પાચ વર્ષની ઉમરમા જ મરી જનાર જીવે મનુષ્યપણુ તો પ્રાપ્ત કર્યુ પરતુ તેને સફળ કરવાના સાનુકૂળ સયોગોની પ્રાપ્તિની દુર્લભતાએ કરીને મનુષ્યપણુ પ્રાપ્ત કરવા છતા મનુષ્યપણામા મળી શકતા અનેક લાભોમાથી એક પણ લાભ તે જીવ મેળવી શક્યો નહિ હોવાથી તેનો મનુષ્યભવ નિરર્થક ગયો જ કહી શકાય માનવજીવનને પ્રાપ્ત કર્યા પછી પણ માનવજીવનને સફળ કરવામા આવતી દુર્લભતા છે તેથી જ માનવજીવનને સફળ બનાવનાર સહકારિ સયોગોને વિચારીએ

## મનુષ્યપણુ સફળ કરવામા મળવો જોઈતો સાનુકૂળ સયોગોનો સહકાર

મનુષ્યપણાને[1] પ્રાપ્ત કરનાર જીવનુ આયુષ્ય લાબુ હોય તેટલા માત્રથી મનુષ્યજીવન સફળ થઇ શકે એવો પણ કાઈ નિયમ નથી કારણ કે મનુષ્યપણુ અને લાબુ આયુષ્ય હોવા છતા તેની સાથે અનાર્ય દેશ, અધમ જાતિ, અધમ કુળ, ઇન્દ્રિયોની હીનતા અને રોગી શરીર વિગેરેની પણ પ્રાપ્તિ થઈ જાય તો તે પ્રતિકૂળ સાધનોના સહકારથી અધમ કાર્યોનુ આચરણ કરીને જગતના જીવોનો ધિક્કાર મેળવીને અતે અધમ ગતિ જનારો થાય છે

તેવી જ માનવજીવનને સફળ કરવાના સાધનોમા લાબા[2] આયુષ્યની સાથે શાસ્ત્રકારોએ આર્યદેશ,[3] ઉત્તમ જાતિ,[4] ઉત્તમ કુળ,[5] પાચે ઇદ્રિયોની પૂર્ણતા અને પટુતા, નીરોગી શરીર,[7] સન્માર્ગદર્શક વડીલો[8] અને સદુપદેશક ગુરુવર્યો,[9] તઓશ્રીના વચનોની વિનયપૂર્વકના ઉપાસના,[10] ધર્મોપદેશા દિકનુ શ્રવણ[11], પઠન[12], પાઠન અને પરિશીલન[13] તથા તેના પરિણામે વિવેકનો[14] વધારો અને તેના પરિણામે હેય અને ઉપાદેય વિભાગમા કરાતી યથાશક્તિ નિવૃત્તિ[15] અને પ્રવૃત્તિ,[16] અને તેના પરિણામે આવી પડનારા વિઘ્નોની સમજણ[17] તથા તેને નિવારણ કરવાનુ [18]બુદ્ધિકૌશલ્ય, ધૈર્ય[19] અને સામર્થ્ય,[20] શરૂ કરેલા સત્કાર્યની સિદ્ધિ માટે અપૂર્વ શ્રદ્ધા બળ[21] અને વીર્યબળ,[22] શ્રદ્ધાબળ અને વીર્યબળના વધતા યોગથી પ્રાપ્ત કરેલી સત્કાર્યની સિદ્ધિનુ[23] યોગ્ય આત્માઓને પ્રેમપૂર્વક પ્રદાન,[24] સત્કાર્યસિદ્ધિ-પ્રદાનની પુનિત પરપરા ઓના પુનિત-પ્રબધો વિગેરે પુણ્યની પૂરી જોગવાઈએ અનુક્રમે પ્રાપ્ત થાય છે પૂર્વે જણાવેલા પ્રબળ પુણ્યના પ્રભાવે **ચતુર્વિંશતિ પ્રશસ્ય-સયોગો મનુષ્યપણાને પામેલો જીવ જ પોતાના માનવજીવનને વધારેમા વધારે સાફલ્ય બનાવી** શકે છે, અર્થાત્ તે સયોગોના સહકારથી માનવ જીવનની સફળતાને પ્રાપ્ત કરી શકે છે અન્યથા પૂર્વે કોઇએ માનવજીવન સફળ કર્યું નથી, વર્તમાનમા કોઇ સફળ કરતો હોય એવુ જણાતુ નથી અને ભવિષ્યમા કોઇ સફળ કરશે એવી કલ્પના પણ થઇ શકતી નથી

**માનવજીવનને સફળ કરવામા માનુકૂળ સજોગોનો સહકાર અત્યત જરૂરનો છે** આ કથનને પૂર્વાચાર્યોએ

ધર્મ કથાનુયોગમા સારી રીતે સમજાવ્યુ છે દષ્ટાન્ત તરીકે શાસનમાન્ય શ્રી રત્નશેખરસૂરિજીએ પ્રાકૃત–શ્રીપાલ–ચરિત્રની શરૂઆતમા શ્રી મહાવીર પ્રભુના પ્રથમ ગણધર શ્રી ગૌતમ-સ્વામીજીની દેશનામા અને તે ચરિત્રની અતમા શ્રી અજિતસેન મુનિપ્રવરની દેશનાના પ્રસગમા આ પ્રસગને અત્યત મહત્ત્વ આપ્યુ છે—

" दुलह लहिऊण माणुम जम खित्तकुलाइपहाण ।
दुछहो माणुमो भवो " ઈત્યાદિ ગાથા ૧૬–૧૭
" लद्धमि माणुसे जम्मे दुछह खित्तमारिअ "

ઈત્યાદિ ગાથા ૧૦૭૫ થી ૧૦૮૫ ॥ સિરિસિરિવાલકહા ॥

ભાવાર્થ—હે મહાનુભાવો ! પૂર્વે કરેલા પુણ્યથી દુર્લભ મનુષ્ય જન્મ પામીને પણ આર્ય ક્ષેત્ર અને ઉત્તમ કુલ [3]આદિ સામગ્રીઓ પામવી દુર્લભ છે પૂર્વના પુણ્યથી તે પણ કદાચ પામી જવાય તો પણ પછી પાચ પ્રકારના પ્રમાદને છોડીને સદ્ધર્મ–કર્મમા ઉદ્યમવત થવાનુ તો અત્યત દુર્લભ છે ગાથા ૧૬–૧૭

હે મહાનુભાવો ! અનેક ભવોની પરપરામા દશ દષ્ટાન્તોએ કરીને અત્યત દુર્લભ એવો આ મનુષ્ય જન્મ પામવો જ દુર્લભ છે ત્યારપછી અનુક્રમે આર્ય ક્ષેત્ર, ઉત્તમ જાતિ, ઉત્તમ કુલ, પરિપૂર્ણ પચેદ્રિયપણુ, નીરોગીપણુ, દીર્ઘ આયુષ્ય, સદ્ગુરુનો

---

१ सिरिसिरिवाल कहा पृ २। २ पृ १२१ १२२।
૩ આદિ શબ્દથી ઉત્તમ જાતિ દીર્ઘ આયુષ્ય નિરોગી શરીર અને પચેદ્રિયોની પટુતા વિગેરે

સયોગ, સદ્ગુરુનુ દર્શન અને સેવન, સિદ્ધા તશ્રવણ, તત્ત્વબુદ્ધિ, તત્ત્વરુચિ અને રુચિ અનુસારે તત્ત્વબોધ અને તદનુસાર વર્તન–પાલન અને પરિપાલન પામવાનુ, (શિવમહેલના પુણ્ય સોપાનો) ઉત્તરોત્તર પ્રાપ્ત કરવા તે એક એકથી અત્યત દુર્લભ છે ઉપર જણાવેલા તરે તેર દુર્લભ સ્થાનકો પુણ્યશાળી જીવોને નિર્વિઘ્નતાએ પ્રાપ્ત થઈ શકે છે ઉપરના તેર સ્થાનકોમાથી જે જીવને જેટલા સ્થાનકો ઓછા મળે તેટલી તે જીવની પુણ્યાઈ ઓછી સમજવી એ દરેક સ્થાનકોની કેટલી બધી દુર્લભતા છે તે સમજવાને માટે પ્રાપ્ત થયેલા સ્થાનક પછીના તે [1]સ્થાનક પ્રાપ્ત થવામા આવી પડતા વિઘ્નો અને વિઘ્નમારક પ્રસગોને સમજવાની ઘણીજ જરૂર છે સમજવાના અભિલાષીઓએ ઉપપત્તિપૂર્વક ગાથાક્રમ અને પદો વિચારવાથી માલૂમ પડશે

## વિચારોનુ વર્ગીકરણ

મનુષ્ય માત્રના હૃદયમદિરમા અહોનિશ ઉઠતી ઊર્મિઓ, વૃદ્ધિ પામતા વિચારો, અસખ્ય અભિલાષાઓ, મન કલ્પિત મનોરથો, વિવેકશૂન્ય વાછાઓ, ઉભરાતી ઇચ્છાઓ અને ક્રોડો કલ્પનાઓનુ વર્ગીકરણ કરીએ તો તેના ઓછામા ઓછા ચાર વિભાગો થઈ શકે છે એ **ચાર વિભાગોમા જ માનવ જીવન જીવનાગઓના સમગ્ર સકેતો સમાઈ શકે છે**

---

૧ મનુષ્યપણુ મળ્યા પછી મહાપુણ્યના ઉદયવાળાનેજ લાબુ આયુષ્ય મળેલુ હોય છે લાબા આયુષ્યના સ્થાનકને પામેલો પુણ્યની પૂરી ભોગવાઈવાળો હોય તોજ શ્રવણાદિ યોગ્ય પાચે ઇંદ્રિયોની પૂર્ણતા અને તે તે ઇન્દ્રિયો પોતાના વિષયમાં કાર્યસિદ્ધિ કરે તેવી પટુતા મેળવી શકે છે

એ ચાર વિભાગો તે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ નામના ચાર પુરુષાર્થો છે પુરુષ માત્રના અભિલાષો એ ચાર પુરુષાર્થોમા સમાઇ જાય છે એમ વીતરાગ શાસનમાન્ય-સિદ્ધાન્તના અભ્યાસી વિદ્વજ્જનોમા સુપ્રસિદ્ધ છે.

કોઈપણ સ્થળે કોઈપણ સયોગોમા કોઈપણ ક્ષણે કોઇપણ રીતિએ આવિર્ભાવ થયેલા અભિલાષાદિને શાંત મગજ રાખીને ચોકસાઈથી તપાસવામા આવે તો તે અભિલાષાદિને ઉપર જણાવેલા પુરુષાર્થના ચાર વિભાગ પૈકીના કોઇ પણ વિભાગમા દાખલ કરવો જ પડશે આ પ્રસગ-સમજથી સિદ્ધ થાય છે કે **આ સસારના જીવમાત્રના અભિલાષાદિ ચાર પુરુષાર્થમા અતર્ગત જ છે**

## ચાર પ્રકારના પુરુષાર્થોમા જવાબદાર તો ધર્મ પુરુષાર્થ જ છે

બારીકાઇથી તપાસતા જણાય છે કે આ ચાર પુરુષાર્થોમા પ્રધાનપણું તો ધર્મપુરુષાર્થનું જ છે, કેમકે એ ધર્મપુરુષાર્થથી જ બાકીના ત્રણ પુરુષાર્થોની સિદ્ધિ થઇ શકે છે ધર્મપુરુષાર્થના પ્રધાનપણાને જણાવતા ચાદશો ચુમ્માલીશ ગ્રન્થના પ્રણેતા પ્રાત સ્મરણીય પૂજ્યપાદ શ્રીમાન્ હરિભદ્રસૂરિજી પોતાના ધર્મ બિન્દુ પ્રકરણમા જણાવે છે કે—

"धनदो धनार्थिना प्रोक्त , कामिना सर्वकामद ।
धर्म एवाऽपवर्गस्य, पारम्पर्येण साधक' ॥ २ ॥"

ભાવાર્થ—ધનના અર્થિઓને ધન દેવાવાળો, (કામ-અભિલાષ) ઈંદ્રિયોના વિષયોના અભિલાષવાળાઓને દરેક વિષયોની પ્રાપ્તિ કરાવનારો અને પરંપરાએ છેવટ મોક્ષને પ્રાપ્ત કરાવનારો પણ ધર્મ પુરુષાર્થ જ છે

આ ઉપરથી સમજી શકાય છે કે-અર્થ અને કામ પુરુષાર્થને અનુક્રમે પ્રાપ્ત કરાવવામા, ટકાવવામા, વધારો કરાવવામા, ભોગવવામા, ભોગવતા પણ ખૂટે નહિ તેવા બનાવવામા, ઉત્તરોત્તર વિશેષપણે દેવસપત્તિઓ-માનવ સપત્તિઓની પ્રાપ્તિ વિગેરે કરાવીને પરપરાએ અક્ષય-અવ્યાબાધ સુખરૂપ મોક્ષ પુરુષાર્થને સિદ્ધ કરાવનાર પણ ધર્મ પુરુષાર્થ જ છે ચારે પુરુષાર્થમા ધર્મ પુરુષાર્થનુ પ્રધાનપણુ છે તે યોગ્ય જ છે

ઉપર જણાવ્યા પ્રમાણે ધર્મપુરુષાર્થના પ્રધાનપણાને જાણીને મહાકાિમ યોગોની સાથે માનવજીવનનો સદુપયોગ કરવાની ઈચ્છાવાળાઓએ સૌથી પહેલા જવાબદાર અને જોખમદાર એવા આ ધમ પુરુષાર્થની પ્રાપ્તિના ધોરી રાજમાગ મા જીવન સમર્પણ કરવુ એ જ સર્વથા સર્વદા-સર્વત્ર-શ્રેયસ્કર છે

ધર્મ અને મોક્ષ પુરુષાર્થથી દૂર ભાગનારા જીવોને ઉદ્દેશીને વિના સકોચે કહેવુ પડે છે કે-અર્થ અને કામની અભિનવ અને કમનીય કામનાઓની પરિપૂર્ણતા માટે પણ ધર્મની આરાધના એ જરૂરી વિષય છે મનુષ્ય ભવમા આવેલા જીવના જન્મથી આરભીને મરણ પર્યંતના કાળમા સુખ, શાતિ અને આનદની લ્હેજત લેનારાઓએ ધર્મની આરાધનાથી લેશ પણ વચિત

## થવુ એ ઉભયલોકના સુખ-શાંતિ અને આનંદથી ઠગાવા જેવુ છે

ત્રિકાલાબાધિત, અવિચ્છિન્ન પ્રભાવવાળા, સ્યાદ્વાદ મુદ્રાથી મુદ્રાંકિત, રાગદ્વેષાદિ દુષ્ટ દુશ્મનોથી સદાય અજિત એવા આપ્તપુરુષોથી ઉપદેશાયેલા અને ઇહલોક પરલોકમા સદાય સર્વથા સુખકર એવા ધર્મની આરાધના કરવામા માનવજીવનને ઓતપ્રોત બનાવી દેવામા જ સફલતા છે.

## ધર્મ પુરુષાર્થની વાસ્તવિક ઉપાસના

ધર્મ પુરુષાર્થની આટલી જવાબદારી અને જોખમદારી સમજ્યા પછી ધર્મની આરાધના કરવાની ઇચ્છાવાળાઓને શંકા થશે કે-કોઈ ઠેકાણે દાન-શિયળ-તપ અને ભાવ એમ [1]ચાર પ્રકારના ધર્મ કહ્યા છે અને કોઈ ઠેકાણે જ્ઞાન-દર્શન અને ચારિત્ર એમ [2]ત્રણ પ્રકાર પણ કહ્યા છે, તો એ બન્ને પ્રકારના વચનોમાથી અમારે કયા પ્રકારના ધર્મની આરાધના કરવી?

ધર્મની વ્યાખ્યામા ધર્મનુ સ્વરૂપ અને ધર્મનુ ફળ પણ ભિન્ન ભિન્ન રીતિએ પ્રદર્શિત કરેલુ છે પરિણતિધર્મ અને પ્રવૃત્તિધર્મનુ સ્વરૂપ પણ અલગ-અલગ રીતિએ શ્રવણગોચર થાય છે, માટે ધર્મ પુરુષાર્થના પુનિત પૂજકોએ કયા ધર્મની આરાધના કરવી જોઈએ? આ પ્રશ્નની પરપરાના સમાધાનમા પ્રવૃત્તિધર્મમા કે પરિણતિધર્મમા આગળ વધનારાઓએ

---

૧ જુઓ શ્રી યોગશાસ્ત્ર-દુર્ગતિપ્રપતજ્જન્તુ૦ । ૨ જુઓ શ્રી તત્ત્વાર્થાધિગમ સૂ૦ ૧

**ધર્મના સ્વરૂપને યથાર્થ રીતિએ સમજીને તથા ધર્મના ફળને લક્ષ્યમા ગણીને ધર્મમા પ્રવૃત્તિ કર નારાઓએ પોતાની પરિણતિને ધર્મમય બનાવવી એ જ ધર્મની વાસ્તવિક ઉપાસના છે**

ધર્મનુ સ્વરૂપ, ધર્મનુ ફળ, ધર્મનુ પ્રવર્તન અને ધર્મમય પરિણતિ એ ચારેને સમજવાની જરૂર છે

ધર્મના સ્વરૂપને સમજ્યા વગર ધર્મનુ સપૂર્ણ ફળ જે મોક્ષ તે ધર્મપ્રવૃત્તિદ્વારાએ મેળવી શકાતો નથી કારણ કે ધર્મના સ્વરૂપનો અજાણ ધર્મપ્રવૃત્તિરૂપ પારાવારમા પ્રવેશ કરે તો પણ અતિમ સાધ્યસિદ્ધિને અનુકૂળની પરિણતિ બનાવી શકતો નથી, માટે અનુક્રમે સ્વરૂપ, ફળ, પ્રવૃત્તિ અને પરિણતિને સમજી લઇએ

**ધર્મના ફળમા એકતા હોવા છતા પણ સ્વરૂપમા ભેદ**

સુવર્ણ અને પિત્તળ, સાચો હીરો અને ઇમીટેશન હીરો, મોતી અને કલ્ચરના સ્વરૂપને નહિ સમજનારો લેવા જાય સુવર્ણ અને લઇ આવે પીત્તળ, લેવા જાય સાચો હીરો અને લઇ આવે કાચનો ટુકડો, લેવા જાય પાણીદાર મોતી અને લઇ આવે મીણીયુ મોતી, આ બધુ શાથી થાય છે? જવાબમા કહેવુ પડશે કે-લેનારે-ખરીદ કરનારે સુવર્ણ-હીરા અને મોતીના સ્વરૂપનો નિર્ણય કર્યો નથી હીરાની કિંમતરૂપ ફળ તરફ દોડનારા, હીરો હીરો બોલનારા, ચવ અને રતિના હિસાબ ગણનારા અને હીરાના ભાવને જોરશોરથી બોલનારાઓ પણ અસલી હીરાને બદલે નકલી હીરો કેમ લે છે? જવાબમા કહેવુ પડશે કે-તેઓ સાચા હીરાનુ સ્વરૂપ સમજ્યા જ નથી

તેવી રીતે ધર્મના ફળની દોડધામ કરનારને, ધર્મ ધર્મ બોલનારને, ધર્મના ફળની જાહેરાત કરનારાઓને પણ લાભને બદલે નુકશાનની પરપરાઓ અનુભવવી પડે છે

સ્વરૂપ તરફ નજર રાખે, સ્વરૂપની તપાસ કરે, સ્વરૂપને ઓળખે, નકલી અસલીના ભેળસેળમા પણ સ્વરૂપને સમજનારો અસલીને પરખે, એવાઓને સ્વરૂપની સાચી સમજને લીધે ફળ હાથમા આવીને ઊભુ રહે છે, માટે જ સ્વરૂપને સમજવાની અનિવાર્ય આવશ્યકતા છે અને તેથી જ ધર્મના વાસ્તવિક ફળને પ્રાપ્ત કરવાની ઉમેદવારી રાખનારે ધર્મનુ સ્વરૂપ સમજવુ જ જોઇએ

ફળરૂપ કિંમત મેળવવાની તાલાવેલીમા પડેલાઓ પદાર્થનુ સારુ અને ખોટુ સ્વરૂપ ન સમજે તો ફળ મળવુ તો દૂર રહ્યુ પણ ઉલટી હાંસી થાય છે જેમ પિત્તળ લઇને વેચવા જનારો તોલાના પચોતેર અને પચાશી રૂપીયાની માગણી કરે, ઇમીટેશન વેચનારો સાચા હીરાના રતિ કે ચવના ભાવ જણાવે અને માગે, અને જર્મન સીલ્વરના વાસણોને વેચનારો ચાદીનો ભાવ માગે તો ધક્કો જ ખાય અને જન સમાજમા હાંસીને પાત્ર થાય તેવી રીતે **ધર્મ-અધર્મના યથાર્થ સ્વરૂપને સમજ્યા વગર ધર્મની કિંમત અર્થાત્ ધર્મનુ વાસ્તવિક ફળ પ્રાપ્ત કરવાની ઉમેદ રાખનારાઓ જૈન શાસનમા હાંસીને પાત્ર બને તેમાં કાંઇ નવાઈ નથી**

'ધર્મ દુર્ગતિને રોકનાર છે અને સદ્‌ગતિને મેળવી આપનાર છે' એવા સિદ્ધાન્તની બાંગનમા ફળ પ્રદર્શનમા

તો બધા દર્શનકારો એક સરખા છે, પરતુ ધર્મના સ્વરૂપને પ્રતિપાદન કરવામા જૈનેતર દર્શનો ભ્રાંત ભૂલ્યા છે તેથી તે તે દર્શનના અનુયાયીઓ અર્થાત્ કહેવાતા ધર્મીઓ ધર્મદ્વારાએ મેળવવા લાયક યથાર્થ ફળ મેળવી શકતાજ નથી

'અભ્યુદયનો નાશ કરે, આત્મવિકાસને રોકે, શુભ કાર્યમા અતરાય કરે અને દેવલોકના દ્વાર બધ કરે તે જ ધર્મ કહેવાય' એવી વ્યાખ્યા કોઇ દર્શનકારે કરીજ નથી એટલે સ્પષ્ટ થયુ કે ધર્મની કિમત કે ફળમા ભિન્નતા નથી પણ ધર્મના સ્વરૂપની મા યતામા જ મોટો ફરક છે માટે ધર્મના સ્વરૂપને સૌથી પહેલા સમજવુ એ આવશ્યક છે

## ધર્મનુ સાચુ સ્વરૂપ

ધર્મનુ સાચુ સ્વરૂપ પ્રતિપાદન કરનાર ચૌદશો ચુમાલીસ ગ્રથના પ્રણેતા ભગવાન્ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ ધર્મ કોને કહેવાય તે બાબત ધર્મબિન્દુ પ્રકરણમા આ પ્રમાણે જણાવે છે કે—

वचनाद्यनुष्ठानमविरुद्धाद्यथोदितम् ।
मैत्र्यादिभावसयुक्त तद्धर्म इति कीर्त्यते ॥३॥ धर्मबिन्दु ॥

ભાવાર્થ—પરસ્પર વિરોધ ન આવે એવા સર્વજ્ઞ કથિત અવિરુદ્ધ વચનને અનુસરતુ અને મૈત્રી આદિ ચાર ભાવનાથી ભાવિત થયેલુ અનુષ્ઠાન તે ધર્મ કહેવાય છે

આ સ્થળે કોઈ કહેશે કે–તમે તો 'સર્વજ્ઞકથિત' કહીને દુનિયાના બીજા બધા દર્શનકારોથી જૂદો જ વાડો જમાવ્યો તેના સમાધાનમા જણાવવાનુ કે–અવિરુદ્ધ વચનને બોલનાર સર્વજ્ઞ જ હોઈ શકે, ગમે તે વક્તાનુ વચન લઈએ તો અવિરુદ્ધ–વચન આવી શકે નહિ; કારણ કે **સર્વજ્ઞ સિવાયના સઘળા આત્માઓ રાગ, દ્વેષ, અજ્ઞાનાદિ દોષોને આધીન હોવાથી ત્રિકાલાબાધિત–અવિરુદ્ધ–વચન બોલી શકતા જ નથી આથી સ્પષ્ટ થયુ કે અવિરુદ્ધ વચન બોલનારા ત્રિલોકનાથ ભગવત સર્વજ્ઞો જ હોય છે, અને તેઓના જ વચનો અવિરુદ્ધ હોઈ શકે છે**

તે સર્વજ્ઞના વચનને અનુસારે વર્તનારાઓના માનસિક, વાચિક અને કાયિક પ્રવર્તનને ધર્મ સમજી લેનારાઓને ઉદ્દેશીને પ્રાત સ્મરણીય પૂ સૂરીશ્વરજીએ ટકોરપૂર્વક જણાવી દીધુ છે કે–**કોઈ પણ પ્રવર્તનને અનુસરનારો આત્મા ચાર ભાવનાથી ભાવિત હોય તો જ તે સ્થળે સર્વજ્ઞ કથિત ધર્મ છે** એમ સમજવુ, અર્થાત્ ઉપરોક્ત શ્લોકના ઉપર જણાવેલા ભાવાર્થને અનુસરતુ અનુષ્ઠાન જ ધર્મ છે

આ ઉપરથી ધર્મિ–આત્માઓને પોતાના જીવનમા ધર્મ છે કે કેમ ?, મારા વિચારો અને મારૂ વર્તન ધર્મમય છે કે કેમ ?, મારી કરણી ધર્મમય છે કે અધર્મમય ?, આ પ્રસગોને જો તપાસવા હોય તો પોતાનો આત્મા ચાર ભાવનાઓથી ઓતપ્રોત થયેલો છે કે નહિ ?, તથા માનસિક મનોરથો, વાચિક વાક્યપ્રયોગો અને કાયિક કરણીઓ સર્વજ્ઞકથિત શાસ્ત્રાનુસાર છે કે ?? જો આ બ ને પ્રશ્નોનુ સમાધાન

જણાવવાનુ કે–ક્લોરોફોર્મ સુઘાડેલા મનુષ્યના કોઇ પણ અગોપાગને કાપવામા આવે તો તે વખતે તેને વેદના થતી નથી એમ જણાય છે, પરતુ ક્લોરોફોર્મ ઉતરી ગયા પછી તેને વેદના થતી આપણે જોઇએ છીએ તેથી તે વાઢકાપની ક્રિયા વેદનાનો વિષય નથી એમ કહી શકાય નહિ તેમ મિથ્યા સ્વરૂપ ક્લોરોફોર્મ ભરપૂર ચઢેલુ હોવાથી કર્મરૂપ વીંછીના ડખો સમજાતા નથી

**આ ઉપરથી ગમે તેવો વિરોધી ધનમાલ લુટનાર હોય, હરકોઈ પ્રકારે નુકશાન કરનાર હોય, માથાનો કાપનાર હોય, કે દરિયામા ડૂબાડી મારનાર હોય, તેવા શત્રુને પણ કર્મરૂપ વીંછી કરડશે નહિ એવો વિચાર આવવો તેનુ જ નામ મૈત્રીભાવના છે**

સ્વાર્થપરાયણ મૈત્રીમા મુઝાયેલા મિત્રોના મૈત્રીને અહીં સ્થાન નથી વિશ્વપ્રેમની વાતો કરનારાઓ અને વિશ્વ ઉદ્ધારના વિચારને જોરશોરથી અપનાવનારા પણ જૈનશાસન માન્ય મૈત્રી ભાવનાથી હજી સુધી ભીંજાયા નથી જગતના બધા મનુષ્યો સારી રીતે કમાણી કરી શકે, પેટ પૂરતુ અનાજ મેળવી શકે, આશ્રિત કુટુબાદિકના નિભાવના સાધનો મેળવી શકે, પહેરવા પૂરતા વસ્ત્રો મેળવી શકે અને રહેવાનુ સ્થાન મેળવી શકે–આ બધા પ્રસગોને વિશ્વોદ્ધારના અગો કહેવામા આવે છે છતા એ પ્રસગોના બ્હાના તળે અશે પણ સ્વાર્થ સાધવાની વૃત્તિ ન હોય તો જ તે મૈત્રી ભાવનાની સન્મુખ છે એમ માની શકાય, છતા **જૈનશાસન તો વર્તમાનમા સુખી દેખાતો આત્મા ભવિષ્યમા પણ**

દુ ખી ન થાય તો સારુ, તો જીવ તેવો કર્મબધ ન કરે, વર્તમાનમા દેખાતા દુ ખીને પણ કર્મના ફળ ભોગવવાનુ ન બને, એટલુ જ નહીં પણ આખુ જગત સાચુ સુખ, સાચી શાતિ અને સાચા આનદની સાચી મોજ માણવા કર્મબધનથી છૂટી જાય એવો વિચાર આવવો તેને જ મૈત્રીભાવના કહે છે

આ ચારે ભાવનાઓના સ્વરૂપને સમજાવવા માટે સકલ શાસ્ત્રપારાવારપારીણ શબ્દાવતાર કલિકાલસર્વજ્ઞ ભગવાન્ શ્રી હેમચદ્રસૂરીશ્વરજી પોતાના યોગશાસ્ત્રના ત્રીજા સર્ગના ૧૧૮ થી ૧૨૧ સુધીના ચાર શ્લોકના જણાવે છે કે—

" मा कार्षीत्कोऽपि पापानि, मा च भूत्कोऽपि दु:खित ।
मुच्यता जगदप्येषा, मतिर्मैत्री निगद्यते " ॥ ११८ ॥ १ ॥

શબ્દાર્થ—[1]કોઈ પણ જીવ પાપ ન કરો, [2]કોઈ પણ જીવ દુ ખી ન થાઓ અને આ[3] આખુ જગત કર્મથી મુકાઈ જાઓ-આ પ્રકારની જે બુદ્ધિ-ભાવના-વિચારણા તે [4]મૈત્રી ભાવના કહેવાય છે

" अपास्ताशेषदोषाणा, वस्तुतत्त्वावलोकिनाम् ।
गुणेषु पक्षपातो य , स प्रमोद प्रकीर्तित " ॥११९॥२॥

---

૧ પ્રથમ વાકયથી પાપ કરી કર્મ બધન કરી ભવિષ્યમા દુ ખી ન થાઓ એ રહસ્ય છે ૨ પૂર્વે બાધેલા કર્મના ઉદયમા રિબાતા જીવ પ્રત્યે કરુણાભાવ એ બીજા વાકયનુ રહસ્ય છે ૩ સુખી-દુ ખી અને સુખ-દુ ખથી મિશ્રિત જીવોથી ભરપૂર જગતજીવો પૂર્વ-વર્તમાન કર્મથી છૂટી જાઓ એ ત્રીજા વાક્યનુ રહસ્ય છે ૪ આ ત્રણે વાકય રૂપ ત્રિવેણીનો સગમ તે મૈત્રીભાવ છે

શબ્દાર્થ—હિંસા, મૃષા, સ્તેય, અબ્રહ્માદિ સમસ્ત દોષોને દૂર કરનારા અને યથાવસ્થિત વસ્તુતત્ત્વ રહસ્યને સમ્પૂર્ણતયા દેખનારાઓના શમ-દમ-શાળી ર્યાદિક ગુણો, ગુણિજનો અને ગુણની પ્રાપ્તિ-રક્ષણના સમગ્ર સાધનો પ્રત્યે પક્ષપાત-સ્તવના-વંદન-સત્કાર બહુમાનાદિ કરવારૂપ-ગુણાનુરાગરૂપ જે ભાવ તે પ્રમોદભાવ અથવા પ્રમોદ ભાવના કહેવાય છે

" दीनेष्वार्त्तेषु भीतेषु, याचमानेषु जीवितम् ।
प्रतीकारपरा बुद्धि', कारुण्यमभिधीयते " ॥ १२० ॥ ३ ॥

શબ્દાર્થ—દીન દયામણા જેવા કંગાલોને, આધિ, વ્યાધિ અને અનેકવિધ ઉપાધિથી પીડાયેલાઓને, સાત પ્રકારના ભયથી ભયભીત થયેલાઓને, મોતના પંજામાં સપડાયેલાઓને અગર સપડાય તેવા સંયોગોમાં આવી ગયેલાઓને અને જીવન જીવવાની આશા મૂકી દઈને ફક્ત જીવવાની જ માગણી કરનારાઓને તે તે ભયમાંથી અગર દુઃખોથી મુક્ત કરવા માટે દ્રવ્ય ક્ષેત્ર, કાળ અને ભાવની અપેક્ષાએ જેની જેની જરૂર જણાય તે તે આપવામાં સર્વ પ્રકારે મદદ કરવા-કરાવવાની જે ઉત્કંઠતા તેનું નામ કરુણા ભાવના છે અર્થાત્ દેશકાળની અપેક્ષાએ અન્ન-પાન-વસ્ત્ર-સ્થાન ઔષધાદિ અને ભવિષ્યમાં દુઃખી ન થાય તે માટે હિતોપદેશ આપી-અપાવીને ઉન્માર્ગમાંથી મુક્ત કરી સન્માર્ગમાં સ્થાપવા કટિબદ્ધ થવું તેનું જ નામ કરુણાભાવના કહેવાય છે

" क्रूरकर्मसु निःशङ्क, देवतागुरुनिन्दिषु ।
आत्मशंसिषु योपेक्षा, तन्माध्यस्थ्यमुदीरितम् " ॥१२१॥४

શબ્દાર્થ—ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેય, કૃત્યાકૃત્ય અને ગમ્યાગમ્ય વિગેરે ઇહલૌકિક તથા પારલૌકિક કાર્યમા વિવેક વગરના, ક્રૂર-નિદનીય કાર્યો શકા રહિતપણે કરનારા, નિ શક પણે દેવ-ગુરુ-ધર્મ અને ધર્મી સજ્જનોની નિદા કરનારા અને દોષના દરિયા છતા નિર્દોષતાના દેખાવ કરી આત્મપ્રશસા કરનારા જીવો પ્રત્યે ધર્મદેશના કે હિતશિક્ષા દેવા જતા **લાભને બદલે હાનિ જ થવાનો સભવ જણાતો હોય તે સ્થળે ઉપેક્ષાભાવ રાખવો તેનુ નામ માધ્યસ્થ્ય ભાવના કહેવાય છે.**

આ ચાર ભાવનાના ભાવ-રહસ્યને યુક્તિપ્રયુક્તિપૂર્વક અને દાખલા-દષ્ટાતથી આગળના પેરેગ્રાફમા સમજાવવાનુ હોવાથી આ ઠેકાણે માત્ર શ્લોકસ્થ પદોનો શબ્દાર્થ જ આપેલો છે

આ ચારે ભાવનાઓમા શી શી વિશિષ્ટતાઓ છે, પરસ્પરમા તફાવત અને તરતમતા શી શી છે અને એનાથી ભાવિત થયેલા આત્માઓ જ ધર્મને પામી શકે છે, ટકાવી શકે છે, વધારી શકે છે અને છેવટે ધર્મનુ સર્વશ્રેષ્ઠ ફળ જે મોક્ષ તેને પણ મેળવી શકે છે, આ બધુ આપણે આગળના ભાવનાઓના સ્વરૂપવાળા પ્રકરણમા વિસ્તારપૂર્વક વિચારીશુ

**આ ચાર ભાવનાઓના અભાવમા કોઇપણ જીવને સમ્યક્ત્વ સભવતુ નથી કહેવાતા ધર્મીઓ ધર્મને કેવી રીતે તિલાજલિ આપે છે અને અપાવે છે તે બધુ સમજવા માટે જ ભાવનાના રહસ્યને વાચન.**

**મનન અને પરિશીલનપૂર્વક સમજવુ જરૂરી છે**

પૂર્વે જણાવેલી આવી ચાર ભાવનાથી ભાવિત થયેલો આત્મા ધર્મમહેલની સીઢીના પ્રથમ પગથિયે પહોચેલો ગણી શકાય છે ત્યાર પછી એ ભાવનાઓને જેમ જેમ પુષ્ટ કરતો જાય છે તેમ તેમ તે ધર્મમા આગળ વધતો જાય છે

**પ્રમોદ ભાવનાનુ સ્વરૂપ**

કર્મરૂપ વીંછીના ડખથી સર્વથા સર્વત્ર સર્વદા જગતના સમગ્ર જીવો બચી જાઓ એવી જે ભાવના તે મૈત્રી ભાવના વિચારી ગયા હવે પ્રમોદ ભાવનાનુ રહસ્ય પ્રેમપૂર્વક વિચાર વાની જરૂર છે

દુખમા ઘેરાયલાને જેમ દુખનો મટાડનારો મળે અને પોતાનુ દુખ મટે એવો વિચાર આવ્યા કરે છે તેમ કર્મરૂપ વીંછીના ડખથી દુખિત થયેલા જીવને પોતાની વેદના શી રીતે ટળે, તે વેદનાને ગાળવાને કોણ સમર્થ છે તે બાબતના વિચાર આવ્યા કરે છે વેદના દૂર કરનારને દૂરથી આવતો દેખીને આનદ પામે છે, અને તેના પગમા પડીને પોતાની વેદના દૂર કરવાની વિનતિ કરે છે ચપટી ધૂળથી જ વીંછી ઉતારે કે વીંછી ઉતાર્યો હોય તો પણ તે ઉતારનાર ઉપર અનહદ પ્રેમ ધારણ કરે છે વીંછી ઉતારનારો જ્યારે ગણગણ નાદ કરતો હોય ત્યારે જેમ એકચિત્તે તેની સામુ જોઇ રહે છે તેવી જ રીતે કર્મરૂપ વીંછીની વેદનાને હરનારા દેવાધિદેવ તીર્થંકરો, તીર્થંકરપ્રણીત શાસનના સચાલક ગુરુવર્યો, વેદનાના જડ-મૂળથી નાશના ઉપાયરૂપ ધર્મોપદેશ દેનારા અને ધર્મા રાધનમા તત્પર રહેનારા જીવો પ્રત્યે પૂર્ણ બહુમાન બતાવે છે ધર્મના સર્વ સાધનો અને ધાર્મિક વિચારો-વર્તનો ઉપર પણ તે અત્યત આનદિત થાય તેમા નવાઈ જ નથી !!!

વીંછીની વેદના સમજનારને ઉપરના બધા પ્રસગોમા જેવો આનદ થાય છે તેવો જ આનદ કર્મની કારમી વેદનાઓને સમજનારને પણ થાય છે જેઓ કર્મકાટાને જોઇ શકયા છે, કર્મની ભયકરતા પિછાણી શકયા છે અને કર્મની કારમી વેદનાઓ વર્તમાનમા તથા ભવિષ્યમા આ જીવને કેવી મુઝવણુ કરે છે અને કરાવશે તે બધુ સમજનારને જરૂર આનદ થાય છે, પરતુ છ મહિનાના બાળકને વેદનાનો અનુભવ છે પણ વેદનાને દૂર કરનારાઓને તથા વેદનાને દૂર કરવાના સાધનોને સમજી શકતો ન હોવાથી આનદ પામી શકતો નથી તેવી જ રીતે કર્મવેદનાદિ દૂર કરનારાઓના સબધમા સમજી શકાય તેવી બીના છે

**આ ઉપરથી કર્મની કારમી વેદનાથી દુ ખી થયેલા જીવોની વેદના દૂર કરવા માટે જેઓએ જીવન સમર્પણ કર્યું છે અને કરે છે તે સર્વ કાળના સર્વક્ષેત્રના સર્વ અવસ્થાના જિનેશ્વરો, આચાર્યો, ઉપાધ્યાયો, સાધુભગવતો, અને સમ્યકૃત્વધારી શ્રાવક-શ્રાવિકા તથા દેવ-દેવીઓ પ્રત્યે બહુમાન ગણતા શિખવુ જોઇએ આ બધા કર્મકૃત વેદનાને દૂર કરવામા ઓછાવત્તા પ્રમાણમા મદદગાર છે એ નિર્ણીત સિદ્ધાતમા શકા રાખવા જેવુ નથી**

વિશેષમા સમજવુ જરૂરનુ છે કે-કોઇને શારીરિક સપત્તિ સારી હોય તો આર્થિક સપત્તિની અકળામણુ હોય, કોઇને આર્થિક સયોગોની અનુકૂળતા હોય તો શારીરિક સપત્તિમા પ્રતિકૂળતા હોય, શરીર સુખી દેખાતો હોય અને ધન-ધાન્યની રોજ ને રોજ મૂઝવણુ થતી હોય, શરીર, ધન અને ધાન્ય

સબંધી કશી ચિતા ન હોય ત્યારે તે ધન-ધાન્યને ભોગવ નારની જ અછત હોય, કદાચ કુટુબકબીલાનો વિસ્તાર સારો હોય ત્યારે તે બધાના પેટ ભરવાના સાધનોની જ ગેરહાજરી હોય, શરીર, ઇંદ્રિયો અને વિષયના સાધનોની પરિપૂર્ણતા હોય ત્યારે ધર્મનુ નામ-નિશાન પણ ન હોય, આવી આવી અનેકવિધ વિચિત્રતાઓ નિહાળીને કર્મરૂપ વીંછીના ડખથી ડખિત થયેલા આત્માઓ એક સરખી વેદના અનુભવતા નથી એ બનવાજોગ છે, પરતુ સસારમા આવા આવા પ્રસગોમા સામાને સુખી જોઇને પોતાની મૈત્રી ભાવનાના પગથિયારૂપ વિચારણાને ભૂલીને ભૂલભૂલામણીમા ભૂલો પડે છે તે સુખી કેમ ?, અગર હુ દુખી છુ તો તે પણ દુખી થવો જ જોઇએ, અગર તેના સુખના સાધનો કયારે ઘટે ?, શી રીતે ઘટે ?, તેને એવી કઇ મુઝવણમા મૂકી દઉં કે તે દુખી થાય ?, આવી આવી અટપટી અનેકવિધ વિચારણાઓમા મૈત્રી ભાવનાના મહાન્ પગથિયા ઉપરથી ખસેલાઓને પ્રમોદ ભાવનાના પૂર ઓસરતા જાય છે અને છેવટે પ્રમોદ ભાવના પલાયન કરી જાય છે માટે અવશ્યમેવ સાવધાન થવાની જરૂર છે

વર્તમાનમા તે સુખી દેખાય છે, તો તેણે પૂર્વભવમા અગર વર્તમાનમા કર્મ-વીંછીની વેદનાના ઉતારનારનો પ્રસગ સેવ્યો હશે અગર તેના કથન પ્રમાણે વર્ત્યો હશે, તેથી તે સુખી દેખાય છે હુ પણ તેવા મહાપુરુષનો સમાગમ મેળવુ અને તેમના કથન પ્રમાણે વર્તુ તો સુખી થાઉ તેનાથી અધિક સુખી થવાને ઈર્ષા, આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાનમા રિબાવાના વિચારો કરવા કરતા હજી વધારે વેદના

લક્ષ્યમા રાખવાની જરૂર છે, કારણ કે મતિકલ્પનાના જોરે કારુણ્ય ભાવનાથી ભાવિત થયેલાઓને હાથે મહાઅનર્થ થવા સભવ છે તેથી જ ડગલે પગલે કારુણ્ય ભાવનાના ભાવિતોને જૈન શાસ્ત્રની નીતિરીતિનો આશ્રય સર્વદા નજર સન્મુખ રાખવો ઘટે છે

કેટલીક વાર અતિ કરુણાને લીધે કરવા જઇએ સીધુ અને થઇ જાય અવળુ વ્યક્તિ, પદાર્થ, ક્ષેત્ર અને અવસર ઓળખીને કરુણા ભાવનાનો અમલ કરવો જોઇએ જગતમા કેટલાક જીવો કર્મવેદનામા એવા ફસાયા હોય અને શુદ્ધ બુદ્ધિથી મદદ કરવા જનારો કર્મ ઓછા કરવા માટે મહેનત કરતો હોય છતા તે મન્દ બુદ્ધિવાળો બિચારો મદદ કરનારો જીવ કર્મ ઓછા કરવાને બદલે તે દુખીને વધુ ને વધુ કર્મના કારમા કારાગારમા ઉતારી દે છે આ જગ્યાએ અકગણિતનો એક કોયડો સમજવા જેવો છે કેટલાક અકનો ગુણાકાર કરીએ તો ફલ ગુણાકારનુ આવે નહિ, અર્થાત્ ગુણને બદલે હાનિ થાય દૃષ્ટાત તરીકે ૧૦૦૦ એક હજારને ૦। એ ગુણીએ તો ૨૫૦ આવે કર્યો ગુણાકાર અને ફલ આવ્યુ ભાગાકારનુ આના કરતા તો હજારને ચારે ભાગ્યા હોત તો ૨૫૦ અઢીસો ભાગાકાર આવત આ ઉપરથી અપૂર્ણાકનો ગુણાકાર એ ભાગાકારનો ભાઈ છે તેવી રીતે કરવા જાઓ ગુણ અને થઇ જાય હાનિ કારુણ્ય ભાવના-ભાવિત આત્માઓથી લાભને બદલે નુકશાન ન જ થવુ જોઇએ તે ખાસ લક્ષ્યમા રાખવા જેવુ છે કારુણ્ય ભાવના દ્વારાએ લાભને બદલે નુકશાન થતુ હોય અને થતા નુકશાનને સમજી જવાય તો અર્થી આત્માએ મૌન ધારણ કરી ઉપેક્ષા અગર માધ્યસ્થ ભાવનામા આવી

જવુ, પરતુ કારુણ્ય ભાવનાદ્વારાએ હાનિ તો થવી ન જ જોઇએ એ ધ્યાનમા રાખવુ

જુઓ, એક બગલામા એક કુવો છે કુવામાથી કોષદ્વારા પાણી કઢાય છે કુવાનુ પાણી ઉપરના થાળામા પડે છે ઘરનો નોકર છોકરાને રમાડવા લઇ ગયો અને બંને જણુ કુવા ઉપરના થાળામા બેઠા રમતા રમતા છોકરો થાળાના કિનારે પહોચ્યો અને નીચુ વળીને કુવામા દેખવા જાય છે નોકરની નજર તે તરફ નથી બગલામાથી ઘરનો માલીક દેખે છે કે છોકરાએ કુવામા જોયુ કે તુરત પડયો, પરન્તુ તે અવસરે માલીક ઉપરથી બૂમ મારતો નથી, નોકરને ઠપકો આપતો નથી, અને ઉતાવળો ઉપરથી ઉતરી છોકરાને તુરત પકડી લીધો છોકરો બૂમ મારી રડવા લાગ્યો આ અવસરે ઉપરથી બૂમ પાડી હોત અને નોકરને ઠપકો દીધો હોત તો છોકરો નજરચૂકથી કુવામા પડી જાત અને પોતાનો જાન ગુમાવે તેમા નવાઈ નથી કહેવુ પડશે કે આ અવસરે ઘરના માલીકનુ ડહાપણુ, સમયસૂચકતા, ગાભીર્યતા, અને ચાલાકીભરી ચુપ કીદી બાલકને બચાવનારા થયા, પરતુ તેથી વિરુદ્ધ વર્તનાર આશય શુદ્ધ હોવા છતા પણુ લાભને બદલે જરૂર નુકશાન મેળવે તેમા નવાઈ નથી તેવી રીતે કારુણ્ય ભાવનામા સમય સૂચકતાદિ પ્રસગો સાવધાનીથી અને નફાનુકશાનની નજરે નિહાળવા અને કરવા એ જરૂરીનો વિષય છે

## માધ્યસ્થ ભાવનાનુ રહસ્ય

પાપવાસનામા રક્ત, પાપકાર્યોમા ચકચૂર, ભારેકર્મી જીવો કે જેને "આ ભવ મીઠા તો પરભવ કોણે દીઠા ?"

આવી ટક્તિઓનુ અવલબન લેનારા, અને ધર્મી આત્માઓ ધર્મ અને ધર્મના સાધનની વાતોમા ઠકઠ્ઠી ઉડનારા આત્માઓ કે જેને ધર્મોપદેશ દેવા જતા ધમને ધર્તીંગ કહે, હિતશિક્ષા દેવા જતઓ તો ન સભળાવવાનુ મ ભળાવી દે. તેવાઓ પ્રત્યે ઉપેક્ષા ભાવ રાખવો તેનુ નામ માધ્યસ્થ ભાવના છે દેવ-ગુરુ-ધમની નિદા કરનારા, અપમાન કરનારા, દેવ ધર્મના સ્થાન પ્રત્યે કાળો કેર વર્તાવનારાઓ પ્રત્યે ઉપેક્ષાભાવ રાખવો ઉચિત છે, પરન્તુ તેને દુખી કરવો, મારવો, કુટવો અને તે હેરાન થાય તો રાજી થવુ અને 'મારુ છે' એમ કહેવું તથા વિચારવું-આ ભાવના ધર્મી આત્માને શોભી શકતી જ નથી.

ખાવા પીવામા, હરવા ફરવામા હમેશા ગુલતાન રહે અને કટાળો આવે જ નહિ, મગજ કટાળે નહિ રાજ્યોના વિજય-પરાજયોની કથા કરતા થાકે નહિ દેશની ભૂત-ભાવિ-વર્તમાન સ્થિતિમા ઊંડા ઉતરી અમુક દેશ સારો અને અમુક દેશ ખરાબ કહેવામા યુક્તિ પ્રયુક્તિઓથી લેશભર પાછો હઠે નહિ સ્ત્રીઓના લાવણ્ય-રૂપ-રગ અને અવયવોની અથથી ઇતિ સુધીની વાતો કરતા ધરાય નહિ; પરતુ જ્યા ધર્મનુ નામ આવીને ઊભુ રહે તો ધતીંગ કહે, ધર્મીનુ નામ નામ આવે તો ઢોંગી કહે અને ગુરુનુ નામ આવે તો પેટ ભરવાની દુકાન ચલાવનાર પેટભરા કહીને દેવ-ગુરુ-ધર્મને ઉતારી પાડવામા પાછો હઠે જ નહિ આવા આત્માઓ પ્રત્યે કરુણાભાવપૂર્વકનો ઉપેક્ષાભાવ રાખવો જ ઉચિત છે દેવ-ગુરુ-ધર્મ, ધર્મી કે ધર્મના સાધનની વાત એક ક્ષણભર છેડવામા આવે તો તુરત મગજ ગમી જાય અર્થાત્ બધી વાતમા ડાહ્યો પરતુ

ધર્મની વાતમા પૂરેપૂરો પાગલ હોય તેવાઓ પ્રત્યે ઉપેક્ષા ભાવ-માધ્યસ્થ ભાવ રાખવો ઘટે છે આ સ્થલે ધર્મ પ્રત્યે જાણે વૈરભાવ કેળવ્યો ન હોય તેવુ તેનુ મગજ હોય છે આ સ્થલે એક નાનુ દૃષ્ટાત ધ્યાનમા લેવા જેવુ છે

એક વિદ્યાન દ નામનો વિદ્યાર્થી કૉલેજમા ભણીને એમ એ ની પરીક્ષામા પાસ થયો આ વિદ્યાર્થીને સ્ત્રી સબધી નવ-નવીન કથાઓ નોવેલો સાભલીને અણગમો થયેલો પ્રસગો પણ એવા જોવામા આવે કે સ્ત્રી પ્રત્યેનો અણગમો વધતો રહે મિત્રોની વચમા સ્ત્રીની વાત નીકલે અગર સ્ત્રી સબધી વાત આવે તો બધાને યુક્તિ પ્રયુક્તિથી હરાવી દે મિત્રો ચીડાવવા માટે સ્ત્રી સબધી શબ્દ બોલે તો વિદ્યાનદ પોતાના નામને અસાર્થક બનાવીને ક્લેશની હોલી સળગાવી દેતો, અને મગજ ખોઈ નાખતો હતો એક વખત મગજે ગરમી ચઢી ગઈ અને સ્ત્રી સબધી લવારા કરવા લાગ્યો લવારા કરતા કરતા ગાડો થઇ ગયો પાગલખાનામા ( મેડહાઉસમા) મૂકયો મારવાર કરનાર માણસને ભલામણ કરી કે તેના હોલમા નર્સ આવી શકે નહિ અગર સ્ત્રી પણ આવે નહિ તેનો બદોબસ્ત રાખવો કદાચ બદોબસ્ત રાખતા છતા સ્ત્રી આવે તો કકલી ઉઠે અને સ્ત્રી બહાર જાય નહિ ત્યા સુધી તે વિદ્યાનદને શાતિ જ ન થાય સ્ત્રી અર્થાત્ સ્ત્રીનુ નામ, આકાર ખડો થાય કે ગાડપણ ઉછલવા માડે મેડહાઉસનો માણસ તેની સુદર સારવાર કરતો પરતુ ગાડપણ શામા છે તે સારી રીતે સમજતો હતો કઈ કઇ વાતોમા તે ડાહ્યો રહે છે અને કઈ વાત આવીને ઉભી રહે છે એટલે વિદ્યાનન્દ મટી અવિદ્યાનન્દ થાય છે, તે તેના ધ્યાન બહાર નહોતુ

મહિનાઓના મહિના સુધી તે વિદ્યાનન્દ સારી રીતે ખાય-પીયે, દરેકૂરે અને આ સબંધી પ્રસંગ છેડનારના અભાવમા ઘણા જવો થઇ ગયો છેવટે વિચાર આવ્યો કે-મને અહિ રોકી કેમ રાખ્યો છ ? તુરત વિચાર કરીને મનમા સમજી ગયો કે ડૉકટરનો છોકરો અને હુ સાથે પાસ થયા છીએ હુ પહેલે નબરે અને ડાક્ટરનો છોકરો બીજા નબરે પાસ થયો છે, તથી આ પ્રપચ ડૉકટર ખેલ્યો છે તુરત કલેક્ટરને અરજી કરી કે ડૉકટરે મને મેડ હાઉસમા નખામો રાખ્યો છે રાખવાનુ કારણ ફકત એ છે કે-હુ પહેલે નબરે પાસ થયો છુ અને દાકતરનો છોકરો બીજા નબરે પાસ થયો છ, એવુ અરજીમા જણાવ્યું અને સાથે સાથે મને 'ગાડો ગાડો' કહીને મેડ હાઉસમા રાખવાથી મને મલતી સ્કોલરશીપ બધ થઇ છે અને તે ડૉકટરના છોકરાને મલે છે ત ડૉકટરનો મુદ્દો ધ્યાનમા રાખી મને મહેરબાની કરી મેડ હાઉસમાથી છૂટો કરશો એવી મારી નમ્ર અરજી છે આવુ મુદ્દાનુ લખાણ અરજીમા લખ્યુ આ અરજી વાચી કલેક્ટર ગુસ્સે થયા નિર્દોષ માણસને ગાડો કહી આમ હેરાન કરવાથી શુ વળે ? વિગેરે વિચાર કરતા કરતા કલેકટર મેડ હાઉસમા આવ્યા કલેક્ટરે વિદ્યાનન્દને પૂછ્યુ અરજી તમે કરી છે ? વિદ્યાનન્દે કહ્યુ-જી હા અને વાતચીત થતા તુરત અરજીની બીના કહી બતાવી કલેકટર આશ્ચર્ય પામ્યો ડૉકટરે વિચાર્યું કે હવે કરવુ શુ ? નાડ પારખવાનુ કામ ડૉકટરે આજદિન સુધી નથી કર્યું તેવુ સારવાર કરનારે કર્યું હતુ આ અવસરે સારવાર કરનાર આવ્યો અને કહ્યુ કેમ વિદ્યાન દ ? તમે જરા આઘા ખસો, એક બાઈ સાહેબને કામ છે કારણ કે ડૉકટર સાથે તે બાઈને વાત કરવી છે આ

શબ્દ કાને પડયા અને એવું મગજ ખસ્યું કે સારવાર કરનારાને, ડાક્ટરને અને કલેક્ટરને ઉધડા લઇ લીધા ને વિદ્યાનન્દ કહેવા લાગ્યો કે-હરામખોરો સ્ત્રીઓનો તમને છંદ લાગ્યો છે જે સ્થલે વિદ્યાનન્દ હોય ત્યા સ્ત્રીની શુ હોલી સલગાવવી છે વિગેરે વિગેરે ન બોલવાના શબ્દો બોલ્યો. કલેક્ટરને ખાત્રી થઇ કે ઓસળધમા આ પાગલ છે

આવા વિદ્યાનન્દ નામના કેટલાએ હશે કે જે દેવ-ગુરુ-ધર્મની વાત સાભલતા કકલી ઉઠે ધન-માલ-મિલ્કત-ગાડી-વાડી-વાડીની વાત કરો તો ડાહ્યા ડમરા, પણ જ્યા દેવ-ગુરુ અને ધર્મનુ નામ આવે એટલે મગજનો ટેમ્પરેચર વધી જાય બધુ ભૂલી જાય અને મગજ ખસી જાય અને નવા જૂની કરી બેસે દેવ-ગુરુ-ધર્મની વાતમા વાદ્યાત કહેનારા વિદ્યાનન્દો પાસે ચપ રહેવુ એ જ સીધો અને સત્ય માર્ગ છે કેવલ નુકશાનના પ્રસગમા મૌન રહેવુ તેનુ નામ માધ્યસ્થ આ કથા ઉપરથી દેવ-ગુરુ-ધર્મ પ્રત્યે દ્વેષ કેળવવા-વાળા, વૈરવૃતિ જગાવવાવાળાઓ પ્રત્યે ઉદાસીન ભાવ-ઉપેક્ષા ભાવ જરૂરી છે ડુબતાને તારવો એ આપણી ફરજ છે પરતુ તારનારે એવો હાથ ન ફેરવવો કે ડુબનાર તરવાને બદલે વધુ ડુબી જાય માધ્યસ્થ ભાવનામા ભાવિત થયેલાએ આ ઉપરથી અનિષ્ટ હુમલા થવા દેવા અને જોયા કરવુ એ અર્થ નથી, પરતુ ધર્મી આત્માઓની ફરજ છે કે હલ્લા તો રોકવા જ પણ તે બીજાને તારવાની બુદ્ધિથી હલ્લા એ રોકવા, બીજો ડુબવા ન પામે એ સાચવવાનુ હોય છે અને તે અવસરે માધ્યસ્થ ભાવના રાખવાની છે આપણા પ્રયત્નથી જો તે વધારે ડુબશે એવુ લાગે તો તે પ્રયત્ન શુદ્ધ

હોવા છતા પણ છોડી દેવો એ જ હિતાવહ છે માધ્યસ્થ ભાવનાથી ભાવિત થયેલાઓ તરી શકે તો તારવાના શક્ય પ્રયત્નો કરવા જરૂરી છે પણ તેમ ન થાય તો મૈત્રી અને કારુણ્ય ભાવના પર પાણી ફરી વળે છે તપેલી લોખંડની પાંચ શેરી ઉપર નાખેલુ પાણી નકામુ જાય છે અર્થાત પાણી નાખ્યાથી કંઈ ફાયદો થતો નથી પણ ઉપરથી વધુ ગરમી નીકળે છે પાણીનો મૂલ સ્વભાવ અગ્નિને ઓલવે, ગરમ પાણી પણ અગ્નિને ઓલવી નાખે તેવી રીતે શાસ્ત્રના કઠોર-તીવ્ર વચનો મિથ્યાત્વ અવિરતિ કષાયના દાવાનલને ઓલવી નાખે ત્યા જ નાખવાની ફરજ છે પરન્તુ નકામા જાય એમ લાગે તો ઉપેક્ષા ભાવ ધારણ કરો

અભવ્ય, દુર્ભવ્ય અને મહામિથ્યાત્વી જીવોને શાસ્ત્રના હિતકારી વચનો પણ સારા લાગતા નથી એટલુ જ નહિ પણ જેમ જેમ સાભળતા જાય તેમ તેમ લવારો અને બકવાટ વધે છે તે અવસરે વિવેકી આત્માઓએ માધ્યસ્થ ભાવના ભાવવી જરૂરી છે ગૌશાલો પ્રભુ મહાવીરનો તિરસ્કાર કરે છે પ્રભુ મહાવીર બધા સાધુઓને ઉત્તર પ્રત્યુત્તર આપવા મનાઈ કરે છે આ અવસરે ભગવાને સાધુઓને "સર્વ સામગ્રી અને શક્તિ સાથે" તૈયાર રહેવાનુ જણાવ્યુ નથી ગૌશાલાના પ્રસગમા પ્રભુ મહાવીર સમગ્ર શક્તિઓરૂપી શસ્ત્ર ઉતારી નાખવાની ભલામણ કરે છે પોતાના ઉપકારી તીર્થંકરોનુ અપમાન સહન કરવાનુ પ્રભુ મહાવીર શીખવે છે પ્રભુ સર્વજ્ઞ છે તેથી આમ કહ્યું કારણ કે સત્ય સ્થિતિ (વર્તમાન-ભાવિની સ્થિતિ) સમજી શક્યા છે તીર્થંકરોના વખતે પણ જે સાધનો સફલીભૂત થવાના નથી તે સ્થલે સાધુઓને રોકવા

એ જ મધ્યસ્થ ભાવના છે તેવો ઉપદેશ ભગવાન્ મહાવીર આપે છે આ ઉપરથી માધ્યસ્થ ભાવનાનો સદુપયોગ કરતા શીખવુ જરૂરી છે

## ભાવનાઓનો સદુપયોગ

વિરોધી ગમે તે બોલે તો આપણે ચૂપ રહેવુ એ માધ્યસ્થ ભાવનાનુ સ્વરૂપ નથી, પરતુ તમારાથી રોકી શકાય, ખમાવી શકાય, તમારુ તથા તમારા સ્વધર્મીઓનુ, તમારા દેવ-ગુરુ-ધર્મનુ, તમારા સર્વ ધર્મસાધનોનુ રક્ષણ થાય તેવુ બધુ તન-મન-ધનથી કરવુ એ જરૂરી છે "उभयत रज्जुपाश बन्धनम्" આ કહેવત અનુસારે બન્ને બાજુ દોરડાનુ પાશ બધન થઇ ગયુ તો તે અવસરે શુ કરવુ ? કારણ કે માધ્યસ્થ ભાવનાના તત્ત્વસ્વરૂપને વિચારીએ તો ચૂપ રહેવુ એ જ શ્રેય છે અર્થાત્ "मौन सर्वार्थसाधनम्" અને બીજી બાજુ પ્રયત્ન કરવાનુ પણ કહો છો, તે બન્ને સાથે કેમ બને ? બન્ને વાત સાથે જ બને તેવી રીતે વિચારવાની જરૂર છે, કારણ કે બની શકે ત્યા સુધી સ્વધર્મીઓના બચાવ માટે, વિરતિના રક્ષણ માટે, તન-મન-ધનથી કારુણ્ય તથા પ્રમોદ ભાવનાનુ સેવન કરો અને ફાયદો જ ન થાય એમ લાગે અર્થાત્ તારવા જતા ડુબી જશે એમ લાગે તો મૌન રહો તે માધ્યસ્થ ભાવના. આ ઉપરથી ઉદ્યમ કયા કરવો ? કેવી રીતે કરવો ? અને કયા સુધી કરવો ? તેનો નિર્ણય ઉપરની બીના લક્ષ્યપૂર્વક વાચવાથી સમજશો મૈત્રી, કારુણ્ય અને પ્રમોદ ભાવનામા તત્પર થયેલ જીવોએ યોગ્ય વ્યક્તિ-યોગ્ય સ્થાન દેખીને લાભ મલે ત્યા સુધી તે ભાવનામા ઓતપ્રોત બની આગલ વધવુ અને લાભને બદલે નુકશાન દેખાય એટલે રક્ષણની દિવાલરૂપ

માધ્યસ્થ ભાવનાને આધીન બનવુ એ જ શ્રેયસ્કર છે આત્માએ ભાવનાઓનુ સ્વરૂપ અને ભાવનાઓનો સદુપયોગ ધ્યાનમા લઇ યોગ્ય સ્થાને અવસરે તે ભાવનાઓથી ભાવિત થઇ લાભ લેવા તત્પર રહેવુ જરૂરી છે

'ધર્મનુ સાચુ સ્વરૂપ' નામના પ્રકરણમા ધર્મનુ યથાર્થ સ્વરૂપ બતાવનાર 'વચનાદ્ય૦' એ શ્લોક વિચારી ગયા એ શ્લોકમા 'મૈત્ર્યાદિભાવસકત' એ વિશેષણની વિશિષ્ટતા સમ જવા માટે મૈત્રી આદિ ચાર ભાવનાઓને વિસ્તારપૂર્વક સમજી ગયા ચાલુ પ્રકરણમા ભાવનાઓના સદુપયોગ માટે વ્યક્તિ-સ્થાન અવસરનુ પણ અવલોકન કરી ગયા ભાવનાઓની ઉત્પત્તિ-ટકાવ-વૃદ્ધિ અને ફળની પરપરા એ શ્રદ્ધા-સમજ ઉપર નિર્ભર છે શ્રદ્ધા-સમજના જોરે ભાવનાઓનો સદુપયોગ થાય છે શ્રદ્ધા-સમજના અભાવમા ભાવનાઓનો દુરુપયોગ થાય છે સમજની સાચી ગેરહાજરીમા પણ શ્રદ્ધાના પ્રબળ પ્રભાવે ભાવનાઓના ભવ્ય સદુપયોગો નજરે પડે છે સમજના અભાવમા અને શ્રદ્ધાના સદ્ભાવના મૈત્ર્યાદિ ભાવનાયુક્ત અનુ ષ્ઠાનોનુ સેવન નજરે નિહાળીએ છીએ, અને ફળપ્રાપ્તિ પણ દેખીએ છીએ આથી ચાર ભાવનાઓ સાથે શ્રદ્ધાનો સીધો કે આડકતરો સબધ કેવો છે? ભાવનાઓ સાથે શ્રદ્ધાનુ સાચુ સામ્રાજ્ય કેવી રીતે પ્રવર્તે છે? સમજની ગેરહાજરીમા શ્રદ્ધાની ઉત્પત્તિ, ટકાવ અને વૃદ્ધિ કોને આભારી છે?; આ બધા અને આવા પ્રસગને અનુસરતા પ્રશ્નોની પૂરી છણાવટ પૂર્વક હવેના પ્રકરણોનુ પ્રેમપૂર્વક નિરીક્ષણ કરીએ

## સમજણ વગરનુ સદ્વર્તન

કેવલ ભાવનાઓ ભાવવી અને કરવુ કઇ નહિ તો

ભાવનાઓ વધ્યાના મનોરથની માફક ફલદાયક બનતી નથી ભાવના–ભાવિત આત્માઓએ સર્વજ્ઞકથિત અનુષ્ઠાન પ્રવર્તનમા યથાશક્તિ ઉદ્યમ કરવો જ જરૂરી છે સમજપૂર્વકની સુદર ભાવનાઓથી ભાવિત થવાય નહિ ત્યા સુધી સર્વજ્ઞકથિત અનુષ્ઠાન–પ્રવર્તન કે ક્રિયા કરવી જ નહિ આવા વિચારો રાખનારા સર્વજ્ઞકથિત વાતોથી વચિત રહે છે સમજણ વગરની ક્રિયા કરનારાઓને સમજણના ઠેકેદારો કહે છે કે જિદગી સુધી દરરોજ પોપટ રામ રામ બોલે તો ફાયદો શુ ? સમજણ વગરની ગોખણપટ્ટીથી વળે શુ ? આવા ઉપરાઉપરી પ્રશ્નો કરીને ક્રિયા કરનારને મુઝવણમા નાખી દે છે આવા પ્રસગમા સમજણ સાથેનુ સદ્વર્તન તો જરૂર લાભ આપે છે તેમા તો નવાઇ નથી, પરતુ સમજણ વગરનુ સદ્વર્તન પણ સમજણવાળાની નિશ્રાએ રહીને કરેલુ હોવાથી લાભદાયી નિવડે છે આથી જ શાસ્ત્રકારોએ “ પઢમા ગીયત્થો બીઆ ગીયત્થ નિસ્સિઓ ” સૂત્ર–અર્થ રહસ્યમા ઉત્તીર્ણ થયેલાઓનો અર્થાત્ સસારથી પાર ઉતરવા માટે ગીતાર્થનો પ્રથમ માર્ગ અને બીજો ગીતાર્થની નિશ્રાએ રહેનારાઓનો માર્ગ ગીતાર્થની નિશ્રાએ રહેનારા અગીતાર્થો પણ ગીતાર્થની જેમ માર્ગની સેવાનો સુદર લાભ પામે છે રાખથી ઢાંકેલો અગ્નિ તમે જોયો નથી અને જાણ્યો પણ નથી, તેના અવગુણ કે ગુણને પિછાણ્યા નથી છતા ભૂલથી પગ મૂકો તો દાઝો કે નહિ ? ઝેરના અવગુણને નહિ જાણનારા ખાય તો પરિણામ શુ આવે ? બન્ને પ્રશ્નના જવાબમા અનુક્રમે દાઝીએ અને મરીએ બાલકને ગળથુથી અપાય છે ગળથુથીના ગુણ અવગુણ નહિ

જાણનાર બાળકનુ શરીર હૃષ્ટપુષ્ટ થાય છે કે નહિ ? રેલ્વે ગાડી અને મોટર કેવી રીતે બની, કેવી રીતે ચાલે અને કેવી રીતે ઊભી રહે તેનુ બિલકુલ જ્ઞાન ન હોય તો બેસનારાઓ સહીસલામત સ્થાને પહોચે ખરા કે નહિ ?

આ પ્રશ્નોના સમાધાનમા સમજણનો અભાવ છતા વર્તન કરનારને લાભ મળે છે તેવી રીતે સમજણ વગરની વીતરાગ કથિત ક્રિયાઓ કરવાથી અને નહિ કરવાથી અનુક્રમે લાભ અને નુકશાન જરૂર મળે છે તેમા નવાઇ નથી બાળકને સમજણ ન આવે ત્યા સુધી ગળથુથી નહિ આપવી, મુસાફરને સમજણ ન આવે ત્યા સુધી ગાડીમા બેસવુ નહિ, સોનુ અંગે રાત ન સમજાય ત્યા સુધી પહેરવાનુ નહિ, આવા આવા અનેકવિધ વ્યવહારોને સમજણ વગર અપનાવવામા આવે છે તો પછી જૈન શાસનમા સમજણ વગરની ક્રિયા કરે તો અવશ્યમેવ લાભ મેળવે તેમા શકાને સ્થાન જ નથી આથી સ્પષ્ટ થયુ છે કે જ્ઞાન–સમજણ અગર હેય-ઉપાદેયનુ વિશુદ્ધ વિજ્ઞાન થયા વગરની ક્રિયા કે વર્તન કરવુ એ નકામુ છે એ માન્યતા ભૂલભરેલી છે અલબત અણસમજુ ક્રિયારુચિ–જીવ સમજદારનો આશ્રિત હોવો જોઇએ

સમજણપૂર્વકના સસારના વ્યવહારો નભી શકતા નથી અને નભાવી શકાતા નથી, પરતુ સમજણવાળા માતા–પિતાના વિશ્વાસે સેકડો બાળકો પોતાના જીવન લગભગ પગભર બનાવીને માનવ જીવનની ઉન્નતિના પંથે વિહરી રહ્યા છે, પૂર્વ રહ્યા હતા અને રહેશે એ નગ્ન સત્ય સ્વીકાર્યા વગર કોઈથી પણ રહેવાય તેમ નથી

આ સિદ્ધાતની વિરુદ્ધ વર્તવાવાલાઓ અર્થાત્ સમજણ વગર કોઇ પણ કાર્ય–ક્રિયા કે વર્તન કરવુ નહિ તો દવાની

સમજ વગર દરદીનુ શું થશે ? પાણી અને દૂધના ભેદને સમજ્યા વગર બાલકનુ શું થશે ? માટે પ્રાથમિક અવસ્થામા લગભગ બધા નાનામોટાઓ માટે આ એક જ સદ્વર્તનમા આગલ વધવાનો ધોરી રાજમાર્ગ છે કયો ધોરી રાજમાર્ગ ? તો સમાધાનમા સમજવુ કે "સમજણ આવે તો જ કરુ" આ ભરોસે ભૂલનારાઓ સદ્વર્તનના આ લાભથી વચિત થાય છે, પણ સમજણની યોગ્ય અવસ્થા ન થાય ત્યા સુધી સમજણમા પાવરધા બનેલા હિતકારીઓની નિશ્રાએ રહી સદ્વર્તનમા આગલ વધવુ એ સાચો ધોરી રાજમાર્ગ છે દાન–શિયલ–તપ કે ભાવનાની પ્રવૃતિઓ અગર સમ્યગ્–દર્શન–જ્ઞાન–ચારિત્ર સબધીના અનુષ્ઠાનો કે પરિણામની પૂરી સમજ વગર પણ સર્વજ્ઞકથિત કથનાનુસાર કરનારા અણસમજુ અસખ્ય આત્મા તે તે કાર્યમા નિષ્ણાત બનેલાઓને ભરોસે રહી અસખ્ય સત્ય પામી ગયા છે, પામે છે અને પામશે તે નિર્વિવાદ સિદ્ધાત છે સમજણવગરનુ સદ્વર્તન, સમજદારોની નિશ્રાએ પણ સદાય લાભદાયી છે

## સમજ વગરના સદ્વર્તનની ઊંડાણમા રહેલી સાચી સમજ

સમજણ વગરનુ સદ્વર્તન પણ લાભદાયિક છે, એટલે સમજવા પ્રયત્ન કરવો જ નહિ એમ સમજવુ નહિ, અર્થાત્ સમજવાનો ઉદ્યમ ચાલુ રાખીને પણ સદ્વર્તન કર્યા જ કરવું જ્ઞાનની અપેક્ષા રાખ્યા વગર ક્રિયા ફલ દે છે તો પછી જ્ઞાની અને જ્ઞાનની આવશ્યકતા શી છે ? દૂધનો સ્વભાવ જ ગુણ કરવાનો છે તો પછી દૂધ પીધુ કે શરીરમા તુષ્ટિપુષ્ટિ વધી આવુ કહેનારાઓને સમજવાની જરૂર છે કે કયુ દૂધ ગુણકારી

છે અને કયુ અહિતકારી છે ? પીવરાવનારને તે સમજવાની જરૂર પડે છે, અને તેથી જ પીનાર પોતાનુ જીવન સહી સલામત જીવી શકે છે અર્થાત્ પીનાર અણસમજુ છે છતા પીવરાવનાર સમજદાર છે એટલે પીનાર-પીવરાવનારને તપાસી એ તો બેમાથી એક તો જરૂર સમજદાર જોઇએ જ, નહિ તો બન્ને અણસમજુ ભેગા થયા હોય અને ગાય ભેસના દૂધના બદલે આકડા-થોરીયાનુ દૂધ પી જાય કે પાઈ દે તો લાભને બદલે જરૂર નુકશાન થાય આથી જ પીનાર ન સમજતો હોય અને પીવરાવનાર સમજતો હોય છતા ક્રમે ક્રમે પીનારે સમજવુ જ જોઇએ, અને તે સમજ્યો હશે અને પીવરાવનાર પરલોક પહોચી ગયો હશે તો પણ ભવિષ્યમા પોતાના બાલ બચ્ચાનુ રક્ષણ સુદર રીતે કરી શકશે

ડગલે અને પગલે તમને જ્ઞાન વગરની ક્રિયાનો અનુભ અને અમલ થાય છે ક્ષણે ક્ષણે પણ એવી કેટલીક ક્રિયાએ તમારે કરવી પડે છે, કે જેનુ તમને લેશ પણ ભાન નથી જ્યારે સસારમા સમજ વગરની સેકડો સહસ ક્રિયાઓ કરે છો, અનુભવો છો અને ઇન્કાર કરતા નથી છતા ધાર્મિ અનુષ્ઠાનમા તમને કેમ મૂઝવણ થાય છે ? ધર્મની વા આવે ત્યારે પત્થરા મારવા છે, અને ઘરની-સસારની વા આવે તો પ્રશ્નને અવકાશ જ નહિ, આવો ન્યાય ક્યાથ શીખ્યા ? બાલ્યકાલમા રહેલો બાલક અગર યુવાવસ્થામ રહેલ યુવાન અગર યુવતી પોતાના હિતાહિતને ન સમજે છત તેના સમજુ માતા-પિતા અને વડીલો, તેને હિતકર વસ્ બતાવે છે, અને સન્માર્ગે યોજે છે વિશ્વાસુ એવા એ બાલ યુવાન અને યુવતીઓ ઉન્નતિ-પથમા અમોઘ લાભ લઇ શ

છે તેવી રીતે શ્રી જિનેશ્વર ભગવતના કથનાનુસાર શાસનના સાચા સમજદાર આચાર્ય, ઉપાધ્યાય અને શ્રમણ ભગવતોના હાથમા તમારુ જીવન સોપતા કેમ અચકાવો છો ? જ્યા સુધી આ આત્મા સર્વજ્ઞકથિત આત્મોન્નતિના સાચા માર્ગનો મુસાફર નથી બનતો ત્યા સુધી પચાશ, સાઠ અને સીતેર વર્ષના જૈન મનુષ્યો પણ જૈન શાસનમા બાલક છે અને તેથી જ તેને માર્ગદર્શકની અવશ્યમેવ જરૂર છે જિનેશ્વર ભગવતો માર્ગ સ્થાપી ગયા છે અને સન્માર્ગનુ સચાલન શ્રમણ ભગવતો કરી રહ્યા છે ફક્ત આપણે તો તેઓની નિશ્રાએ રહી માર્ગનુ અનુસરણ કરવાનુ છે અણસમજથી પણ તે માર્ગને અનુસરશો તો પણ કહેવાતા અણસમજુઓના દરેકે દરેક સદ્વર્તનમા સર્વજ્ઞની સાચી સમજના મૂલ ઊંડાણમા રહેલા છે માટે ન જાણો છતા અવશ્યમેવ દાન, શિયળ અને તપધર્મના અનુષ્ઠાનો આદરતા શીખો

## સમજ ભાડે મળે છે પણ સદ્વર્તન ભાડે મળતા નથી

અમુક વસ્તુનુ જ્ઞાન થાય કે ન થાય પરતુ ક્રિયાનુ પાલન કર્યું કે ફલ મલવાનુ જ છે ક્રિયા ફલ આપવામા એટલી પાવરધી છે કે સમજીને કરી હોય કે સમજ્યા વગર કરી હોય તો ક્રિયા ફલદાયી છે જ્ઞાન ઉપર જ ક્રિયાના ફલનો આધાર હોય તો તમારે માનવુ પડશે કે જ્યા સુધી તે પદાર્થનો પૂરો જ્ઞાની બને નહિ ત્યા સુધી તેને ફલ મળવુ જ ન જોઇએ જે માણસને હિસા અહિસાનુ જ્ઞાન ન હોય, હિસાથી પાપ લાગે છે એવો ખ્યાલ ન હોય તો તેવાને તમારા અભિપ્રાયે પાપ ન લાગવુ જોઇએ. વાઘ-વરૂ-સિહ આદિ શિકારી પશુઓ

હિંસાના પાપને સમજતા નથી, છતા નિર્દોષ પ્રાણીઓના કચ્ચરઘાણુ કાઢી નાખે છે, તો તમારા હિસાબે તેમને પાપ થવાનુ નહિ એક માણસે ખૂન કર્યું, ખૂનની સજા ફાસી છે એ જ્ઞાન નહિ હોય તો તે ખૂનીને ફાસીની સજા થશે નહિ આજના ન્યાયાધીશો, ન્યાયમંદિરો અને ન્યાયના સિદ્ધાંતો પણ જ્ઞાન ક્રિયાનો આવો અવળો, નિરર્થક અને અનર્થક સબંધ સ્વીકારવા તૈયાર નથી તો પછી તમે જ્ઞાન વગર ક્રિયાનુ ફલ મળવાનુ નથી એ લાવ્યા કયાથી ? તે તે પ્રસગમા તમને જ્ઞાન હોય કે ન હોય એનો વિચાર કર્યા વગર ગુન્હાનો બદલો આપી દેવામા આવે છે અને તેમ ન હોય તો અજ્ઞાની હોવાનો ઢોંગ કરીને આજે સેંકડો ગુન્હેગાર ગુન્હામાથી મુક્ત થઇ જાય તેમ તો બનતુ નથી તેવી રીતે જ ધાર્મિક બાબતમા સમજ વગરની ક્રિયા ફલ દઈ દે તે માનવામા લેશભર શકાને સ્થાન જ નથી સમજદારો સમજને ભાડે દઇ શકે છે, પરન્તુ ક્રિયા કે વર્તન ભાડે દેવાતા નથી અને મલતા પણ નથી એક કેસમા ખૂન ફસાય પછી તે કેસ જીતવા યોગ્ય કાયદા-કાનૂનનુ જ્ઞાન ન હોય તો વકીલ બેરીસ્ટર અને ધારાશાસ્ત્રીઓ પાસેથી ફી મહેનતાણાદ્વારા તે જ્ઞાન ભાડે મળે છે, પરતુ કેસ લડવા સબધીની બધી ક્રિયા અણુસમજુ ફરિયાદી પ્રતિવાદી અને સાક્ષીઓને કરવી જ પડે છે દરદીઓને દરદનુ જ્ઞાન હોતુ નથી છતા વૈદ્ય દાકતર પાસેથી સલાહ ભાડે મળે છે તે સલાહ મુજબ વર્તવામા આવે તો અણુસમજુ અસખ્ય દરદીઓ સુખી થાય એક નાનુ દૃષ્ટાત ધ્યાનમા લેવા જેવુ છે

એક કજુસશિરોમણિ શેઠ હતા "ચમડી તૂટે પણ દમડી ન છૂટે" તેવો તેમનો સ્વભાવ હતો તે શેઠને એક હઠીલુ

કૂટ કરે કોણ ? છેવટે વૈદ્યે કહી દીધુ કે-શેઠની બીમારીનુ મૂળ કજુસાઇ છે સારી સલાહ, યોગ્ય દવા, તેલ અને અનુપાન સમજાવી દીધા છતા ન લે તો રોગ જાય કયાથી ? કજુસ શેઠે કજુસાઈમા શરીર ગુમાવ્યુ

આ કથા ઉપરથી સમજવાનુ કે સમજણપૂર્વકના સાચા પાઠ કરવા માત્રથી જેમ રોગ ગયો નહિ તેમ અક્ષરજ્ઞાનના પાઠ કરવા માત્રથી સસારનો હઠીલો રોગ નાશ પામશે નહિ માટે સમજ સાથે સદ્વર્તનનો અમલ કરો વૈદ્ય પાસેથી સમજ ભાડે મલી પણ દરદ-જ્ઞાનના અણસમજુ શેઠે વર્તન ન કર્યું તો શેઠના હાલહવાલ થયા, તેવી રીતે તીર્થંકરના શાસનમા શાસનસચાલક પરમેષ્ઠિઓ પાસેથી સમજ ભાડે મળે છે પરતુ દરેકે દરેકને સમજના ભાડુતોને સદ્વર્તન તો કરવા જ પડશે

## શ્રદ્ધાની અનિવાર્ય જરૂર

વિશ્વમા બાળકોને દૂધ પાવાનો કે પીવરાવવાનો રિવાજ કયાથી શરૂ થયો અને ખડીના પાણીને નહિ પાવાનો અગર પીવરાવવાનો રિવાજ કયાથી આવ્યો ? તમારે કબૂલ કરવુ પડશે કે ભલે પીનાર બાળકને ખબર ન હોય પણ પાવાની કે પીવરાવવાની પ્રવૃત્તિ કરનારને તો એ દૂધના ગુણફાયદાની પૂરેપૂરી સમજ છે તેવી રીતે ધાર્મિક ક્રિયા કરનારાઓને ધાર્મિક અનુષ્ઠાનોનુ પૂરેપુરુ જ્ઞાન ન હોય તો પણ એ ધાર્મિક ક્રિયાના ઉપદેશકો-તીર્થંકર-ગણધર-શ્રમણ ભગવતોને તો એનું પૂરેપૂરુ જ્ઞાન હતું એ નિર્વિવાદ સત્ય સર્વદા સ્વીકારવા યોગ્ય જ છે આ પ્રસગમા પીનાર અને પીવરાવનારને અનુ

ક્રમે તે નિષ્ણાતો પ્રત્યે શ્રદ્ધા હોવી જ જોઇએ અમુક અમુક ક્રિયા કરનાર વ્યક્તિઓમા તે તે ક્રિયાનું અજ્ઞાન હોય પરતુ ક્રિયાના પ્રચારકો અને ઉપદેશકોને તો તેનુ સાગોપાગ જ્ઞાન હોય છે આ ઉપરથી પરમતારક ત્રિલોકનાથ તીર્થંકર ભગવતે ઉપદેશેલા અનુષ્ઠાનોનુ અનુસરણ કરીને આપણે આપણ કે ચાણુ માધી શકીએ છીએ આવી સિદ્ધ થાય છે કે એક બીજાના જ્ઞાનનો અનતર અગર પરપરાએ ફાયદો મલી શકે પરતુ એક બીજાની ક્રિયાનો લાભ એક બીજાને અનતર પરપરાએ નથીજ મલી શકતો ક્રિયાનો લાભ મેલવનારે ક્રિયા તો પોતે જ કરવી પડશે પરતુ તે ક્રિયાના ગુણ-દોષનુ જ્ઞાન હોય અગર ન હોય તેને પણ લાભ મલે છે અને તે ક્રિયાના ગુણ-દોષનુ જ્ઞાન ન હોય તો પણ જ્ઞાની અગર જ્ઞાનીઓની પરપરાએ આશ્રિત બનેલાઓ ક્રિયાના સુદર લાભ હસ્તગત કરી શકે છે અણુસમજુ વર્ગને તે તે અનુષ્ઠાનદ્વારા ફલ પ્રાપ્ત કરવુ હોય તો શ્રદ્ધાની અનિવાર્ય જરૂર છે સર્વ સમજદારોમા શિરોમણિ તીર્થંકર આચાર્ય-ઉપાધ્યાય-શ્રમણભગવતો પ્રત્યે અણુસમજુ આત્માઓ વિશ્વાસુ નહિ બને તો તેઓના કથનદ્વારાએ કરાતા અનુષ્ઠાન પ્રત્યે પણ શ્રદ્ધાળુઓ નહિ જ બને શ્રદ્ધાળુઓ નહિ બન્યા હોય ત્યા સુધી અનુષ્ઠાનની આરાધનાના અનુપમ અગમ્ય લાભો મેળવી શકશે જ નહિ તેથી જ અનુષ્ઠાનના ઉપદેશકો અને તેઓશ્રીએ ઉપદેશેલા અનુષ્ઠાનો પ્રત્યે જે અવિહડ-શ્રદ્ધાળુઓ હશે તેઓ જ તે અનુષ્ઠાનના અતિમ સિદ્ધરૂપ ફલ પ્રાપ્ત કરી શકશે નહિતર શકાશીલ બનીને અનુષ્ઠાનને તરછોડી અવલે માર્ગે ચડી જશે, તેથી શ્રદ્ધાનો ટૂકો અર્થ વિચારીએ તો

સમ્યગ્ જ્ઞાનીના જ્ઞાન ઉપર અગર કહેલા કથન ઉપર વિશ્વાસ રાખવો તેનુ નામ શ્રદ્ધા છે. સમજુ વર્ગને કે અણસમજુ વર્ગને દરેક કાર્યની સિદ્ધિ કરતા પહેલા શ્રદ્ધાના પાયાની દૃઢતા સ્વીકારવી પડે છે દુનિયામા જ્ઞાન જેવી ચીજ ન માનીએ, જ્ઞાની મહાત્માઓને સ્વીકારીએ નહિ અને જ્ઞાનના સાધનોની પરવા જ ન કરીએ તો શ્રદ્ધા રહેવાની કયા? અર્થાત્ શ્રદ્ધાનો પ્રવાહ પ્રવર્તે શી રીતે? જ્ઞાન, જ્ઞાની અને જ્ઞાનના સાધન સ્વીકારનારાઓને શ્રદ્ધાનુ અસ્તિત્વ સ્વીકારવુ જ પડે છે, અને શ્રદ્ધાનુ મૂલ ત્યાથી જ શરૂ થાય છે આપણે એકડો શીખ્યા ત્યારે નો-હજાર લાખની જરૂરતનુ ભાન ન હતુ, મા અને બાપા બોલતા થયા ત્યા સુધી મા કોને કહેવાય અને બાપા કોને કહેવાય તે પણ સમજતા ન હતા બાલ્યકાલની અધશ્રદ્ધા બોલતા લખતા શીખવાડે તો સર્વજ્ઞના ચરણમા શીર ઝુકા વનારાઓ શ્રદ્ધાબલે આગલ વધે તેમા નવાઈ શી? બો યા પછી બાલક સમજ્યો કે સમજ્યા પછી બોલ્યો? અને લખ્યા પછી સમજ્યો કે સમજ્યા પછી લખ્યુ? એવી જ રીતે ધાર્મિક ક્રિયામા કરવાનુ પહેલા અને સમજવાનુ પણ પછી જ છે અણસમજુ આત્માને, સમજ જ્ઞાન અને મહત્વ ર્તન-ચારિત્રમા આગલ વધવુ હોય તો શ્રદ્ધાની અનિ વાર્ય જરૂર છે "લકીરના ફકીર" બનીને એકડો ઘુટનારાઓ પણ આજે વિદ્વાનની કક્ષામા બિરાજે છે એ મહેતાજી-માસ્તર-વિદ્વાન-પ્રોફેસરો પર શ્રદ્ધાનુ સુદર પરિણામ છે

## શ્રદ્ધાનો અપલાપ કરનારાઓ જ શ્રદ્ધાના ઉચ્છેદકો છે

**અણસમજણમાંથી સમજદાર બનેલાઓ, અસણુ** અવસ્થામાંથી ભણીગણીને પારગત થયેલાઓ પૂર્વકાલને ભૂલીને શ્રદ્ધાને વગોવે છે તે નવીન પ્રાપ્તિના માર્ગને રૂંધનાર છે-રોકનાર છે આજના સમજદારોનો દાવો કરનારા જ્ઞાન વગરની ક્રિયા નકામી, જ્ઞાન વગર દર્શન વદન-પૂજન નકામા, જ્ઞાન વગરનું ચારિત્ર નકામુ, જ્ઞાન વગરનુ દાન નકામુ, જ્ઞાન વગરનુ શિયળ નકામુ અને જ્ઞાન વગરનુ તપ નકામુ વિગેરે વિગેર બકવાદ કરે છે પરતુ ફલદાયક દર્શન-વદન-પૂજનાદિ ક્રિયા, ફલદાયક જ્ઞાન-ચારિત્ર, ફલદાયક દાન-શિયળ-તપ બનવા પહેલા કેટલી વખત એકડો ઘુટવાની માફક દ્રવ્ય ક્રિયા રૂપ ચારિત્ર-તપાદિ કરવા પડે છે, એ સમજતા શીખ્યા નથી એ જ ખેદનો વિષય છે જે વૃક્ષની છાયા નીચે બેસીને શાતિ પામનારો મુસાફર રવાના થવાના અવસરમા એ જ વૃક્ષને છેદે તો તેને મૂર્ખ-શિરોમણિ કહેવાય છે તવી રીતે **શ્રદ્ધારૂપી વૃક્ષની છાયા નીચે આનદ લઈ બેઠેલા અને આગલ વધેલાઓ આજ કહેવાતા અસખ્ય જ્ઞાનીઓ ક્રિયામાર્ગે શરૂ થયેલાઓને, ચારિત્રમાર્ગે ચાલનારાઓને, દાન દેનારાઓને, શિયળ સેવનારાઓને, તપશ્ચાના માર્ગે આગળ વધનારાઓને નિન્દે છે, અપભ્રાજે છે તેઓ બધા શ્રદ્ધારૂપી વૃક્ષના ઉચ્છેદકો છે જ્ઞાનીપણાનો દાવો કરનારને અધશ્રદ્ધાનુ મહત્વ ઓછુ લાગતુ હોય પણ તેથી જગતના વ્યવહાર માંથી અને ધાર્મિક શુભ વ્યવહાર અને શુદ્ધ વ્યવ-**

હારમાથી તે શ્રદ્ધાનુ મહત્ત્વ હજુ સુધી ઘટ્યુ નથી, ઘટતુ નથી અને ઘટશે પણ નહિ જ એટલુ નહિ પણ સર્વજ્ઞ શાસન-રસિક આત્માઓની કાલીઘેલી ક્રિયા, વર્તનો અને અનુષ્ઠાનો દેખીને તમને ઘૃણા થતી હશે પણ તે તે ભાગ્યશાળીઓ ક્રમે ક્રમે શુદ્ધ-શુદ્ધતર-શુદ્ધતમ અનુષ્ઠાનો ભવિષ્યમા કરનાર થશે. " गाम्यमान भवेद्भाव० " પ્રત્યાખ્યાન-અષ્ટકમા ચૌદસો ચુમ્માલીશ ગ્રન્થના પ્રણેતા પૂ શ્રી હરિભદ્રસૂરીશ્વર જણાવે છે કે-'જિનેશ્વર ભગવતોએ કથન કરેલા છે ' એવી શ્રદ્ધાપૂર્વક સદ્ભક્તિપૂર્વક લીધેલા વ્રત, નિયમ અને પ્રતિજ્ઞા તૂટી જાય અને સસારની લીલામા અટવાઈ જાય છતા લાભ ચાલ્યો જતો નથી જેટલુ આરાધ્યુ તેટલુ દ્રવ્ય અનુષ્ઠાન જો જિનેશ્વર ભગવાનકથિત હોય તો ભવિષ્યમા તે અનુષ્ઠાન ભાવ પચ્ચખાણનુ કારણ બને છે સેકડો-હજારો-લાખો દ્રવ્ય અનુષ્ઠાન થતા થતા એક ભાવ અનુષ્ઠાન બને છે આ પ્રસગમા પૂર્વનુ દ્રવ્ય અનુષ્ઠાન એ પછી થનારા દ્રવ્ય અનુષ્ઠાનરૂપી કાર્યનુ કારણ છે અને એવી રીતે ઉત્તરોત્તર કાર્યકારણભાવ તપાસતા અતમા થવાવાળુ ભાવ અનુષ્ઠાનનુ પૂર્વ અનુષ્ઠાન કારણ છે

એટલુ જ નહિ પણ શાસ્ત્રોક્ત રીતિએ થવાવાળી શાસ્ત્રવિહિત દ્રવ્ય પ્રવૃત્તિ ત્યારે જ થાય છે કે પ્રવૃત્તિ કરનારને ૬૯ કોડાકોડી મોહનીયની સ્થિતિનો ક્ષયોપશમ થયે હોય દૃષ્ટાત તરીકે " એક કસાઈ બકરાને કાપવા છરો લઈને ચાલ્યો જાય છે બકરા આગળ છે અને કસાઈ પાછળ છે રસ્તે ચાલતા આગમશ્રવણથી નવપલ્લવિત થયેલ શ્રાવ

મળ્યો. શ્રાવકે બકરાને મૂકી દેવા ઘણુ સમજાવ્યો પણ કસાઇ એકનો બે થયો નહિ છેવટે પૈસા આપી બકરાને પાંજરા પોળમાં મોકલાવી દીધા કસાઇ કહે તમને આ દયા ધર્મ શીખવાડનાર તમારા ગુરુઓ દયા ધર્મની શરૂઆતમાં શું કહીને દયાળુ બનાવે છે ? હમારા કમાઇના ધંધામાં દયાનું નામનિશાન હોતું નથી, છતાં મારા જીવનમાં કંઈક કરવું હોય તો કોઇ ઉપાય છે ? શ્રાવકે કહ્યું–હા, તમે એક નવકાર રોજ ગણો કસાઇ કહે–જીંદગી પર્યંત મહેનત કરું તો આવડે નહિ તો રોજ મારી પાસે સાંભળી જાવ એવું શ્રાવકે કીધું કસાઇ સાંભળવા રોજ આવે છે અને સાંભળીને રોજ કસાઇખાને પોતાના ધંધે જાય અંતમાં સાંભળતાં સાંભળતાં કસાઇનો ધંધો છોડે છે, દયાળુ બને છે હવે આ સ્થળે પહેલે દિવસે નવકાર મંત્રનું પહેલું પદ "નમો અરિહંતાણં" અને તે પદનો પહેલો અક્ષર "ન" કાનમાં પડ્યો તો કસાઇને કેટલો લાભ થયો હશે ? આવો પ્રશ્ન કરનારને શાસ્ત્રકાર કહે છે કે–તે અવસરે ૬૯ કોડાકોડી મોહની કર્મની સ્થિતિ તૂટે નહિ ત્યાં સુધી શાસ્ત્રવિહિત આટલી શ્રવણ પ્રવૃત્તિ પણ થતી નથી આ ઉપરથી લાલચથી, વિરુદ્ધ ઇચ્છાથી, બલાત્કારથી પૌદ્‌ગલિક ઈચ્છાથી, કહેવાથી, ગરજથી, પ્રેરણાથી કરેલી શાસ્ત્રવિહિત શ્રવણપ્રવૃત્તિરૂપી શ્રુત સામાયકનો લાભ ૬૯ કોડાકોડી સ્થિતિ તુટવા વગર કોઇ પણ જીવને થતો જ નથી, થયો નથી અને થશે પણ નહિ વધુ વિચારકોએ *વિશેષાવશ્યકમાં જૈનાગમના

---

* જુઓ વિશેષાવશ્યક શ્રુત–સામાયકની વ્યાખ્યા સમજવાથી આ પ્રસંગ સમજાશે

રહસ્યવેત્તા શ્રી જિનભદ્ર ગણિ ક્ષમાશ્રમણના વચનોનો બારીકા ઇથી અભ્યાસ કરવો જરૂરી છે આથી સ્પષ્ટ છે કે દર્શન-વંદન-પૂજન-સત્કાર કે સન્માનની હરકોઈ ક્રિયા દ્રવ્ય રૂપ હોય તો પણ કરવામા નુકશાન તો છે જ નહિ, પર તુ દ્રવ્ય ક્રિયાના સસ્કારો વૃદ્ધિ થતા થતા આત્મા માર્ગાભિમુખ બની આત્મ-કલ્યાણને રસ્તે ચઢી અમોઘ લાભ પ્રાપ્ત કરે છે શ્રદ્ધા નહિ હોય તેને જ્ઞાન થવાનું નથી શ્રદ્ધા હશે તેને અજ્ઞાનરૂપે જ્ઞાન થશે અને ટકશે કહેવાતા જ્ઞાનીઓને શ્રદ્ધાના વિનાશભાવમા વર્તતું જ્ઞાન અજ્ઞાન થાય છે

" જે વિણ નાણ પ્રમાણ ન હોવે, ચારિત્ર તરુ નવિ ફળીઓ,
સુખ નિર્વાણ ન જે વિણ લહીએ, સમ્યગ્દર્શન બળિઓ "

—સમ્યગ્દર્શન પૂજા ન્યાયાચાર્ય શ્રીમદ્ યશોવિજયજી મહોપાધ્યાય

આ કથનમા સમ્યગ્દર્શનના અભાવમા જ્ઞાન પ્રમાણભૂત હોતુ નથી ચારિત્રના પુષ્પરૂપ કેવળજ્ઞાન અને ફળરૂપ મોક્ષ અર્થાત્ નિર્વાણસુખ પ્રાપ્ત થઇ શકતા નથી માટે શ્રદ્ધાની અનિવાર્ય જરૂર છે **અજ્ઞાનીઓને સમ્યગ્ જ્ઞાની થવામા અને સમ્યગ્ જ્ઞાનીઓને સમ્યગ્ ટકાવવામા વધાર વામા અને ફળદાયક બનાવવામા શ્રદ્ધાની અનિવાર્ય જરૂર છે**

## શ્રદ્ધાપૂર્વક સમજની ઉત્પત્તિ, ટકાવ, વૃદ્ધિ અને ફલ

જૈનશાસને જ્ઞાનને જ્ઞાન તરીકે અગ્રપદ આપ્યુ જ નથી, પરતુ મોક્ષ ફલના અનિર્વચનીય-સાધન તરીકે જ સ્વીકારેલુ છે ધોતી, પહેરણ અને કોટ પહેરનારાઓએ સૂતરના તાણા

વાળુા ગણ્યા નથી, માથામા રહેલા બાલ કાળા કેટલા અને ધોળા કેટલા તેનો હિસાબ કોઇએ રાખ્યો નથી અને રાખતા પણ નથી, ઘર બધાવાતુ હોય તે અવસરે આવેલા ગધેડા પર રેતીની ગુણીઓ ઘર આગળે ઠલવાય છે અને તેમાથી રેતીના કણીઆ કોઇએ ગણ્યા નથી અને ગણતુ નથી, નળ-માથી નીકળતા પાણીના ટીપે ટીપાની નોધ કોઇએ રાખી નથી અને ગખતુ નથી, આથી એ વાત સિદ્ધ થઈ છે કે નિરુપયોગી કાર્યોમા નકામો ટાઈમ બરબાદ કરવા દુનિયા પણ તૈયાર નથી તો પછી નિરુપયોગી કાર્યમા મનુષ્ય જીવન એળે કેમ ગુમાવવુ ?

એ અટપટા પ્રશ્નનો ઉકેલ બુદ્ધિમાને વિવેકપૂર્વક કરવા જેવો છે પ્રશ્નનુ સમાધાન બુદ્ધિનો સદુપયોગ કરીને કરવામા આવે અને જો સમાધાનનો સુદર નિર્ણય કરવામા ન આવે તો નિરુપયોગી કાર્યમા બાલ્યકાળ, યુવાવસ્થાનો કાળ અને લગભગ વૃદ્ધાવસ્થાનો કાળ નિરર્થક જાય છે એટલુ જ નહિ પણ અનર્થકારી રીતે એ પસાર થાય છે

**માનવ જીવનમા નિરુપયોગી અને ઉપયોગી કાર્યની વહેચણ થઈ જાય અને પછી જીવન જીવાય તો જ માનવજીવનની મોજ અને લાભ મળી શકે તેમ છે અન્યથા નહિંજ મળે, એ નગ્ન સત્ય સદા સ્વીકારવા લાયક છે** ચક્ષુ મલ્યા છતા બરોબર ઉપયોગ કરનારા ઠોકરે ચડતા નથી, અને ઊંધુ ઘાલી ચાલનારા ઠોકરે ચઢે છે અને દુખી થાય છે દેખતો માણુસ કાટા ઉપર

પગ મૂકે, દેખતો માણસ અગ્નિ પર પગ મૂકે, દેખતો માણસ સર્પના મોઢા ઉપર પગ મૂકે, તો કહેવુ પડશે શુ આધળો છે? અર્થાત્ ઠપકાને પાત્ર ઠરે છે પણ આધળો પગ મૂકે અને દેખનાર દેખે તો દયા લાવી હાથ પકડી સન્માર્ગે ચઢાવી દેવાય છે તેવી રીતે જ્ઞાનની પ્રાપ્તિ થયા પછી હેય=છાડવા લાયક કાર્યો સમજાય નહિ અને છોડાય નહિ, ઉપાદેય=કાર્યો સમજાય નહિ અને સેવાય નહિ તો ઠપકાને પાત્ર અને તેમા નવાઈ નથી અરે એટલુ જ નહિ પણ છોડવા લાયક છોડી શકે નહિ અને આદરવા લાયક આદરી શકે નહિ પણ સમજાય જ નહિ એ જ ખેદનો વિષય છે.

શ્રદ્ધાપૂર્વકની સમજ આવ્યા પછી હેય–ઉપાદેયનો વિવેક અને વિવેક અનુસાર યથાશક્તિ હેય પદાર્થનો ત્યાગ અને ઉપાદેય પદાર્થનો સ્વીકાર કરવો જોઈએ શ્રદ્ધાપૂર્વકની સમજ આ યા પછી વર્તન બનવુ જ જોઇએ એવો નિરધાર કરીએ તો વાધો શુ છે? સમાધાનમા સમજવુ જરૂરી છે કે શ્રદ્ધાપૂર્વકની સમજ આવ્યા છતા સદ્‌વર્તનનું સેવન થવુ જ જોઈએ એવો નિયમ નથી; કારણ કે નિયમ કરીએ તો જૈન શાસનમા સમજ અને સદ્‌વર્તનને રોકનારા જૂદા જૂદા કર્મો છે તે માન વામા વાધો આવશે જ્ઞાનાવરણીયના ક્ષયોપશમથી થવાવાલી જ્ઞાન=સમજ એ જૂદી ચીજ છે તેમજ ચારિત્રાવરણીયના ક્ષયોપશમથી થવાવાળી ચારિત્રસદ્‌વર્તન એ જૂદી ચીજ છે પરતુ એટલો નિયમ ચોક્કસ છે કે શ્રદ્ધાપૂર્વકની સમજવાલા ભલે સદ્‌વર્તનનુ સેવન ન કરતા હોય છતા સદ્‌વર્તન પ્રત્યે, સદ્‌વર્તનના સેવન પ્રત્યે, સદ્‌વર્તનના સઘળા સાધનો અને આગલ વધારનારાઓ પ્રત્યે બહુમાન હોય તો જ શ્રદ્ધાપૂર્વકની

નહિ પણ શકાનો છેદ કરી શ્રદ્ધાપૂર્વકના સમજદાર જ્ઞાની બનીને ત્યાગી બન્યા પાચસોના પરિવાર સાથે દીક્ષિત થયેલો અગીઆર અગનો પાઠી જમાલી જ્ઞાની છતા એક જ શકાના પ્રાદુર્ભાવમા અજ્ઞાની બન્યો અગીયાર અગભૂત પદાર્થોનુ જ્ઞાન હોવા છતા એક પદાર્થની અશ્રદ્ધામા જ્ઞાની અજ્ઞાની બને છે આ સિદ્ધાન્તે જૈન શાસનની મહત્તા વધારી છે તેથી જ શ્રદ્ધાપૂર્વકની સમજમા સમ્યગ્ જ્ઞાનની ઉત્પત્તિ છે, સમ્યગ્ જ્ઞાનનો ટકાવ છે, સમ્યગ્ જ્ઞાનની વૃદ્ધિ છે, અને સમ્યગ્ જ્ઞાનનુ અતિમ ફલ મોક્ષ છે એટલુ જ નહિ પણ સર્વજ્ઞને જીતવા આવેલા જીતાઇને પ્રવ્રજ્યા ગ્રહણ કરી ગણધરો બને છે શકાને નિર્મૂલ કરી સમ્યકત્વના સ્પર્શનમા પૂર્વની અણ સમજમાથી સાચી સમજની પ્રાપ્તિ કરી સાચા સમજદાર બને છે સાચી સમજના ટકાવ સાથે અતર્મુહૂર્તમા દ્વાદશાગીની રચના કરે છે શ્રદ્ધાપૂર્વક સમજની ઉત્પત્તિ, ટકાવ, વૃદ્ધિ અને ફલનો દર્શનીય અનુપમ દેખાવ ગણધર ભગવતનુ પુનિત ચરિત્ર આપણને સાક્ષીરૂપ છે. સાથે સાથે શ્રીઆચારાગ સૂત્રના પ્રથમ અગમા પ્રથમ શસ્ત્રપરિજ્ઞા અધ્યયનના પ્રથમ સૂત્ર અને બીજા સૂત્રની રચના કરીને આજના કહેવાતા જ્ઞાનીઓને હિતશિખામણ આપી છે સર્વજ્ઞપણાનો દાવો કરનારા અમે પણ આ જૈન શાસનના મૂલભૂત સિદ્ધાતો ન સમજ્યા ત્યા સુધી અજ્ઞાની રહ્યા આ બીનાઓને ધ્યાનમા લઇને જ જાણે પ્રથમ સૂત્રની રચના કરતા ન હોય તેમ જણાવે છે " इहमेगसिं नो सन्ना भवइ " આ સસારમા કોઇપણ પ્રાણીને સાચી સમજ નથી અર્થાત્ અજ્ઞાની

છે—જૈન દર્શનના મૂલભૂત સિદ્ધાંતો જાણતો નથી હું કયાથી આવ્યો ?, હું કયા જઈશ ?, હું જન્મ્યો ત્યારે શું લાવ્યો ? અને મરીશ ત્યારે શું લઇ જઈશ ? હું કોણ ? અને મારુ વાસ્તવિક ધન શુ ? આ છ પ્રશ્નના પરમાર્થને સમજ્યા વગરના સઘળા જીવોને લગભગ [1]અજ્ઞાની જણાવે છે અજ્ઞાનીપણાના એકરારનો આ અપૂર્વ દસ્તાવેજ છે

વિશેષમા ગણધર ભગવતના ચારિત્ર તરફ નજર કરતા અજ્ઞાની અવસ્થાને કબૂલ કરનારા તે ગણધર ભગવતો જેમ શકાના ઉચ્છેદન સાથે અજ્ઞાનીપણાને તિલાજલી દઈ શ્રદ્ધા પૂર્વકની સમજની ઉત્પતિ–સ્થિતિ–વૃદ્ધિ અને શ્રદ્ધાપૂર્વકના ફલરૂપ પ્રવજ્યા અને ગણધર પદવી પામ્યા તેવી જ રીતે તે ગણધર પદવિભૂષિત થયેલા ગણધર ભગવતો પચાસ પચાસ વર્ષો સુધી સર્વજ્ઞપણાનો ફાકો રાખનારા, મમત્વપૂર્વક માન્યતાને વલગી રહેનારા, જગતભરના વાદીઓને સર્વજ્ઞ મનાવનારા અને વાદમા હરાવ નારાઓએ પણ ભગવત મહાવીરના સમાગમમા પોતાની પચાસ વર્ષની માન્યતાને મર્યાદિત છોડી એ પણ આજના વર્તમાનકાલીન ચતુર્વિધ સઘને આ પ્રસગ બોધપાઠરૂપે બોધ લેવા ભલામણ કરે છે

આચાર્ય કે ઉપાધ્યાય, સાધુ કે સાધ્વી, શ્રાવક કે શ્રાવિકાઓએ ગણધર ભગવતના કથિત જીવનમાથી એ શીખવુ જરૂરી છે કે જે ગણધર ભગવતોએ

૧ જુઓ આચારાગ સૂત્ર પ્રથમ અધ્યયન, પ્રથમ દ્વિતીય તૃતીય સૂત્ર અને તે સૂત્રોનુ વિવરણ

પોતાની પચાસ પચાસ વર્ષો સુધી રૂઢ કરેલી માન્યતાને મૂકવામા લેશભર સકોચ પામ્યા નહિ તો પછી આપણી બે પાચ દશ વર્ષની માન્યતાને સમજવામા અને સમજીને મૂકવામા સકોચ રાખવો તે ગાઢ મિથ્યાત્વનુ જબરજસ્ત આવરણ છે, એ સમજવુ મુશ્કેલ નથી શ્રદ્ધાપૂર્વકની સમજ અગર શ્રદ્ધાપૂર્વકના સમજદારની નિશ્રાવગર જૈન શાસનમા કોઇ સસાર સમુદ્રનો પાર પામી શકયો નથી, પાર પામી શકતો નથી, અને પાર પામી શકશે જ નહિ એ નિર્વિવાદ સિદ્ધાત સવદા સ્વીકાર્યા વગર ચાલે તેમ નથી

## શ્રદ્ધા-સુધાભોનિધિમા પ્રવેશ કરનારાઓને.

પાયા વગરનુ મકાન ટકી શકતુ નથી, પાયાની પૂર્ણ મજબૂતી વગર વાવાઝોડા અને વટોળીઆના ઝપાટામા સાત માળનો મહેલ પણ અલ્પ કાલમા જમીનદોસ્ત થતો નજરે માલમ પડે છે કાચા પાયાની કારીગરીવાળી ઇમારતોમા રહેનારાઓને તે મકાન શાતિ-આનદ કે આરામ આપી શકતુ નથી મૂલીઆવાલા ઝાડો અલ્પ સમયમા પડી જાય છે, જે ઝાડના સડવા માડેલા મૂલીઆ જમીનમા ઊંડા ગયા હોતા નથી તે ઝાડ ઉપરથી ફલ-ફૂલ-પાદડા-ડાલા-ડાલીઓની આશા રાખવી વ્યર્થ છે આ બધા પ્રસગોમા અનુક્રમે પાયાની પૂર્ણ મજબૂતી અને જમીનમા મૂલીઆની ઊંડી જમાવટ વગર લાભ લેનારાઓને લાભને બદલે નુકશાનની મુઝવણ ઊભી કરે છે તેવી રીતે ધર્મ મહેલની અને ધર્મ વૃક્ષની સહિસલામતી શ્રદ્ધારૂપ પાયા અને મૂલીઆ ઉપર નિર્ભર છે આ જ વાતને પ્રતિપાદન કરતા

મહોપાધ્યાય ન્યાયાચાર્ય શ્રીમદ્ યશોવિજયજી મહારાજ શ્રી સમ્યકત્વની સડસઠ બોલની સજ્ઝાયમા સમ્યકત્વની છ ભાવનાના સ્વરૂપને પ્રતિપાદન કરતા પ્રથમ ભાવના અને ત્રીજી ભાવના લખતા જણાવે છે કે—

" ભાવિજે રે સમકિત જેહથી રૂઅડુ —
તે ભાવના રે ભાવો કરી મન પરવડુ,—
જો સમકિત રે તાજુ સાજુ મૂલ રે,—
તો વ્રત તરૂરે દીયે શિવફલ અનુકૂલ રે —
અનુકૂલ મૂલ રસાલ સમકિત, જેહ વિણુ મતિઅ ધ એ
જે કરે કિરિઆ ગર્વ ભરીયા, તેહ જૂઠો ધ ધરે એ —
પ્રથમ ભાવના ગુણે રૂડી એ —"

× × × ×

ત્રીજી ભાવના રે સમકિત, પીઠ જો દઢ ગ્રહી,
તો મોટો રે ધર્મ-પ્રાસાદ ડગે નહિ,
પાયે ખોટે રે મોટે મ ડાણે ન શોભીએ
તેણે કારણે સમકિત શુ ચિત્ત થોભીએ

× × × ×

ઉપરની પ્રથમ ભાવના અને ત્રીજી ભાવના ગુજરાતી પદ્યમા હોવાથી ભાવ સરલ છે તે ભાવનામા અનુક્રમે મૂલ અને પાયાની જરૂરીઆત અતિ આવશ્યકપણે સ્વીકારી છે, તે સમ જાવવુ પડે તેમ નથી શ્રદ્ધાના નિર્ણય માટે શ્રદ્ધાની ઉત્પત્તિ, ટકાવ, વૃદ્ધિ અને ફલપ્રાપ્તિ માટે શાસ્ત્રકારોએ શ્રદ્ધાની તરતમતાને દર્શાવવા પૂરતી શ્રદ્ધાને છ વિભાગમા વહેચેલી છે જે સ્થલે શ્રદ્ધાને સમ્યકત્વના નામથી, પ્રતીતિ કે રૂચિ નામથી સ બોધેલી

હોય તે સ્થલે તો શ્રદ્ધા સમ્યક્ત્વ પ્રતીતિ રૂચિ વગેરેમા ફરક માલુમ પડતો નથી અર્થાત્ તે બધા શ્રદ્ધાના પર્યાયો છે, પરતુ શબ્દના ભાવાર્થ અને તાત્વિક રહસ્યમા ઉતરીએ છીએ ત્યારે તો એક જ સ્થલે વપરાયેલા શ્રદ્ધા-પ્રતીતિ-રૂચિ શબ્દોની વહે ચણી કરવામા મુઝવણ ઊભી થાય છે સૂત્રકાર ભગવતો અલ્પા ક્ષરમા સૂત્રની રચના કરે છે માત્રાદિ ઘટતી હોય ત્યા વધાર વાનો આશય હોતો નથી, તો પછી શ્રદ્ધા-પ્રતિતિ-રૂચિ વિગેરે પર્યાયવાચક એક સરખા શબ્દો કેમ ગોઠવાઈ ગયા હશે ? આ શકાના સમાધાનમા સમજવાનુ એ છે કે-એક જ સ્થલે ગોઠ વાયલા આ શબ્દો પૂર્વના શબ્દો કરતા પછીના ઉત્તરોત્તર વપરા યેલા શબ્દો ચમત્કારવાળા તારતમ્યતા-દર્શક છે જ્યારે આપણે શ્રદ્ધા અને પ્રતિતિમા કેટલુ અતર છે ? પ્રતિતિ અને રૂચિમા કેટલુ અતર છે ? રૂચિ થયા પછી સમ્યક્ત્વનુ સ્પર્શન, પાલન અને અનુપાલન શબ્દોની શી જરૂરીયાત અને વ્યવસ્થા છે ? આ બધુ શકા સમાધાન અને યુક્તિપૂર્વક વાચન-મનન-પરિશીલન પૂર્વક સમજાશે ત્યારે વાચનારને ખાત્રી થશે કે ક્રિયાના અમોઘ ફલરૂપ સુર-નરસપત્તિઓ અને ફલરૂપ મોક્ષ કેવી રીતે પ્રાપ્ત થાય છે મેલવનારાઓ અનુક્રમે શ્રદ્ધા-પ્રતિતિ-રૂચિમા આગલ વધીને સ્પર્શન-પાલન-અનુપાલનમા કેવી રીતે ઉત્તીર્ણ થાય છે, થયા છે અને થશે એ બધો પ્રસગ હવે પછીના પ્રકરણોમા વિસ્તારથી સમજાવવામા આવશે

શ્રદ્ધા અને રૂચિની તરતમતા અને અતરનું દિગ્દર્શન શ્રી નવપદજીના નવે પદની ઢાલમા છઠ્ઠા દર્શન પદની ઢાલમા ન્યાયાચાર્ય શ્રીમદ્ ઉપાધ્યાય શ્રી યશોવિજયજી જણાવે છે—

"जिणुत्तत्ते रूइलक्खणस्स, नमो नमो निम्मलदसणस्स"

× × × ×

जे अनुप श्रद्धा धर्म प्रगटे मयल परइहा टले,
निज शुद्ध सत्ता प्रगट अनुभव करण रुचिता उछले ।
बहुमान परिणति वस्तु तत्त्वे अहव तसु कारणपणे,
निज साध्य द्रष्टे सर्व करणी तत्वता सपति गणे ॥

× × × ×

ભાવાર્થ —જિનેશ્વર ભગવતોએ કથન કરેલ તત્વ વિષયક રૂચિને નિર્મલ દર્શન અર્થાત્ સમ્યક્ત્વ કહે છે ઉપમા ન આપી શકાય એવો શ્રદ્ધા ધર્મ પ્રગટ થવાની સાથે સકલ પર પૌદ્ગલિક ભાવ સબધી ઇચ્છા ( અર્થ કામના સકલ્પ-વિકલ્પ, મનોરથ આશા વિચારો ને તરગો તે બધા ઈચ્છાના ભેદો છે ) ટલે છે=દૂર થાય છે આત્મિક-શુદ્ધસત્તાના આવિર્ભાવ થયેલ અનુભવથી રત્નત્રયીના અનુષ્ઠાનો અને દાન-શિયલ-તપ ભાવના અનેકવિધ અનુષ્ઠાનો કરવાનું રૂચિપણુ સમુદ્રમા આવતી ભરતીના તરગની જેમ ઉછ યા કરે છે અનુષ્ઠાનનું સેવન ઓછાવત્તા પ્રમાણમા થાય પરતુ સર્વજ્ઞકથિત તાત્વિક-પદાર્થ-વસ્તુ પ્રત્યે, અથવા તે તે પદાર્થની પ્રાપ્તિના સર્વ સાધન અને કારણાદિ પ્રત્યે અત્યત બહુમાન ઉછ્યા જ કરે છે

સાધ્યની ચોખવટ થયેલ હોવાથી અને પાણી ભરનારી બાઈની નજર પાણીના બેડા ઉપર ઠરી હોય તેમ સાધ્ય તરફ નજર રાખનારાઓ જે જે કરણી કરે છે, તે તે સર્વ કરણીને અવિનશ્વર ભાવની તાત્વિક સપદાઓ જ સમજે છે

દેવ-ગુરુ-ધર્મને કિંમતી કહેનારા અને સમજનારાને કાંટો વાગે, ઠોકર વાગે અને અધારામા માથુ અફલાય છે ત્યારે બા અને બાપ મોઢામા આવીને ઊભા રહે છે, પરન્તુ અરિહંતાદિ આવતા નથી ભલે બાને મરી ગયે બાવીશ વર્ષ થયા હોય અને બાપને મરી ગયાને બેતાલીશ વર્ષ પૂરા થયા હોય તો પણ કહેવુ પડશે કે કહેવાતા ધર્મીને દેવ-ગુરુ-ધર્મની શ્રદ્ધા નામ માત્રની છે અર્થાત્ બોલવા માત્રની છે, પ્રતિતિ નથી મરી ગયેલી માતા અને બાપની હયાતી નથી અને તેઓ જીવતા હોય તો પોતાનો બચાવ વેદનાના અવસરમા કરી શકતા નથી તો તે વેદનામા રિબાતા પુત્ર પુત્રીનુ દુખ દૂર કરે છે ? કે કરશે ?, હરગીજ નહિ તો પછી આ સભારણા કેમ ? કહેવું પડશે કે મોહમૂર્ચ્છિતને સાચી વાત સમજાતી નથી

હવે શ્રીપાલનો પ્રસગ વિચારો દરિયામા ધવળ શ્રીપાળને મત્સ્ય દેખાડે છે શ્રીપાળ મત્સ્ય દેખવા જાય છે, દોર તૂટે છે અને દરિયામા પડે છે પરણેલી બે સ્ત્રીઓ, અઢીસે વહાણો રિદ્ધિ સિદ્ધિથી ભરપૂર છે, ઉજ્જૈનમા માતુશ્રી અને મયણા છે છતા કોઇને યાદ કર્યા વગર અને જીવવાની અશમાત્ર અભિલાષ રાખ્યા વગર પડતાની સાથે શ્રી નવપદ મોઢામા આવી ઊભે રહે છે કહેવુ પડશે કે શ્રદ્ધા સાથે પ્રતિતિનો પૂરો સસ્કાર જામી ગયો છે આ શ્રી નવપદ વગર તારનાર કોઇ નથી જગતમા ઉત્તમોત્તમ તે શ્રી નવપદ છે ! ! શરણ કરવા લાયક શ્રી નવપદ છે ! ! ! સકળ મગળશિરોમણિ શ્રી નવપદ છે ! ! આવી પ્રતીતપૂર્વકની માન્યતા વગર દરિયામા પડતા મુખમા શ્રી નવપદ આવે જ નહિ તે નવપદના પ્રભાવે મગરમત્સ્ય તેને ઝીલે છે દરિયામા મત્સ્ય જમીનના મુસાફરની જેમ મુસાફર

પુરી કરાવી ઠેકાણુ કાઠે ઉતારે છે થાકયો શ્રીપાળ ચ પાના ઝાડ નીચે સૂએ છે સવારમા મહોત્સવપૂર્વક રાજકન્યા પરણે છે નવપદના આરાધકોએ શ્રીપાળની શ્રદ્ધા અને પ્રતી તિનુ પૂરેપુરુ પુનિત અનુકરણુ કરવુ જ જોઈએ અનુપમેય શ્રી નવપદની પ્રતિતિ શ્રીપાળમા છે બચાવનાર આ સિવાય કોઈ નથી, જગતના વિનાશી પદાર્થો અનર્થ કારી સમજાય ત્યારે આ ૰ગ હૃદયમા વ્યાપે છે

પાઇ અને પૈસામા ત્રણુ ગુણો ફરક, પૈસામા અને આનામા ચાર ગુણો ફરક, આના અને અધેલીમા આઠ ગુણો ફરક, અધેલી અને રૂપીયામા બમણો ફરક, રૂપીઆ અને ગીનીમા પચાસ ગુણો ફરક, હીરા–પન્ના–માણેક–મોતી અને ચિન્તામણિ રત્નના ફરક સમજવા સહેલા અને સરલ, આ બધી નાશવત સામગ્રીઓની કિમત મમજવી સહેલી અને સરળ છે તે કરતા સર્વજ્ઞકથિત ધર્મકરણીના આશિક વિભાગની કિંમત સમજવી ઘણી જ મુશ્કેલ છે

ચિંતામણિ, કલ્પવૃક્ષ, કામકુભ, સુરદ્રુમ, ચિત્રાવેલ અને દક્ષિણાવર્ત શ ખની કિંમત સમજનારાઓએ સર્વજ્ઞકથિત ધર્મની કિમત પાસે ઉપરના બધા પદાર્થોને ફુટી કોડીની કિંમતના સમજવા પડશે સમજીને બેસી રહેવાનું નહિ પણુ તે જ સમજણુપૂર્વકનું વર્તન કરવું પડશે ત્યારે જ શ્રદ્ધાના પગથી એથી આગલ વધીને પ્રતિતિના પારમાર્થિક પગથીઆ ઉપર ટકનારાઓને પ્રતિતિના શબ્દ માત્રથી નહિ ચાલે પણુ તેવું વર્તન વર્તવું પડશે. બોલેલા શબ્દની પ્રતીતિ પૂરતો પુરાવો આ નાનકડા કથાનકમા છે નહિ તો કૃષ્ણુ વાસુદેવની પુત્રી જેવી

દશા થશે કૃષ્ણ વાસુદેવને પ્રભાતમા પુત્રીઓ નમન કરવા આવે છે શ્રી કૃષ્ણ પ્રશ્ન પૂછે છે રાણી બનવુ છે કે દાસી ? પ્રશ્ન પૂછનાર પ્રશ્નનો ઉત્તર સમજે છે, જવાબ આપનાર પુત્રી પ્રશ્નનો ઉત્તર દેવાનો સમજે છે, પરન્તુ ઉત્તર દીધા પછી રાણી બનાવવાનો અમલ કેવો વિચિત્ર છે તે પુત્રી સમજતી નથી આવી રીતે પ્રશ્ન પુછાતા ગયા અને પુત્રીઓ જવાબ દેતી ગઇ જવાબ દેવાની સાથે શ્રી કૃષ્ણે ભગવન્ત નેમનાથ પાસે દીક્ષા અપાવી સાધ્વીઓ બનાવી આ સ્થલે આજના વિષય-વિલાસિયોને શકા થશે કે શ્રી કૃષ્ણ આવો કૂટ પ્રશ્ન કરીને જુ મ કેમ ગુજારે છે ? સમાધાનમા સમજવુ કે આ યકાલમા પોતાના હિતાહિતને પુત્રી નથી સમજતી તે શ્રી કૃષ્ણ સમજે છે બીજી રીતિએ કહીએ તો ત્રણ ખડમા બધા રાજા-રાણા અને મહારાણા મને સલામ ભરનાર છે જેથી જ્યા પરણાવુ ત્યા દાસી બને, માટે આ એક જ સ્થાન એવુ છે કે તે સ્વીકારે તો જ મારા માથાની શિરતાજ બને એવુ સ્થલ કર્યું ? ભગવાન્ નેમનાથજી આથી જવાબ દેનારી પુત્રીઓને વદન કરવા યોગ્ય સાધ્વીઓ બનાવીને પ્રશ્નના ઉત્તરને સાર્થક રીતિએ અમલ કર્યો શ્રી કૃષ્ણ વિષયવિકારના-વિલાસના પૂરેપૂરા રસિક છે, છતા પુત્ર-પુત્રોના હિતને સારી રીતે સમજતા હતા **આ રીતિએ કૃષ્ણની જેમ પિતાપણુ સફલ કરનારા આજે હોય તો જૈનશાસનની અપૂર્વ જાહોજલાલી** થાય આજ તો પરાયા છોકરા અને છોકરીઓ દીક્ષિત થાય તો સારૂ થયું કહેવાતુ નથી, કારણ કે કાગડાને મોઢે રામ હોય જ નહિ તેવી રીતે દુર્લભી આત્માઓને દીક્ષાની, દીક્ષા લેનારની, દીક્ષા દેનારની અને દીક્ષા દેવરાવનારની અનુમોદના આવતી નથી હવે આલુ

પ્રસગમા આવીએ પ્રશ્નના ઉત્તર દેનારી પુત્રીઓમા એક પુત્રીને તેની માતુશ્રીએ શીખવ્યુ કે–બેન, તારા પિતા 'રાણી બનવાનુ અને દાસી બનવાનુ' પૂછે તો જવાબમા દાસી બનવાનુ બોલજે પુત્રી પૂછે છે કે માતાજી ચાકરડી બનવા કરતા રાણી-પણામા મોજ છે છતા માતા તુ આમ કેમ કહે છે? માતા મૂળથી બધી પુત્રીઓના બનેલા બનાવને સમજાવે છે રાણી પણામા સાધ્વીપણુ મળવાનુ છે "રોતીને પિયરીયા મળે" તેવી રીતે પુત્રીને સસાર છોડવો નહોતો અને માતાએ સમજાવીને ભણાવી દીધી પિતાએ પૂછયુ અને જવાબમા પુત્રીએ દાસી બનવા જણાવ્યુ ઉત્તરનો અમલ કર્યો એક સામાન્ય સાળવી વીરા સાથે પરણાવી દીધી અને વીરા સાળવીને કહ્યુ કે તારા ઘરની રીતિએ આની સાથે વર્તાવ કરજે રાજ–મદિરમા રમણ કરનારો પુત્રી વીરા સાળવીથી કટાળી ગઇ અને પછી ફરિયાદ સાભળી પિતાએ રાણી બનાવવારૂપ સાધ્વી બનાવી કથાનુ તત્વ એટલુ જ છે કે દાસી બનવાના શબ્દ બોલનાર પુત્રીને રાજમદિરની રાણી બનવાની પ્રતિતિ હતી પરતુ દાસી બનવાનો ઇરાદો લેશ માત્ર નહોતો તેવી રીતે આજના ધર્મીઓ દેવ, ગુરુ, ધર્મ અને તારનાર તેની આગળ સસારની બધી સાહ્યબી નકામી તે બોલવા માત્ર છે બોલેલા શબ્દોની પ્રતીતિ શ્રી કૃષ્ણની પુત્રીની જેમ પોતાના હૃદયમા ધર્મીઓને પણ નથી ધન, માલ, મિલકત, શરીર, ઇન્દ્રિયો, પુત્રપરિવારની કિમત મગજમા જે સ્થિર થઇ છે તેના ક્રોડમા હિસ્સે ધર્મની પ્રતિતિ નથી અર્થાત્ શ્રદ્ધા પૂરતા શબ્દ બોલવા છે પણ શબ્દ બોલનારાઓને વર્તન અવસરે પ્રતિતિ પલાયન થઈ જાય છે ધર્મના સોગન ખાઇને સોદો કરનાર વેપારીને

ઘરાકના હૃદયમા વિશ્વાસ બેસાડવા પૂરતા તે શબ્દો છે નહિતર તરણતારણ અમૂલ્ય ધર્મના સોગન પૈસા ખાતર ખાય જ નહિ આજના સમયમા વાતવાતમા દેવગુરુધર્મના સોગન ખાનારાઓને, વાતવાતમા આબરૂને ટકવવા ભગવાનની પલાઠીએ હાથ મૂકવાનુ કહેનારાઓને ધર્મની વાસ્તવિક કિંમત અને પ્રતિતિ થઇ જ નથી સમારની ચક્રવર્તીની ઋદ્ધિ અને દેવ દેવેન્દ્ર કુબેર ભંડારી સમાન ઋદ્ધિ પણ આંશિક ધર્મની હોડમા આવી જ શકતી નથી તો પછી ધર્મની કિંમત નહિ સમજનારાઓના આવા માનસિક, વાચિક અને કાયિક વર્તાવ પ્રત્યે જૈન શાસનના હિતૈષી પરમેષ્ઠિ ભગવતોને ભાવ દયા સ્ફુરે તેમા નવાઈ નથી ક્ષાયિક–ભાવના દર્શન, જ્ઞાન, ચારિત્ર પામેલ પૂજ્ય તીર્થંકરો પણ દેશ વિરતિમા રહેલ કામદેવ શ્રાવકની ધર્મદૃઢતા વખાણે છે ક્ષાયક ભાવના દર્શન, જ્ઞાન, ચારિત્ર આગળ કામદેવની વિરતિની કિંમત કેટલી ?, સમાધાન સમજવાનુ કે–સમ્યગ્ દૃષ્ટિ ગુણઠાણાથી શરૂ થયેલ ધર્મ અને ક્ષપકશ્રેણિ પર આરૂઢ થઇને કેવલજ્ઞાન પામતા કેવળીનુ કેવળજ્ઞાન, ભવોપગ્રાહી તોડીને સિદ્ધદશા પામનાર સિદ્ધો; આ બધાની કિંમતો સમજવામા ધર્મની પ્રતિતિના પૂરા રંગવાલાને કાંઈ વાધો આવતો નથી કારણ કે હીરાની કિંમત સમજનારને ભલે ૦ા રતીનો હીરો હોય કે પાચ રતીનો હીરો હોય તો પણ કિંમત કરવામા, અને મેળવનારના ભાગ્યની અનુમોદના કરવામા, પાછો પડતો નથી પાછો પડે તેને કહેવુ પડે કે ઝવેરી ઝવેરાતને ઓળખી શક્યો નથી આવી રીતિએ સમ્યગ્દૃષ્ટિ

ગુણથી શરૂ થતા સર્વજ્ઞકથિત ધર્મ પ્રાપ્ત કરનારો પૂરેપૂરો ભાગ્યશાળી છે તે ધર્મમા ટકશે, વધારો કરશે તો જરૂર અલ્પ કાળમા સિદ્ધ સમાન સપત્તિનો ભોક્તા બનશે એ માનવામા શાસનના સાચા ઝવેરીઓને મુઝવણ થતી નથી પ્રતિતિમા પૂરા પાવરધા બનેલ અને પ્રતિતિ પદમા સ્થિર થયેલ આત્માઓજ રૂચિપદમા પ્રવેશે છે, માટે પ્રતિતિ કરતા રૂચિમા શી વિશેષતા છે તે સમજીએ

## પ્રતિતિની પરીક્ષામા ઉત્તીર્ણ થવાની જરૂર

પ્રતિતિ કરતા રૂચિમા શી વિશેષતા છે તે સમજવા પહેલા પ્રતિતિને પૂરેપૂરી પિછાણવાની જરૂર છે એક ચીજની કિંમત સમજ્યા પછી બીજી ચીજની અધિક કિંમત સમજાય છે ત્યારે પ્રથમની ચીજને મૂકી દેવાય છે અને બીજી ધારેલ કિમતી ચીજને પકડાય છે જન્મેલુ બાલક માતાની કમરમા રહે છે અને રહેવા મથે છે તે બાલકને માતા સર્વસ્વ સમજાય છે ઘરના કાર્યમા અવસરે જરાક કમરમાથી નીચે મૂકે છે કે રોવાનુ કામ શરૂ કરે છે ફરી કમરમા લે ત્યાસુધી રડ્યા જ કરે છે બાલ્યકાલમાથી જરાક આગલ વધ્યો, નિશાલે બેઠો અને ભણતા શીખ્યો પછી રમત-ગમત અને ગોઠીયા પાછલ લીન થયેલો જણાય છે પુત્રને જમવા અવસરે મા બુમરાણ કરે તો સાભલતો નથી કદાચ માની નજરે પડે તો સતાવાને પ્રયત્ન કરે છે કારણ કે રમત-ગમત અને મિત્રોની માનેલી કિંમત પાસે માનુ બુમરાણ-માની મુઝવણને જાણતો નથી, અર્થાત કિમત વગરના ગણે છે ભણીગણીને નિશાલે બેઠો, પછી પરણ્યો એટલે માવડીમુખો, મિત્રમુખો, રમત-

ગમતમુખો પુત્ર પરાયા ઘરની સ્ત્રી પાછલ સ્ત્રીમુખો બનીને ઘેલો થાય છે વળી વેપારમા પડ્યો અને ધાર્યા પ્રમાણે કમાણીમા કુદકે-ભુસકે આગલ વધ્યો એટલે વેપાર-માલ-વેપારી અને નફામા મુઝાઇ જાય છે વાત કરવાની પણ ફુરસદ મલે નહિ એવા ભાઇસાહેબના રગઢગ થાય છે પરણેલો પુત્ર સ્ત્રી પાસે કલાકોના કલાકો બેસતો હતો તેને રાત્રિના સુવાના ટાઈમે ળ કલાકની ફુરસદ મલતી નથી આ બધા પ્રસગોમા ળા વખતમા માની લીધેલા કિમતી પદાર્થો મૂકીને યુવાવસ્થામા માની લીધેલા કિમતી પદાર્થો પકડ્યા જીવનભરના પ્રસગને તપાસવામા આવે તો વાચકને નિર્ણય થશે કે મન ગમતી કિમત માનીને પકડેલી ચીજો એ કેટલો વખત મૂકી અને લીધી વધુ કિમતી માનેલી ચીજને પકડતો ને મૂકતો ગયો, છતા હજુ સુધી નિર્ણય થયો નથી કે જગતમા કિમતી ચીજ કઈ છે? ધર્મની વાસ્તવિક કિમતની હકીકતમા એક ચીજ પણ આવી શકી નથી જેમ જેમ ઉમ્મર વધે છે તેમ તેમ મૃગ તૃષ્ણારૂપી આશા, મનોરથો અને વિકલ્પો પાછલ અમૂલ્ય કિમતરૂપ માની લીધેલી એક ચીજ પાછલ ગાડો ગતુર બનેલો મનુષ્ય બીજી જ પલે બીજા પદાર્થ પાછલ ઘેલો થાય છે

અર્થકામના અભિલાષીઓને ભોગવિલાસ અને ભોગવિલાસના સાધનો સર્વજ્ઞશાસ્ત્રોના હિસાબે ફુટી કોડીની કિમતના હોવા છતા તે નિર્માલ્ય-નાશવત પદાર્થોની નવનવીન કિમત ભાસમાન થાય છે એ જ માનવ જીવનની બરબાદી છે અર્થાત્ પદાર્થની પૂરેપૂરી

વાસ્તવિક કિંમતપૂર્વકની પ્રતિતિ નથી તેવી જ રીતે "દેવાથી મલે" આ કહેવતને લક્ષ્યમા રાખી "दानेन भोगानाप्नोति" એ સૂત્રની વ્યાખ્યા પુસ્તકમાથી વાચી સાભળી ને ભોગવિલા સમા આસક્ત જીવો દાનનો ધધો સ્વીકારે છે દાનધર્મની વાસ્તવિક વ્યાખ્યા સમજ્યા જ વગર ભોગ ભોગવવાની અને ભોગવિલાસના સાધનો મેલવવાની તાલાવેલી મા દાનનો વેપાર કરનારો દાનનો જુગાર ખેલે છે. એક બાજુ દાન દે છે અને બીજી બાજુ દીધેલા દાનનો પૂરો લાભ મેલવવાની તાલાવેલી જમાવે છે એક બાજુ મચ્યુ એટલે દાન ફળ્યુ એમ સમજે છે, પરન્તુ સર્વજ્ઞ શાસનના હિસાબે દાન-ધર્મનો મર્મ શુ છે તે સમજી શકતો નથી, અને સમજાવવા પ્રયત્ન કરનારની સામે આખો કાઢે છે તેમજ ચેડા કરે છે દાન-ધર્મના પારમાર્થિક તત્વ મમત્વ-ત્યાગાદિ સમજવાને બદલે ઊલટો મોટી મુઝવણમા પડીને ધર્મથી, ધર્મગુરુથી અને ધર્મના સામાન્ય સિદ્ધાતોથી દૂર રહે છે આવી જ રીતે શિયલ-તપનુ સેવન કરનારા તે તે ધર્મના પારમાર્થિક તત્વને સમ જતા નથી તેથી ધર્મની, ધર્મના અનુષ્ઠાનની અને ધર્મના સાધનની વાસ્તવિક કિંમત કરવાના અભા વમા કોડોની કિંમતવાલી ચીજના બદલામા કાણી કોડીના માલની ખરીદી કરે છે ધર્મની વાસ્તવિક પ્રતિ તિના અભાવમા "વેવીના પહેરણા" જેવી દશા ધર્મના દરેક કાર્યમા આ આત્માની થાય છે સસારમા ભોગવિલાસના સાધનો નહોતા ત્યારે જે વ્યક્તિ પ્રતિક્રમણ-સામાયક-વ્યાખ્યાન શ્રવણ-પર્વતિથિએ શિયલ-દર્શન-વદન-પૂજન-પોસહ અને

તપ કરતો હતો, પરન્તુ તે જ આત્મા સંસારની સાહ્યબી આજે વધવા માંડી એટલે ભૂલવા માંડ્યો અર્થાત્ પૂર્વની ધર્મકરણીઓ ઓછી કરતો ગયો ત્યારે ધર્મના વાસ્તવિક પ્રેમીને દયા આવ્યા વિના રહેતી નથી કહેવું પડે છે કે આ બિચારાઓને ધર્મની વાસ્તવિક કિંમતની સમજણ નથી અને વાસ્તવિક કિંમતની પ્રતિતિ પણ થઈ નથી જગતના સર્વવિનાશી પદાર્થોની કિંમત કાચ જેવી અને તત્વત્રયીની કિંમત અમૂલ્ય રત્ન જેવી સમજાશે ત્યારેજ વાસ્તવિક પ્રતિતિ થઇ સમજવી **જગતભરના મઘલા વિનાશી પદાર્થોમા અધમતાને અવલોકયા વગર, ધર્મ, ધર્મી અને ધર્મના સાધનની ઉત્તમતા સમજ્યા વગર સાચી પ્રતિતિ આવવી એ મેરુડો કોપ દૂર છે.** આવી પ્રતિતિ આવ્યા પછી રૂચિના આવિર્ભાવ થાય છે પેટનો મલ દૂર થયા પછી જેમ સ્વાભાવિક જઠરાગ્નિ ખીલે છે અને કકડીને ભૂખ લાગે છે, ખાદ્ય ખોરાક ખાય છે અને ખાધા સાથે પચાવે છે તેવી રીતે વિનાશી પદાર્થોનો મોહરૂપી કચરો દૂર થશે ત્યારે આ આત્માની હાલત પણ તેવીજ થશે અર્થાત્ વિનાશી પદાર્થ દેખતાની સાથે જે મુઝવણ થાય છે અને કિંમત વગરની ચીજમા કિંમત સમજાય છે તે મલ દૂર થશે એટલે તુરત સંવર-નિર્જરાના અનુષ્ઠાન કરવા ગમશે, કરનારાઓ અને કરાવનારાઓ પ્રત્યે બહુમાન છૂટશે **પ્રતિતિની પરીક્ષામા પૂરેપૂરો ઉત્તીર્ણ થયા વગરનો જીવ રૂચિ પદમા પ્રવેશી શકતો જ નથી,** માટે પ્રતિતિની પરીક્ષામા ઉત્તીર્ણ થવાની અનિવાર્ય જરૂર છે

## રૂચિપદમા પ્રવેશનારાઓને

૧ શ્રદ્ધાની અનિવાર્ય જરૂર •

૨ શ્રદ્ધાનો અપલાપ કરનારાઓ જ શ્રદ્ધાના ઉચ્છેદકો છે
૩ શ્રદ્ધાપૂર્વક સમજની ઉત્પત્તિ, ટકાવ, વૃદ્ધિ અને ફલ
૪ શ્રદ્ધા-સુધાસોનિધિમા પ્રવેશ કરનારાઓને
૫ શ્રદ્ધા અને પ્રતિતિનુ પારમાર્થિક રહસ્ય
૬ પ્રતિતિની પરીક્ષામા ઉત્તીર્ણ થવાવી જરૂર

આ છએ પ્રકરણોનુ વાચન-મનન-પરિશીલન કર્યા પછી શ્રદ્ધાની અનિવાર્ય જરૂર છે, એ બીના સ્પષ્ટપણે સમજાઇ ગઇ હશે જિનેશ્વર-દેવના શાસનમા પ્રવેશ કરનારાઓને અને વ્રત-નિયમ ઉચ્ચરનારાઓને સામાન્યત પ્રથમ સમ્યક્ત્વ ઉચ્ચરાવાય છે તે પ્રથમ શ્રદ્ધાના પદમા પ્રવેશેલો છે એમ કહી શકાય છે અથવા તો મિથ્યાત્વના ત્યાગ સાથે શ્રદ્ધાનો પાઠ સ્વીકારવાનો અગીકાર કર્યો છે એમ પણ કહી શકાય છે પર તુ સર્વજ્ઞકથિત પદાર્થની કિ મતને સમજ્યા વગર પ્રતિતિ પદમા શ્રદ્ધાના સ્વીકારના રિવાજને અનુસરવાવાળા તે બધાએ પ્રવેશ કર્યો છે એમ માની શકાતુ નથી

શ્રદ્ધાપદની પ્રાપ્તિ સાથે પ્રતીતિપદની પ્રાપ્તિ થતી જ નથી એમ પણ નથી તેવી જ રીતે પ્રતીતિપદની પ્રાપ્તિ સાથે રુચિ પ૰ની પ્રાપ્તિ થતી જ નથી એમ પણ નથી, પરતુ આ જીવને સર્વજ્ઞકથિત સમ્યકત્વ કેવુ સ્પર્શ્યુ છે? વિવિધ પ્રકારના પ્રસગો પ્રાપ્ત થતા તેની સ્થિતિ નિશ્ચળ રહે છે કે ડગમગ થાય છે? તેવા પ્રસગોમા જીવની વાસ્તવિક સ્થિતિનુ દિગ્દર્શન કરવા માટે ઉપર જણાવેલ શ્રદ્ધા પ્રતીતિ અને રુચિનુ સ્વરૂપ સમજવાની જરૂર છે દર્શનમોહના જીવવેણુ ભાવને તપાસવા માટે જ આ છ પદોનુ અવલોકન કરવુ જરૂરીનુ છે દર્શનમોહના વિનાશ વગર આત્યતિક રુચિભાવને સ્થિર કરી શકાતો

જ નથી 'દર્શનમોહના વિનાશથી જે નિર્મળ ગુણ પ્રગટ થાય તેનુ જ નામ નિશ્ચય સમ્યક્ત્વ કહ્યુ છે ' એમ સમ્યક્ત્વની ૬૭ બોલની સજઝાયમા ઉપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજે જણાવ્યુ છે જુઓ 'દર્શનમોહ વિનાશથી જે નિર્મળ ગુણ ગણુ તે નિશ્ચય સમકિત કહ્યુ ' × × × × ×

દર્શનમોહનો ઉપશમ અને ક્ષયોપશમ થયા છે કે નહિ? થયા છે તો ગયા છે કે રહ્યા છે? રહ્યા છે તો રહેશે કે જશે? આ બધી બીનાનો નિર્ણય આ શ્રદ્ધાદિ છ પદ્દારા લગભગ થઇ જાય છે

દર્શનમોહનો ઉપશમ, ક્ષયોપશમ અને ક્ષય થવા સબધમા વિસ્તારપૂર્વક સર્વજ્ઞકથિત શાસ્ત્રોમા ઉલ્લેખ છે સમજવાની ઇચ્છાવાળાઓએ તે તે ગ્રથો જોવા જરૂરી છે

તત્ત્વત્રયીની પ્રતીતિમા પાવરધા બનેલા આત્માઓને હિતકર, અનુકૂળ અને પરપરાએ ફાયદાકારક પદાર્થ તત્ત્વત્રયી જ છે, તત્ત્વત્રયીના સેવનથી આત્મિક શક્તિનો વિકાસ થશે તત્ત્વત્રયીથી વિમુખ રહેવામા આત્માની સાચી શાતિ, આનદ અને સુખ પલાયન થઇ જશે **આ તત્ત્વત્રયીના સેવનથી અનેક જીવો ભૂતકાળમા કલ્યાણ સાધી ગયા, વર્તમાન કાળમા સાધે છે અને ભવિષ્ય કાળમા સાધશે આ તત્ત્વત્રયીના દર્શન, પૂજન, વદન અને સેવનમા જેમ જેમ જીવન પસાર થશે** તેમ તેમ સારુ જીવન ઉચ્ચ બનશે **તત્ત્વત્રયી પાછળ સર્વસ્વ જીવન સમર્પણ કર્યા વગર આત્મા પરમપદને પ્રાપ્ત કરી શકનાનો નથી** દેવાધિદેવના દર્શન કરી

વદન કરુ, સેવન કરુ, તેમનુ ધ્યાન ધરુ, ગુરુવાણીનુ શ્રવણ કરુ, પ્રત-પચ્ચખાણ કરુ, આવા આવા અનેકવિધ રુચિકર તરગો હૃદયાબ્ધિમા અનેકશ ઉછળે છે આત્મસત્તાના અલૌકિક અનુભવમા તત્ત્વત્રયીના અનેકાનેક અનુષ્ઠાન કરવાની રુચિ જાગૃત છે **જિનેશ્વરપ્રણીત નિર્ગ્રંથ પ્રવચન, પ્રવચનના સસ્થાપકો, પ્રવચનના પ્રચાલકો અને પ્રવચનના પ્રાણભૂત તત્ત્વોની સેવના સિવાયનો પસાર થતો માનવ-જીવનનો કાળ નિરર્થક-ફોગટ છે એટલુ જ નહિ પણ અનર્થક અને જાલીમ જુલમગાર છે** અર્થાત્ અર્થ અને કામની ઉપાસનામા જતો સમય આત્માનો અને આત્માના પરિણામનો સર્વથા ઘાતક છે આવા રુચિપદમા પ્રવેશેલા આત્માઓને કોઇ પૂછે કે-ધર્મિષ્ઠ કહેવાતા ધર્મદાસને શુ રુચે છે ? તો જવાબ મળશે કે ધર્મદાસભાઇને તો ધર્મ જ રુચે છે, તે સિવાય બધુ અરુચિકર લાગે છે

પ્રતીતિપૂર્વક ધર્મનુ સેવન જેમ જેમ થતુ જાય છે તેમ તેમ રુચિ વિશેષત વધતી જાય છે રુચિ શબ્દ પ્રિય જણાતી વસ્તુના સબધમા વપરાય છે આ વાતને શબ્દાવતાર કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચન્દ્રસૂરીશ્વરજી શ્રી સિદ્ધહેમચન્દ્ર શબ્દાનુશાસનના કારક પ્રકરણમા "रुच्यर्थ०" એ સૂત્રમા સ્પષ્ટ જણાવે છે અર્થાં આત્માએ એ સૂત્રનુ પરિશીલન કરવુ જરૂરી છે " रोएमि ण भंते ! इणमेव निग्गथ पावयण " આ નિર્ગ્રંથ પ્રવચન મને રુચે છે, અર્થાત આ પ્રવચન સિવાય જગતનુ કોઇ દર્શન મારી રુચિનો વિષય થતુ નથી વિશેષમા તે નિર્ગ્રંથ પ્રવચનની નીતિ-રીતિ અને નિયમ બધા રણ એવા સુદર છે કે જેમ જેમ તેના સહવાસમા આવુ છુ

તેમ તેમ પ્રવચન પ્રત્યેની મારી રુચિમા વધારો થતો જ જાય છે, કારણ કે નિર્ગ્રંથ પ્રવચનનો એવો પૂનિત પ્રભાવ છે કે તેના સહવાસમા આવેલાને શાસનસેવાના નવનવા અભિલાષો ઉત્પન્ન થયા જ કરે છે જઠરાગ્નિ ઉપર જામી ગયેલો મલ દૂર થવાથી જેમ સ્વાભાવિક રુચિ ઉત્પન્ન થાય છે તેમ પૌદ્ગલિક ભાવોનો અર્થાત્ અર્થ અને કામની વાસનાઓનો જે મલ ( અનાદિકાળથી આ આત્મા ઉપર જામી ગયેલો ) તે દૂર થવાથી નિર્ગ્રંથ પ્રવચનની સેવનાની રુચિ દિનપ્રતિદિન વધતી જાય છે **વૃદ્ધિ પામતી તત્ત્વત્રયીની રુચિનો એ અજબ ચમત્કાર છે કે તે સિવાયના સર્વ પદાર્થો ઉપરની અરુચિમા હર-હમેશ વધારો થયા કરે છે**

'*जिनदत्ताय रोचते धम* ' જિનદત્તને ધર્મ રુચે છે, અર્થાત્ જિનદત્તના જીવનમા એક ધર્મ જ રુચિકર છે ધર્મ સિવાય બીજુ કાઇપણ રૂચિકર નથી અર્થાત્ રુચતુ નથી ધર્મ જિનદત્તના જીવનમા ધર્મસેવનનો નવ-નવ અભિલાષ ઉત્પન્ન કરે છે એમ કહેવામા, સમજવામા કે માનવામા કાઇ પણ વાંધો નથી

સર્વજ્ઞકથિત ધર્મમા જ એવી શક્તિ છે કે-જિનદત્તને ધર્મ કરવાનો અભિલાષ ઉત્પન્ન કરે છે અને જેમ જેમ ધર્મનું સેવન કરતો જાય છે તેમ તેમ ધર્મસેવનના અભિલાષમા વધારો થયા જ કરે છે જ્યાસુધી ક્ષાયક ભાવના સમ્યક્ત્વની પ્રાપ્તિ થતી નથી ત્યાસુધી સમુદ્રના તરંગોની જેમ ભરતી-ઓટના તરંગોને અનુભવવા પડે છે એમ કરતા કરતા જ્યારે ક્ષાયકભાવ પ્રાપ્ત થાય ત્યારપછી અભિલાષના તરંગોનો અટપટો અનુભવ કરવાનુ કાર્ય બાકી રહેતુ જ નથી રુચિપદમા વૃદ્ધિ પામતા આત્માને ક્ષણે ક્ષણે આત્મસ્વભાવના વાસ્તવિક

અનુભવોનુ સ્પર્શન થયા જ કરે છે અંતર્મુહૂર્ત પ્રમાણ સુધી જે આત્માને આવુ સ્પર્શન થયુ હોય તે આત્માને ત્યારપછી અર્ધપુદ્ગલપરાવર્તથી અધિક સમય સુધી આ સંસારમા પરિભ્રમણ કરવાનુ બાકી રહેતુ નથી અર્થાત્ વધારેમા વધારે અર્ધપુદ્ગલપરાવર્ત સુધીના સમયમા તો તે જીવ મુક્તિપદને પામ્યા વિના રહી શકતો જ નથી

## સ્પર્શન, પાલન અને અનુપાલનના પ્રસંગો—

દેવાધિદેવ–વીતરાગ, શાસન–સંચાલક ગુરુવર્ય અને વીત રાગપ્રણીત ધર્મ એ ત્રણ તત્ત્વને પોતાના તારક તરીકે અને તે સિવાયના જગતભરના સર્વ પદાર્થોને ડુબાડનાર તરીકે સ્વીકારવારૂપ પ્રતીતિપૂર્વકની તાત્ત્વિક રુચિ અને તાત્ત્વિક સ્પર્શન પછી પણ માર્ગમા કારમી કઠિનતાઓ અને મહાન્ મુશ્કેલીઓ પણ ઉભેલી હોય છે ભગવાન્ મહાવીરના જીવને નયસારના ભવમા તત્ત્વત્રયીની રુચિ અને સ્પર્શન થયા હતા તે સમ્યકત્વ સ્પર્શન ક્ષાયકભાવના નહિ હોવાથી મરિચિના ભવમા ભગવાન મહાવીરને દીક્ષા અવસરે રુચિ અને સ્પર્શન હોવા છતા પાલન અવસરે 'कविला इत्थं पि' ઇત્યાદિ બોલીને જીતેલી બાજી હારી જવાથી સંસારમા ઘણુ રખડવુ પડ્યુ પ્રતીતિપૂર્વકની રુચિ અને સ્પર્શન થયા પછી સંસારના પરિભ્રમણકાળનુ નિયમન થાય છે એ વાત સાચી છે, છતા 'જાગતાની પાડી અને ઉંઘતાનો પાડો' એ કહેવતને ચરિતાર્થ થવાનો પ્રસંગ પાલન અવસરે ખડો થાય છે

વહેપારીને ગ્રાહકની બદમાસી અને નાણાની ભીડ નડતી

લાગતો નથી વહેપારીઓ જેટલી કમાણી કરે છે તે બધી જો તેમના ઘર ભેગી થઇ શકતી હોય તો છાપરાના નળીયા પણ સોનાના બનાવી શકાય, પરંતુ જ્યારે બજારમા ક્રાઇસીસ આવે છે, નાણાભીડ સખ્ત હોય છે, ઇજ્જતને સાચવવામા જીવન-મરણનો સવાલ આવી પડે છે, ત્યારે તે મુશ્કેલીરૂપ મહાસાગરને ઓળગી જવાનુ માન તો શાણા-સમજુ-વિચારશીલ અને પુણ્યવંત વહેપારીઓને જ પ્રાપ્ત થાય છે તે પ્રમાણે દેવ-ગુરુ-ધર્મની શ્રદ્ધા-પ્રતીતિ-રુચિ અને સ્પર્શનમા વિઘ્ન ન આવે ત્યા સુધી તો રાજમાર્ગની માફક જીવનગાડી પુરપાટ દોડતી જ જાય છે; પરંતુ વિઘ્ન આવતાની સાથે જ ગાડી એકદમ અટકી જાય છે ત્યારે વિચારશીલ ધર્મી જીવ તો માર્ગ કાઢીને જીવનગાડીને આગળ ચલાવી શકે છે, પણ અણસમજુની ગાડી તો ઘોચમા જ ખુચી જાય છે

પીઠ અને મહાપીઠ જેવા મુનીશ્વરો પણ ગુરુવર્યે કથન કરેલા સાચા ગુણગાનને સમજી શકયા નહિ અને અવગણના કરી મિથ્યાત્વ પામી ગયા અર્થાત્ તેમની જીવનગાડી તાત્ત્વિક પરિણામના પુનિત પાટા ઉપરથી ઉતરીને સ્ત્રીવેદને બાધી ગઇ અગીયાર અગનો અભ્યાસી જમાલિ એક વિચારભેદમા ભગવાનની સામે પડ્યો કેવલીના કથનને સદ્દહી શકયો નહિ અર્થાત કહેવાતો જ્ઞાની અજ્ઞાની થઇ ગયો સમ્યકત્વ પામવા સહેલ છે પણ પાલન અવસરે ટકાવવા મુશ્કેલ છે

પ્રતીતિપૂર્વકની રુચિ, સ્પર્શન અને પાલન વિઘ્નના અભાવ સુધી તો નભી શકે છે પરંતુ વિઘ્નનો પ્રસગ આવતા જ ધમેલા સોનાને ધૂળ ભેગુ કરવામા વિલબ લાગતો નથી આત્માના તાત્ત્વિક પરિણામના સ્પર્શન અને પાલન વિઘ્ન વગર

સીધા નહીં જ જાય છે પણ પીઠ, મહાપીઠ, મરિચિ અને જમાલિ જેવો પ્રસંગ જ્યારે આપણે માટે ખડો થાય ત્યારે આપણું શુ થશે તે વિચારવાની વાચકને ખાસ જરૂર છે

મહાજ્ઞાનીઓ, મહાદાનેશ્વરીઓ, મહાશિયલવન્તાઓ અને મહાતપસ્વીઓ આત્મિક શક્તિના વિકાસપૂર્વક આગળ વધ્યા છે અને વધે છે, વિઘ્ન વગરના વર્ષો, મહિના, દિવસો અને કલાકોમા સુદર આરાધના કરી છે અને કરે છે, પરતુ વિઘ્નના વાદળોથી ઘેરાઈ જાય છે ત્યારે પુનિત પરિણામના પાટા ઉપર પુરપાટ દોડવાવાળી ધર્મમય જીવનગાડીઓ કયા અથડાઈ ગઈ અને કયા ખાડામા પડી ગઈ તેનો પત્તો લાગ્યો નથી અને લાગતો નથી એ આરાધકોને માટે ખાસ વિચારણીય વિષય છે!!!

અમોઘ આરાધનામા પ્રવેશી ગયેલા આરાધકો આરાધક કક્ષામા પહોચી જવાને બદલે વિરાધક બનીને વિરાધનામા ઉતરી જાય છે, આરાધકો આરાધના કરીને આરાધક બનવાને બદલે વિરાધના કરી વિરાધકો બન્યા અને બને છે, તે બધાનુ મૂળ તપાસવામા આવે તો તત્ત્વત્રયીની વાસ્તવિક શ્રદ્ધા પ્રતીતિ-રુચિ-સ્પર્શન-પાલન અને અનુપાલનના પ્રસગોમા સર્વજ્ઞ શાસનની નીતિ-રીતિએ ટકવુ જોઈએ પણ ટકાયુ નહિ તેથી આ પરિણામ આવ્યુ

**અનુપમ શ્રદ્ધાની હાજરી વગર કહેવાતા જ્ઞાનીઓને જ્ઞાની માનવા જૈન શાસન તૈયાર નથી. અનુપમ શ્રદ્ધાની હાજરી વગર કહેવાતા જ્ઞાનીઓનુ જ્ઞાન પ્રમાણભૂત ઠરતુ નથી અનુપમશ્રદ્ધાની હાજરી વગર સયમધારીઓને સયમના સાચા ફળ મળી શકતા નથી**

માટે શ્રદ્ધા, પ્રતીતિ, રુચિ, સ્પર્શન, પાલન અને અનુપાલન સજ્ઞક વિભાગોને ઉત્તરોત્તર લાભદાયીપણે સમજવાની જરૂરી યાતો શી શી છે ? તે પ્રશ્નોત્તરપૂર્વક સમજી ગયા છતા પૂર્વાર્ધના પૂરા પરમાર્થને સમજવાની જરૂર છે

કયુ પૂર્વાર્ધ ? કયા શ્લોકનુ પૂર્વાર્ધ ? તેનો કર્તા કોણ ?, વિગેરે પ્રશ્નો તેને જ ઉદ્ભવે કે જેનુ હૃદય આ ગ્રથમા આવી ગયેલા ' ધર્મનુ સાચુ સ્વરૂપ ' નામવાળા પ્રકરણના પિયૂષથી પાવન થયુ ન હોય તે પ્રકરણમા આવેલા એ શ્લોકનુ પૂર્વાર્ધ આ પ્રમાણે છે—

' वचनाद्यदनुष्ठानमविरुद्धाद्यथोदितम् । '

આપણે હવે એ પૂર્વાર્ધના પરમાર્થને પામવાનો પ્રયાસ પ્રારભીએ, કારણ કે તે જ શ્લોકના—

' मैत्र्यादिभावसयुक्त तद्धर्म इति कीर्त्यते । '

એ પ્રમાણેના ઉત્તરાર્ધના ઊડાણમા રહેલા અર્થગૌરવને તો અવલોકી ગયા અર્થાત્ મૈત્રી આદિ ભાવનાથી ભાવિત થયેલ અનુષ્ઠાન તે ધર્મ કહેવાય છે અનુષ્ઠાનને અનુસરેલા મૈત્ર્યાદિ વિશેષણને શકા–સમાધાનપૂર્વક વિસ્તારથી વિચારી ગયા હવે આપણે ' સર્વજ્ઞકથિત અવિરુદ્ધ વચનને અનુસરતુ અનુષ્ઠાન તે ધર્મ ' એ પદોના અર્થ–રહસ્યને સમજવાનો પ્રયત્ન કરીએ

પૂર્વાર્ધમા આવેલા અનુષ્ઠાનના વિશેષણોને તો પૂર્વે સમજી ગયેલા હોવાથી તે વિષયના પિષ્ટપેષણને છોડી દઇને ફક્ત સર્વજ્ઞકથિત અનુષ્ઠાન એટલે શુ ?, અને એને જ ધર્મ કેમ કહ્યો ?, એ ધર્મમય અનુષ્ઠાનમા કયા કયા પદાર્થોનો

સમાવેશ થાય છે ?, સઘળા ધર્મમય અનુષ્ઠાનોમા બળવત્તર ધર્મમય અનુષ્ઠાન કયું છે ? આ બધા પ્રશ્નોના હૃદયગમ ઉત્તરો આપીને પછી આપણે આરાધવા યોગ્ય બળવત્તર ધર્મ મય અનુષ્ઠાન તરફ આગળ વધીએ—

## ધર્મનું બળવત્તરપણું

રણસગ્રામમા રણે ચડેલો રણયોદ્ધો હાથવેતમા વિજય મળવાનો હોય તે અવસરે પાછા પગલા માડે, બારે માસ ખતથી અભ્યાસ કરનારો વિદ્યાર્થી પરીક્ષાના દિવસોમા પાના રમવામા પડી જાય, વ્યાપારમા મસ્ત બનેલો કુશળ વ્યાપારી ભરમોસમ આવે ત્યારે મામા–મામીના ઘર ગણવા માડે અને પરણવા નિકળેલો વરરાજા પોતાની પ્રિયાના હસ્તપલ્લવના પ્રથમ સ્પર્શથી પ્રાપ્ત થનારા આનદમા ડૂબી જઈને હસ્ત મિલાપ વખા પહેલા જ જો ઘોરવા માડ તો તે બધાઓને પાછળથી પારાવાર પસ્તાવો થાય છે અને લોકોમા પણ તેઓની હાસી થાય છે તેમ આ ગ્રથમા કહેવાના વિષયને સ્ફુટ કરનારા સુદર પ્રકરણોનો હવે જ આરભ કરાય છે અને તે પ્રકરણો વિશેષ રસદાર હોવાથી વાચકોએ હવે સાવધાની રાખવાની છે અર્થાત્ કોઇપણ જાતના પ્રમાદને વશ નહિ થતા જાગૃત રહેવાનુ છે, નહિ તો ન્યાયાચાર્ય ઉપાધ્યાય શ્રી યશો વિજયજીની પેલી સુપ્રસિદ્ધ—

[1]અધા આગળ આરસી, બ્હેરા આગળ ગીત,
મૂરખ આગળ કહેવુ યુક્તિનુ, એ ત્રણ એક જ રીત ૧

૧ અધા આગળ દરપણ દાખવો બહેરા આગળ ગીત
મુરખ આગેરે કહેવુ યુક્તિનુ એ સવિ એક જ રીત
( ઢાલ ૬ ઠી ગાથા ૨૦ દોઢસો ગાથાનુ સ્તવન )

એ ઉર્મિનુ પ્રમાદના પજામા પકડાઈ જઈને અનુકરણ ન થઇ જાય, અથવા અનુષ્ઠાનોની અટપટી આટીઘુટીમા અટવાઈ ન જવાય તે હેતુથી વાચકોને વિશેષે સાવધાન રહેવાની સૂચના આપવાની અત્રે જરૂર છે

જો કે જિનેશ્વર ભગવતના શાસનમા પરમપદ પ્રાપ્ત કરવાના જો કે અસખ્ય યોગો–ધર્મમય અનુષ્ઠાનો છે છતા દાન, શિયળ, તપ અને ભાવ એ ધર્મના મુખ્ય ચાર પ્રકારો છે

ધર્મના આ ચાર પ્રકારને સકળશાસ્ત્રપારાવારપારીણ શબ્દા વનાર કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચદ્રસૂરીશ્વરજી ત્રિષષ્ટિશલાકા પુરુષ ચરિત્રાતર્ગત દેશનામગ્રહમા આ પ્રમાણે જણાવે છે કે

" दुर्गतिप्रपतज्जन्तु–धारणाद्धर्म उच्यते ।
दानशीलतपोभाव–भेदात्स स्याच्चतुर्विधः ॥१॥"

ભાવાર્થ—દુર્ગતિમા પડતા પ્રાણીને જે ધારણ કરે તે ધર્મ કહેવાય છે, અને તે ધર્મના દાન–શીલ–તપ અને ભાવ એવા ચાર પ્રકાર છે

શાસ્ત્રોમા અનેક સ્થળે ઉપરના ભાવને અનુસરતુ વ્યવસ્થિત કથન મળે છે તે તે સ્થળે જણાવવામા આવ્યુ છે કે–આ ચાર પ્રકારનો ધર્મ દુર્ગતિમા પડતા જીવોને બચાવીને સદ્ગતિમા સ્થાપન કરે છે તે ધર્મ ત્યા સ્થાપન કરીને સાનુકૂળ સયોગોની પ્રાપ્તિ પણ કરાવે છે ત્યારપછી તે સાનુકૂળ સયોગોનો યથાર્થ રીતિએ ઉપયોગ કરનાર પુણ્યાત્મા ધર્મપ્રભાવે ક્રમે ક્રમે ઉચ્ચ સ્થિતિને પ્રાપ્ત કરતો કરતો છેવટે શાશ્વત સુખના ધામ સરખા મુક્તિપદને પ્રાપ્ત કરે છે

એ જ ધર્મ ધનની ઇચ્છાવાળાને અગણિત દ્રવ્યની પ્રાપ્તિ કરાવીને ધનદ સરખો બનાવે છે એ જ ધર્મ કામ–ભોગની ઇચ્છાવાળાને દરેક સાધનોની પ્રાપ્તિ કરાવીને દરેક ઇચ્છાની સંપૂર્તિ કરે છે તાત્પર્ય એ છે કે–ધર્મ કેવળ આત્મિક સુખની પ્રાપ્તિ કરાવે છે એટલુ જ નહિ પરતુ પૌદ્ગલિક સુખને પણ ધર્મ મેળવી આપે છે જ્યારે અર્થના અગણિત સાધનોથી અગર કામના ક્રોડો પ્રબંધથી ધર્મ કે મોક્ષ મળી શકતા નથી, અને ધર્મથી તો અર્થની, કામની અગર મોક્ષની ઇચ્છાવાળાઓને પોતપોતાની ઇચ્છાનુસાર એ ત્રણેની પ્રાપ્તિ થઈ શકે છે આથી ચાર પુરુષાર્થોમા ધર્મનુ બલવત્તર સામ્રાજ્ય છે

## ધર્મની બલવત્તરતાના શાસ્ત્રીય સમાધાન

આ સ્થળે કોઇ એવી શકા કરે છે કે–ઉપદેશમાળામાં ભગવાન શ્રી મહાવીરસ્વામીજીના હસ્તદીક્ષિત શ્રી ધર્મદાસ ગણિવર્યે તો ખુલ્લખુલ્લા જણાવ્યુ છે કે–' અર્થ મહાઅનર્થનું મૂળ છે અને કામની કારમી વાસનાઓ નરકાદિ દુર્ગતિમા લઈ જનારી છે '

વિશેષમા હાલમા ફોજદારી અને દિવાની કોર્ટોમા ચાલતા ઝગલાબધ કેસોમા હાજર રહેનારા વાદી–પ્રતિવાદીઓ, વકીલ, બેરીસ્ટર, એડવોકેટ અને સોલીસીટરની ઓફીસના પગથિયા ઘસવામા, સન ૧૯૧૪ ની તથા હમણાજ સન ૧૯૪૫ મા પૂરી થયેલી લડાઈમા, વર્ષો પહેલા થઇ ગયેલા રામ–રાવણના તથા કૌરવ–પાડવના યુદ્ધમા મુખ્ય કારણની તપાસ કરવાથી

જર જમીન કે જોરૂ એ ત્રણમાનો જ એકાદ ( જજ્જો ) કારણ હાથમા આવશે જર-જમીનના બન્ને જકારમા અર્થ અને જોરૂના જકારમા કામની વાસના આવીને ઊભી રહે છે

ઉપર જણાવેલા મહાઅનર્થના કારણભૂત અર્થ અને કામના સાધનોની પ્રાપ્તિ જો ધર્મ કરાવતો હોય તો તેવા ધર્મને તો નવ ગજ દૂરથી જ નમસ્કાર કરવો જોઇએ; કારણ કે આ જીવ પોતાના હિતને માટે ધર્મ કર્યો ધર્મથી અર્થ અને કામના ભરપૂર સાધનોની પ્રાપ્તિ થઇ અને તે અર્થ કામનો ઉપભોગ કરવાથી નરકાદિ દુર્ગતિમા આ જીવને જવુ પડયુ તાત્પર્ય એ નિકળ્યુ કે-ધર્મનુ આરાધન કરીને છેવટે જીવ દુર્ગતિનુ ભાજન થયો આવા પ્રશ્નો કરનારા જો દીર્ઘ દૃષ્ટિથી સ્વય વિચાર કરે તો ખરૂ રહસ્ય સમજી શકે એમ છે, છતા તેઓ પોતાની વિચારશક્તિને તકલીફ આપ્યા વિના એકદમ આવી શકાઓમા સપડાઇ જાય છે તેઓને માટે આ રહસ્યનુ કઇક સ્ફોટન કરવુ અત્ર આવશ્યક છે

જેની આખમા કમળો થયો હોય તે માણસ જેમ પોતાની વસ્તુને પણ પીળી જ દેખે છે, તેમ આ શકાકારની બાબતમા પણ બન્યુ છે ચક્રવર્તીની સપત્તિને પામેલા ભરત મહારાજા કેવળજ્ઞાન પામીને મોક્ષે ગયા અને સભૂમ તથા બ્રહ્મદત્ત નરકમા ગયા, આ બે પ્રસગ ઉપરથી સમજી શકાય છે કે **સપત્તિ પામવાથી જ સુગતિ કે દુર્ગતિ મળતી નથી પરતુ સપત્તિ પામીને તેના ત્યાગભાવ તથા મમત્વ ભાવ ઉપર સુગતિ-દુર્ગતિનો આધાર છે** આ બાબતમા શ્રી સ્થાનાગ સૂત્રના બીજા ઠાણામા ' दो ठाणाइ अपरिचत्ताए

ઇત્યાદિ પાઠથી જણાવ્યુ છે કે-બે ચક્રવર્તીઓ કામભોગનો ત્યાગ કર્યા વગર અર્થાત્ ચક્રવર્તિપણાના મમત્વભાવને લીધે મરીને સાતમી નરકે ગયા મરવાના અવસરે તો ચક્રવર્તીની રિદ્ધિ કોઇ સાથે લઇ જતુ નથી કેવળી થનાર ચક્રવર્તીએ ચક્રવર્તીની સપદા મૂકવા લાયકની સમજીને મૂકી અને નરકે જનારા મરણની છેલ્લી ઘડીએ મૂકવા લાયકની છે એ સમજી શક્યો નહિ આથી સપત્તિ પ્રત્યેનો ત્યાગભાવ તારનાર છે અને સપત્તિ પ્રત્યેનો મમત્વભાવ ભવો ભવ મારનાર છે હવે એના રહસ્યને વિચારીએ તો સમજાઇ જાય છે કે-નિર્મળ ત્યાગવૃત્તિથી ધર્મના આરાધના કરવામા આવે તે વખતે જે પુણ્યનો બધ પડે તેનાથી ઋદ્ધિ સમૃદ્ધિ ભોગોપભોગના સાધનોની પ્રાપ્તિ તો થાય છે જ પરતુ તે સાધનોથી મુઝાતો નથી અર્થાત્ તેની અદર ફસાઈ જતો નથી ધર્મની અમૂલ્ય આરાધનાની સાથે જો મમતાનુ મિશ્રણ થઈ જાય તો જીવને દુર્ગતિમા જવુ પડે છે અર્થાત્ મમતામિશ્રિત ધર્મથી પ્રાપ્ત થયેલા અર્થ કામના સાધનો જીવને ફસાવે છે એમા કાઇ નવાઈ નથી તે જ પ્રમાણે મમતામિશ્રિત ધર્મથી પ્રાપ્ત થયેલા અર્થ કામના સાધનો જીવને ફસાવતા નથી પરતુ ત્યાગવૃત્તિપૂર્વકના ધર્મસાધનમા નિરતર વધારો થાય તેવા સુદર સાધનોની પ્રાપ્તિ કરાવીને ઘનઘાતી કર્મનો નાશ કરાવી કેવળજ્ઞાનની પ્રાપ્તિ કરાવે તેમા પણ કાઈ નવાઈ જેવુ નથી ધર્મસબધી શાસ્ત્રીય સમાધાનને સર્વદા સ્વીકારવાવાળા કોઇ જગ્યાએ ઠગાતા જ નથી

## ધર્મની ફળપ્રાપ્તિમા સાવધાન રહેવાની સલાહ

પૂર્વભવમા ધર્મનું આરાધન કરતા નિયાણુ બાંધીને થયેલા વાસુદેવો, ચક્રવર્તીઓ અને રાજાધિરાજો ફસાઈ જાય છે તેનુ મુખ્ય કારણ વિનાશી પદાર્થો ઉપરની તેમની મમતા છે, નિયાણા વગર કેવળ ત્યાગ–વૃત્તિથી કરેલી ધર્મ આરાધનાથી પ્રાપ્ત થયેલી ચક્રવર્તી વિગેરેની સપદાઓ તો તે ભવમા કેવળ જ્ઞાન અને મોક્ષની પ્રાપ્તિને પણ રોકી શકતી નથી એક **ક્ષણભરની મમતાથી કેવળજ્ઞાન અને મોક્ષની પ્રાપ્તિ થઈ શકે છે અને જિંદગીભરની મમતા ભવોભવ માર ખવરાવે છે છતા આ જીવ જાગતો નથી તે જ મહ દાશ્ચર્ય છે !!!** આ ઉપરથી જીવને **ધર્મસાધન કરતી વખતે વિનાશી પદાર્થોની અભિલાષાનુ ઉત્પન્ન થવુ એ જ ફસાવાનુ એટલે માર ખાવાનુ મુખ્ય કારણ છે મોહનગારી મમતાથી છૂટવાનો સફળ પ્રયત્ન કરો**

આ ઉપરથી એ નિર્ણય થયો કે–ઉપયોગ ,કરતા આવડે તો તુમડુ જેમ તારનાર ગણાય છે છતા તે જ તુમડુ ઉપયોગ કરતા નહિ આવડે તો ડુબાડનાર પણ ગણાય છે તેમ ધર્મના સાધનમા પણ સમજવાનુ છે ધર્મનુ અવલબન કરીને તો આ શાસનમા કેટલાએ જીવો પૂર્વ–શ્રી ઋષભદેવાદિ તીર્થકરોના તીર્થમા–કલ્યાણ કરી ગયા છે, વર્તમાનમા મહાવિદેહ ક્ષેત્રમા શ્રી સીમધરસ્વામી આદિ વિહરમાનોના સાનિધ્યમા કલ્યાણ કરે છે અને ભવિષ્યમા શ્રી પદ્મનાભાદિ તીર્થકરોના તીર્થમા કલ્યાણ કરશે એ નિર્વિવાદ સત્ય સ્વીકાર્ય છે અને રહેશે

ધર્મ એ આબાના વૃક્ષ જેવો છે આબો વાવ્યા પછી

અનુક્રમે ઊગે છે, મોટો થાય છે, ફૂલે છે અને ફળે છે ત્યારે તેની ઉપરથી કેરીઓ લઇને, તેનુ અથાણુ કરીને, મુરબ્બો બનાવીને તથા રસ કાઢીને આપણે ખાઇએ છીએ અને તેમાથી નિકળેલા ગોટલાને પાછા વાવવાથી ભવિષ્યમા આપણે આબા દ્વારા ઘણી જ કેરીઓ મેળવીએ છીએ તે જ પ્રમાણે **સાવધાનીપૂર્વક કરેલો ધર્મ આમ્રવૃક્ષની જેમ ઉત્તરોત્તર પ્રમાણની સપદાઓની પ્રાપ્તિમા વધારો કરીને અતે ઘનઘાતી કર્મોનો નાશ કરી કેવળજ્ઞાન અને મોક્ષની પ્રાપ્તિ કરાવે છે**

અહીં કોઈ શકા કરે કે-ધર્મ કરનારને વળી સાવધાન રહેવાની શી જરૂર છે? તેના જવાબમા જણાવવાનુ એ છે કે-ધર્મ સાધનમા જો સાવધાન ન રહે તો ધર્મસેવનથી ઉપાર્જન કરેલા પુણ્યના ઉદયથી પ્રાપ્ત થયેલી સપદાઓ જ આત્માને દુર્ગતિમા લઈ જાય છે, કારણ કે ઋદ્ધિ-સમૃદ્ધિ-ધન-ધાન્ય વિલાસના સાધનો-શરીર-ઇંદ્રિયો-વિષયો અને વિકારો એ બધા મોહરાજાના ઉંદરો જેવા છે કીડી કે મકોડો જો કરડે તો ઊઘતો માણસ જાગી જાય છે પણ ઉંદર તો ફુકી ફુકીને કરડતો હોવાથી તે સમયે તેની વેદના જણાતી નથી એટલે માણસ જાગી શકતો નથી તેવી જ રીતે ઉપર જણાવેલા મોહરાજાના ઉદરડાઓ એવી ચાલાકીથી જીવને કરડે છે કે તેના કરડવાથી દુ ખને બદલે જાણે ઊલટુ સુખ થતુ હોય તેમ નાચી-કૂદીને, હસી-હસાવીને અને રગ-રાગમા ફસાઇને કઠિણ કર્મનો બધ પાડીને જીવ પોતે જ પોતાનુ અધ પતન કરે છે એટલા માટે સાવધાનીની સૂચના સભળાવવી પડે છે કે-ધર્મના આરાધનદ્વારાએ બધાયેલા પુણ્યના **ઉદયથી પ્રાપ્ત થયેલા**

અર્થ અને કામના સાધનોથી મદોન્મત્ત થઇને રગ-રગમા ગુલતાન નહિ બનતા ઉલટુ સાવધાન થઇને ધર્મનુ સેવન વિશેષપણે કરવુ જોઇએ સર્વપ્રકારની કામનાઓને ફળીભૂત કરનાર ધર્મનુ સેવન આપત્તિ કાળમા તો કેટલાક અનિવાર્ય કારણોથી જેટલુ ધારીએ તેટલુ નહિ થઇ શકે એ સ્વાભાવિક છે પરતુ સપત્તિકાળમાં તો સાવધાનપૂર્વક જેમ બને તેમ વિશેષ પ્રકારે ધર્મનુ સેવન કરવુ એ જ આ માનવજીવનને તથા પ્રાપ્ત કરેલા સહકારી સાધનોને સફળ કરવાનો સર્વોત્તમ ઉપાય છે

## દાનધર્મનુ સ્વરૂપ અને સસ્કાર

એકાત હિતકારી ગણાતા ધર્મનુ સેવન કરવામા લેશભર આળસ કરવી જ નહિ જેમ ભ્રમરનો ગુજારવ કમળ ઉપર, કોકિલનો ટહુકાર પ્રરિપક્વ આમ્ર ઉપર, વ્યાપારીનુ ચિત્ત વ્યાપારના નફા ઉપર અને મયૂરનુ નૃત્ય નવનવીન મેઘઘટા ઉપર આકર્ષિત થઇ રહે છે તેમ ધર્મીપુરુષોનુ ચિત્ત સદાકાળ સર્વત્ર સર્વથા ધર્મની ઉપર જ લયલીન થવુ જ જોઇએ અર્થાત્ દાનેશ્વરીઓએ દાનધર્મના પાલનમા, શિયળવતોએ શિયળધર્મના પાલનમા, તપસ્વીઓએ તપોધર્મના પાલનમા અને ભાવધર્મમા ભાવિત થયેલાઓએ ભાવના ભાવવામા તદ્રૂપ થવુ જ જોઇએ

આ ચાર પ્રકારના ધર્મમા દાન, શીલ અને તપનુ સામ્રાજ્ય પોતપોતાની મર્યાદામા જ વર્તે છે, પરતુ ભાવધર્મનુ

સામ્રાજ્ય પોતાની મર્યાદા ઉપરાત એ ત્રણે ધર્મમા પણ અત રંગપણે વર્તતુ જ હોય છે **ભાવધર્મની ગેરહાજરીમા એ ત્રણે ધર્મનુ પૂરુ ફળ મળી શકતુ નથી** શ્રેણિક મહારાજાની કપિલાદાસીએ સુપાત્રદાન દીધાનુ, ત્રીસ સર્ગથી રહિત દેવો સાગરોપમ સુધી બ્રહ્મચર્ય પાળ્યાનુ અને જે તપસ્યાથી આઠ જીવો મોક્ષ મેળવી શકે એવી ઘોર તપસ્યા તામલિ નામના તાપસે તપવા (કરવા) છતા તેનુ જોઇયે તેવુ ફળ નહિ મળવામા, ભાવની ગેરહાજરી જ કારણરૂપ છે

દાનધર્મના સસ્કારથી સસ્કારિત થયેલા જીવોને અશે અશે મમત્વભાવ ઘટતો જાય છે મૂર્ચ્છારહિતપણે દાન દેનારાઓની દશા ઉજ્જ્વલ થતી જાય છે અને મૂર્ચ્છાસહિત દાન દેનારાઓને દાનના વાસ્તવિક સસ્કારો સ્પર્શી શકતા નથી, કારણ કે આજના કહેવાતા દાનેશ્વરીઓ તો દાનનો જુગાર ખેલતા હોય છે "દેનારને મળે છે दानेन भोगानाप्नोति। દાનથી ભોગો મેળવે છે મેળવવુ હોય તો શિખો, દીધુ નથી માટે જ મળતુ નથી, હવે જો મળે તો દઉ" આવી જાતના અનેકવિધ વિચારો અને એને અનુસરતા તરગોમા ઝીલતો આત્મા દાનના ધ્યેયને પામી શકતો નથી થોડુ દઇને ઘણુ મેળવવાની ઇચ્છા વાળા લુબ્ધ મનુષ્યો દાન ધર્મનુ સેવન કરવાને બદલે દાનનો સટ્ટો ખેલતા હોવાથી છેવટ ધ્યેયથી ચૂકીને દુર્ગતિને પ્રાપ્ત કરે છે દાન દેતી વખતે અવિનાશી સપત્તિને પ્રાપ્ત કરવાની ઇચ્છા થાય તે તો સ્તુત્ય ગણાય પરતુ કોઈપણ વિનાશી પદાર્થને પ્રાપ્ત કરવાની અભિલાષા થવી એનુ જ નામ દાનનો જુગાર છે વર્તમાન કાળમા **દાનેશ્વરીઓની દાન દેવાની રીતથી પરિચિત રહેનારાઓને તેઓની દાનપદ્ધતિ પ્રાય**

'હાર્યો જુગારી બમણુ રમે' એ કહેવતને અનુસરતી જણાઇ આવે છે દાનના જુગારમા પાવરધા બનેલાઓને પોતાના આત્માની કે આત્મિક-સપતિની ફીકર હોતી નથી પરતુ એક જ ફિકર હોય છે કે-અરે! અરે! જેટલુ દાનમા વાવર્યું તેથી વિશેષ હજી કમાયો નહિ, દેરાસરમા ખર્ચ્યો, તીર્થધામમા વાવ્યા, મુનિ મહારાજાઓને વહોરાવ્યુ, સ્વામિભાઇઓને જમાડીને સતોષ્યા, સાતે ક્ષેત્રમા વાપરવામા કચાશ નથી રાખી છતા દાન ધર્મના પ્રભાવથી મારા મૂળ ધનમા વધારો થવો જોઇએ તે તો કાંઇ થયો નહિ, ઊલટુ વાવર્યું એટલુ ઓછુ થયુ અત્ર શ્રાવિકા અને વેશ્યાનો પ્રસગ વિચારણીય છે માસક્ષમણના મુનિને ભાવથી દાન દેનારી શ્રાવિકાને ઘેર સુવર્ણવૃષ્ટિ થઇ તે દેખીને વેશ્યાને મનોરથ થયો તે અવસરમા એક ભાડને લાડુ ખાવાનો મનોરથ થયો સાધુ-વેષ વગર નહિ મળે બનાવટી સાધુ બની ભાડ વેશ્યાના મકાનમા પેઠો ભાડે ધર્મલાભ દીધો અને હર્ષઘેલી વેશ્યાએ લાડવાનો ડબ્બો ખો લ્યો વેશ્યા લાડવાને પાત્રમા ગોઠવે છે અને ઊચુ જુએ છે અવસરના જાણ બનાવટી સાધુ-ભાડે કીધુ કે-

"વો સાધુ વો શ્રાવિકા, થે વેશ્યા મે ભાડ,
થારા મ્હારા યોગથી, પત્થર પડશે રાડ"

દાન ધર્મનુ વાસ્તવિક સ્વરૂપ તો એ છે કે-પૂર્વકૃત પુણ્યના પસાયથી જે કાઇ પ્રાપ્ત થયુ છે તેમાથી જેટલુ દેવાય તેટલુ દઇને તેના ઉપરથી મૂર્છા ઉતારવી, જેમ જેમ ફરી મળતું જાય તેમ તેમ વિશેષ પ્રમાણમા દાન દઇને મૂર્છા ઉતારી

હલકા થતા રહેવુ અને વિચારવુ કે સર્વથા હલકા થયા વગર મારો ઉદ્ધાર નથી એ સસ્કારથી સસ્કારિત થવુ

## દાન ધર્મના સેવનમા સાવધાન રહેવાની જરૂર

પ્રાપ્ત કરવા કરતા પ્રાપ્ત થયેલાનુ દાન દેવામા મઝા રહેલી છે, કારણ કે જેટલુ દીધુ તેટલાની ઉપાધિ ઓછી થઇ જાય છે અને જેટલુ મેળવ્યુ તેટલાની ઉપાધિ વધતી જાય છે 'મૂકવામા મઝા છે' એવી હૃદયની માન્યતા થશે ત્યારે દાનનુ દિવ્ય સ્વરૂપ સમજ્યો છે એમ કહી શકાય

'પુણ્યના પ્રતાપથી પ્રાપ્ત થયેલી ધન-માલ-મિલ્કત અને પુત્ર-પરિવારરૂપ સપત્તિ વાસ્તવિકપણાએ આત્મશક્તિનો હ્રાસ કરનારી હોવાથી એ સઘળી સપત્તિને સાત ક્ષેત્રરૂપ પુણ્ય કાર્યમા વાપરી નાખુ' એવી ભાવના આવે, આવેલી ભાવના ટકી રહે અને તેમા વધારો થતો રહે તો દાનધર્મ ફળ્યો કહેવાય

કોઇ જીવ એવો હોય છે કે જ્યારે તેની સામાન્ય સ્થિતિ હતી ત્યારે વ્યવસાય કરીને પોતાનુ તથા પોતાના આશ્રિતોનુ પાલન-પોષણ નિરાતે કરતો અને અવસરે ધર્મનુ આરાધન પણ કરતો, પરતુ જ્યારે સાસારિક સપત્તિની વિશેષ પ્રાપ્તિ થઇ, કુટુબ-પરિવારમા વધારો થયો, અને યશ-કીર્તિનો ફેલાવો થયો ત્યારે દેવ-ગુરુ-ધર્મની આરાધના અને પરોપકારાદિ પુણ્યપ્રસગો પલાયન થઇ જાય છે તે અવસરે કદાચ કોઇ તેને કહે કે-કેમ ભાઈ! હવે તો દેવ-ગુરુને વદન કરવાની પણ ફુરસદ મળતી જણાતી નથી? ફુરસદની મોઘવારીઓમા સુઆઇ ગયા હશો? ફુરસદની મોઘવારી ક્યારે થઇ તેનો

નિર્ણય કર્યો છે ? ત્યારે તે જવાબ આપે છે કે-મારે સઘ કાઢવો છે, જિનમદિર બધાવવુ છે, પ્રતિષ્ઠા કરાવવી છે, મોટા આચાર્ય મહારાજનુ ચોમાસુ કરાવવુ છે, ઉપધાન કરાવવા છે, એ ત્રણ સસ્થાના નવા બધાતા મકાનના મોટા હોલ ઉપર વડિલોનુ નામાકિત કરાવીને મોટી રકમનુ દાન કરવુ છે, તેથી વહેપાર-ધધામા વિશેષ લક્ષ્ય આપવુ પડતુ હોવાથી ટાઈમ મળી શકતો નથી દેવ-ગુરુના દર્શને હમણા જવાતુ નથી દુકાળ અને લડાઇના જમાનામા દરેક ચીજની મોઘવારી હોય છે સુકાળ અને લડાઇની સમાપ્તિમા મોઘી ચીજો સોઘી થાય છે અથવા સોઘી થવાની સભાવનાના સાદા સૂર પણ સભળાય છે, પરન્તુ અર્થ-કામની કારમી વાસનામા અધ બનેલાઓને જીવનના અત સુધી પણ 'ફુરસદની મોઘ વારી થતી નથી' એ જ મહાન ખેદનો વિષય છે આવા અર્થ-કામના કહેવાતા દીન-દાનેશ્વરીઓને ઉદ્દેશીને શાસ્ત્રકારો તો સ્પષ્ટ જણાવે છે કે-આવા દાનેશ્વરીઓના અભાવથી ધમના સાત ક્ષેત્રમાનું કોઇ ક્ષેત્ર સીદાતુ નથી સાત ક્ષેત્રમાનુ કોઈ ક્ષેત્ર સીદાય છે માટે ધનોપાર્જન કરવાની પણ જરૂર જ નથી કોઇપણ ત્યાગ કરીને ધનોપાર્જન કરવાનુ શાસ્ત્રમા સર્વદા-સર્વથા નિષિદ્ધ જ છે 'धर्मार्थं यस्य वित्तेहा' એ શ્લોકથી જણાવ્યુ છે કે—જે જીવ ધર્મનુ સાધન કરવા માટે પૈસો પેદા કરવાની ઇચ્છા રાખે છે તેણે તેવી ઇચ્છાનો ત્યાગ કરવો જ હિતકર છે, કારણ કે પગને ધોવા માટે પહેલા તેને કાદવમા ખરડવો અને પછી ધોવો તેના કરતા પગને કાદવમા ખરડવો જ નહિ એ જ અતિ ઉત્તમ છે 'પુણ્ય કાર્યથી પાપકમનો નાશ થાય છે' એમ

સમજીને પુણ્યકાર્ય કરવા માટે ધનોપાર્જન કરવામા સત્તર થા અઢાર પાપસ્થાનકોનુ સેવન કરવુ અને તેથી બધાયેલા પાપોને દૂર કરવા ઉપાર્જન કરેલા દ્રવ્યને ખર્ચીને પુણ્યકાર્યો કરવા તેના કરતા તો ધનોપાર્જનની પ્રવૃત્તિનો જ ત્યાગ કરવો ઉત્તમ છે

**વિનાશી પદાર્થની વિનશ્વરતા હૃદયપટ પર અકિત કરીને દાન ધર્મથી અવિનાશી પદાર્થની પ્રાપ્તિની જ ઉત્કઠા રાખવાની હતી તેને બદલે માર્ગ-** ભૂલેલાની માફક સાત ક્ષેત્રમા વાપરવાને બ્હાને અર્થાત્ થોડુ ધન દાનમા વાપરી તેના પુણ્યથી ઘણુ ધન પ્રાપ્ત કરવાની ઈચ્છાવાળો થઈને સટોડીયાની માફક દાનધર્મનો જુગારી બ ચો આ ઉપરથી દાન દેવાના દરેક પ્રસગમા મમત્વભાવને શોષવા અને ત્યાગ ભાવને પોષવા સાવધાન થવાની જરૂર છે

## શીયળ ધર્મના સસ્કાર

શીયળ ધર્મનુ સેવન કરનારાઓ સકળ વ્રતમા શિરોમણિ ભાવને પામેલુ શીયળવ્રત છે એમ સમજે છે શીયળવ્રતને સમજવુ જેટલુ સહેલુ છે તેટલુ અગર તેથી ક્રોડગુણુ પાલનમા અતિ દુષ્કર છે શીયળધર્મ ચારિત્રવત મનુષ્યોના પ્રાણભૂત ગણાય છે જીવ વગરનો મનુષ્ય જેમ મડદુ ગણાય છે તેમ શીયળ વગર ચારિત્રવત મનુષ્ય મડદા સમાન છે સકળ કાર્યની સિદ્ધિમા શીયળવ્રતને અગ્રપદ આપેલુ છે **દિવ્ય-ઔદારિક ભેદપૂર્વક ત્રિકરણયોગે અઢારભેદથી શીયળ-વ્રત પાળનારાઓ આ જગતમા જયવતા વર્તે છે** વર્તમાનકાલીન ચતુર્વિધ સઘ પણ શીયળવત પુણ્યાત્માઓનુ હમેશા પ્રાત કાળમા સ્મરણ કરે છે

સૂર્યના ઉદય પામ્યા પહેલા આ જગતમા કોઇ પણ ચીજ ઉદય પામવાવાળી હોય તો તે શીયળવત મહાત્માઓની શુભ શ્રેણી છે આવા શીયળધર્મનુ સેવન કરીને કેઈક જીવો કલ્યાણ કરી ગયા, કલ્યાણ કરી રહ્યા છે અને કલ્યાણ કરશે

શીયળધર્મને અખડિત રાખવામા સતીઓએ પોતાના જીવનની પણ દરકાર કરી નથી શીયળધર્મની રક્ષા માટે સતીઓએ સેવેલા સાહસોની કલ્યાણકારી કથાઓ આ જગતમા મશહૂર છે

શીયળધર્મનુ સેવન કરનારાઓ શીયળધર્મનુ સેવન કરવામા જો સાવધાન ન રહે તો તેઓ પોતાના નિર્મળ આત્માને વધારે મલિન બનાવે છે તથા ભાવિ જીવનને પણ મલિન બનાવવાનો પ્રયત્ન કરે છે

નદિષેણનુ રૂપ એવુ કદરૂપુ હતુ કે કોઇ પણ કન્યા તેને પરણવાની ઇચ્છા કરે નહિ પોતાને કોઇપણ કન્યા ઇચ્છતી ન હોવાથી તેને પોતાના બેડોળ રૂપ ઉપર ઘણો જ કટાળો આવ્યો તેથી તેણે કઠિણ તપસ્યા કરવા માડીને નિયાણુ કર્યું કે આ તપસ્યાના પ્રભાવથી ભવાતરમા હુ ઘણો જ રૂપાળો લાવણ્યવાન અને સ્ત્રીવલ્લભ થાઉ સ્ત્રીના અભાવમા નિર્મળ શિયળ પાળીને આત્માનુ કલ્યાણ કરવાને બદલે નદિષેણે ઓલામાથી નિકળીને ચૂલામા પડવા જેવુ કર્યું એવુ તેમના ચરિત્ર ઉપરથી સ્પષ્ટ સમજાય છે

કોઇ સામાન્ય સ્થિતિનો માણસ શરીર અને ઇંદ્રિયોની અનુકૂળતા ન હોવાથી એવો વિચાર કરે કે શીયળધર્મનુ કઠક

પાલન કરીને ભવાતરમા કોઇ ક્રોડાધિપતિને ઘેર જન્મ લઉં જન્મ પામતા બાલ્યાવસ્થાથી આદર–સત્કાર અને વૈભવ–વિલા સમા દિવસોને નિર્ગમન કરૂ અને યુવાવસ્થામા લાવણ્યમયી લલનાઓના ભોગ–વિલાસમા મસ્ત રહુ શિયળ પ્રભાવથી તેને ભોગ-વિલાસના સાધનો યદ્યપિ ભવાતરમા મળે છે પરતુ શીયળધર્મના વાસ્તવિક સ્વરૂપથી તે વચિત રહે છે

શીયળ ધર્મના વાસ્તવિક સસ્કારથી રહિત જીવો શીયળ ધર્મના સેવનથી પ્રાપ્ત થનારા અમૂલ્ય ફળથી વચિત રહી, સામાન્ય ફળ–ભોગવિલાસને પ્રાપ્ત કરી તેમા લયલીન બનીને છેવટે દુર્ગતિના જ ભાજન બને છે

## શીયળ ધર્મમા સાવધાન રહેવાની જરૂર

શીયળ ધર્મના સેવનમા ધ્યેય વગરની દોડધામ કરનારા અલ્પ બુદ્ધિવાળા આરાધકો આરાધનાને બદલે વિરાધના કરી બેસે છે પરિણામે તેઓ સદ્ગતિને બદલે દુર્ગતિને પ્રાપ્ત કરે છે, માટે દરેક આરાધકોએ સાવધાન થવાની ખાસ જરૂર છે

શીયળ ધર્મના સેવનમા જ્યા ભાવપૂર્વક પર(પૌદ્ગલિક) પરિણતિનો પરિપૂર્ણતયા ત્યાગ જ કરવાનો છે ત્યા વળી આવતા ભવની ઝઝટ અને ચૂથણા શા?

સુવર્ણનુ જિનમદિર કરાવવાથી, રત્નની જિનપ્રતિમા ભરાવવાથી, ક્રોડ સોનૈયાનુ દાન દીધાથી અને ૮૪૦૦૦ મુનિઓને નિર્દોષ આહારાદિ પ્રતિલાભવાથી જે ફળ પ્રાપ્ત થાય તેના કરતા પણ બ્રહ્મચર્યવ્રતનુ પાલન કરવાથી અધિક ફળની પ્રાપ્તિ થાય એમ શાસ્ત્રો સાક્ષી પૂરે છે

અનેક પ્રકારના મંત્ર-તંત્ર અને યંત્રની સિદ્ધિ કરવામાં, સુર-અસુર-દેવ અને દેવેંદ્રોને દાસ બનાવવામાં, સમસ્ત વિશ્વમાં યશ-કીર્તિનો ફેલાવ કરવામાં, વિઘ્નોના વાદળોને વિખેરવામાં અને દેવ તથા દેવીઓનું નિરંતર સાનિધ્ય કરવામાં શીયળ વ્રતોના અજબ પ્રભાવ પડે છે માનવ જીવનમાં શીયળવ્રતના વિશિષ્ટ પરિણામનો પ્રભાવ મનોવાંછિત ફળની સિદ્ધિ કરવામાં જવાબદાર અને જોખમદાર છે

શીયળના પ્રભાવે રાજિમતીએ રહનેમિને સંયમમાં સ્થિર કર્યા, સ્વાર્થને સર્વથા તિલાંજલિ આપીને ભીષ્મ-પિતાએ શીયળધર્મનો ડંકો વગાડયો, શીયળના પ્રભાવથી સતી સીતાએ અગ્નિને શીતળ બનાવી દીધો અને શીયળના પ્રભાવથી સુદર્શન શેઠની શૂળીનું સિંહાસન થયું -

ચારિત્ર ધર્મવૃક્ષનુ મૂળ અને સમ્યકત્વ ભાવની વૃદ્ધિનું અમોઘ કારણ બ્રહ્મચર્યવ્રત જ છે શીયળ ધર્મનું સેવન કરનારાઓ ઉભયલોકમાં આગળ વધીને છેવટે કલ્યાણની પરંપરાને પ્રાપ્ત કરતા કરતા પોતાના આત્માને મુક્તિ મહેલમાં લઈ જાય છે ! ધન્ય છે એ શીયળ ધર્મને !! અને ધન્ય છે એ શીયળ ધર્મનું પાલન કરનારાઓને !!!



# તપોધર્મની સેવનાનું સામ્રાજ્ય.



નોંધ — પૂર્વ પ્રકરણોના અનુસ્યૂત સંબંધ અને રહસ્ય નામના પ્રકરણમાં ગ્રંથની શરૂઆતના પ્રકરણોનો પૂરો ખ્યાલ સિંહાવલોકન દૃષ્ટિએ કરાવી ગયા. હવે બબનાર અનુષ્ઠાનમાં કથન કરેલ ધર્મનું સ્વરૂપ સમજીને ધર્મનું ફળ લેવામાં સાવધાન રહેવાની જરૂર છે અને તેથી એ જ વિચારોનું માર્ગદર્શક શરૂ કરેલ છે. દાન શીયળ તપ અને ભાવ ધર્મની વ્યાખ્યા, સ્વરૂપ અને ફળનું દિગ્દર્શન કરાવનારા પ્રકરણોનું અવલોકન કરતાં દરેકની વિશિષ્ટતાદિ નજરે નિહાળાય છે. ચારે પ્રકારના ધર્મનો સમન્વય સમજીને ભાવધર્મને ભટવામાં તપોધર્મનું સેવન કેવું કાર્યસાધક બને છે તે વિચારાય છે.

—લેખક

## દાનાદિ ચાર પ્રકારના ધર્મનો સમન્વય

શાસ્ત્રકારોએ જણાવ્યું છે કે—કરવા માટે આત્મહિતૈષીઓએ ધર્મની વાસ્તવિક આરાધના કરીને કૃતાર્થ થવું જ જોઈએ. ભાવ ધર્મમાં ભીંજાયા વગર ધર્મની વાસ્તવિક આરાધના થતી નથી એટલે ધર્મનું યથાર્થ ફળ પણ મળી શક્તું નથી. કહ્યું છે કે—

" दारिद्यनाशन दान, शील दुर्गतिनाशनम् ।
अज्ञाननाशिनी प्रज्ञा, भावना भवनाशिनी ॥१॥"

ક્રોડો જન્મમાં કરેલા પાપોને નાશ કરવામાં ભાવ ધર્મ શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ સાધન છે. અર્થાત્ ભવને નાશ કરનારી ભાવના છે. દાન ધર્મના સેવનથી દરિદ્રતાનો અને શીલ ધર્મના સેવનથી

દુર્ગતિનો નાશ થાય છે એમ સ્વીકારવા માત્રથી આત્મા ભાવ ધર્મની સન્મુખ જઈ શકતો નથી; કારણ કે દાન ધર્મના સંસ્કારને પામેલો જીવ દરિદ્રતાનો નાશ થયા પછી ભોગાધીન ભોગી બની જઈને ભોગના સાધનોની પ્રાપ્તિ, ટકાવ અને વૃદ્ધિની ભાજગડમા જો ફસાઇ જાય તો ભાવ ધર્મના સ્વરૂપને સ્પર્શી શકતા નથી તેવી જ રીતે શીયલ-સદાચારાદિના સેવનથી દુર્ગતિ મળવાની નથી એટલે સદ્ગતિ તો મળવાની જ છે છતા તેની ઝંખના કર્યા કરે છે એટલુ જ નહિ પણ સદ્ગતિને પ્રાપ્ત કરાવનાર સાધનોની સાધના કરવા મંડી જાય છે એ રીતિએ દાન ધર્મના અને શીલ ધર્મના અભ્યાસીઓ ભાવ ધર્મના ભવ્યભાવમા ભીંજાતા જ નથી

છેવટે સર્વસંગના ત્યાગ માટેનો આ પ્રાથમિક ત્યાગ કલ્યાણકારી છે એવુ સમજીને આગળ વધવાવાળા દાનેશ્વરીઓ, શીયળવતાઓ અને તપસ્વીઓ આગળ વધી શકે છે, પરંતુ સંસારરસિક આત્માઓ આ ધ્યેયથી ચૂકીને પામવા લાયક વસ્તુ પામી શકતા નથી એ અત્યંત ખેદનો વિષય છે !

ભાવધર્મની સન્મુખ ગતિ કરાવનાર, ભાવધર્મમા ઓતપ્રોત બનાવનાર અને ભાવધર્મની શુદ્ધિ તથા વિશુદ્ધિ કરાવનાર દાનધર્મ અને શીયળધર્મ કરતા તપોધર્મ મુખ્ય છે; પરન્તુ તપોધર્મના રહસ્યને નહિ સમજેલા મનુષ્યની પણ તેવી દશા થાય છે કારણ કે દાન-શીયળધર્મના સેવનદ્વારાએ સાંસારિક સંપદાઓને પ્રાપ્ત કરે છે, વધારે છે અને ટકાવે છે તેવી રીતે તપોધર્મમા પણ સમજવુ અર્થાત્ ગઢવી ઘેરના ઘેર તપો ધર્મની સાથે ભાવધર્મનો એવો સંબંધ છે કે તપોધર્મમા જે

આત્માએ સ્વરૂપ સમજીને સ્હેજ પ્રવેશ કર્યો હોય અને સ્હેજ સ્થિરતા પ્રાપ્ત થઈ એટલે ભાવધર્મ તો સામો આવીને તેને મળે છે શાસ્ત્રકાર તો એટલે સુધી કહે છે કે-અગ્નિ અને **ઉષ્ણતાનો પરસ્પર સબધ જેમ શાશ્વત છે તેમ તપની સાથે ભાવની ઉત્પત્તિ, ટકાવ અને વૃદ્ધિ થવાનો પણ અવિચળ નિયમ છે**

ચારે ગતિમા મોક્ષ પામવા લાયકની આ મનુષ્ય ગતિ છે મનુષ્ય ગતિમા ભાવધર્મથી ભીંજાયેલ આત્માએ મોક્ષમદિરના મુસાફર બનવુ હોય તો તેણે શીયળધર્મનુ અને તપોધર્મનુ સેવન અવશ્યમેવ કરવુ જ જોઈએ તપોધર્મના સેવન વગર અતિમ સાધ્યસિદ્ધિના અમોઘ કારણભૂત ચારિત્રના પરિણામને સ્થિતિસ્થાપકપણે સ્થિર કરી શકતો નથી તપોધર્મ માટે આગળના પ્રકરણોમા ઘણું જ કહેવાનું હોવાથી અહીં માત્ર અગુલિનિર્દેશ કર્યો છે તપોધર્મરૂપ સામ્રાજ્યસિદ્ધિના મુદ્દાને જે માણસ સમજ્યો નથી તે માણસ અતિમ પારિણામિક કારણ-ચારિત્રનુ અવલબન લઈ શકતો નથી એટલુ જ નહિ પણ અતિમ સાધ્યસિદ્ધિરૂપ અનત ચારિત્રાદિરૂપ પારિણામિક કાર્ય અર્થાત્ મોક્ષની સિદ્ધિ કરી શકતો નથી દાન-શીયળ-તપ અને ભાવધર્મથી ભીંજાયેલાઓને પારિણામિક કારણ દર્શન-જ્ઞાન-ચારિત્રનો, દાનાદિ ચાર પ્રકારના ધર્મનો સુસગત સબધ સમજવાની જરૂર છે તેથી જ દાન-શીયળ-તપ-ભાવના સેવન કરનારને રત્નત્રયીના ત્રણ પ્રકારનુ સેવન અનિવાર્ય છે તે હવેના પ્રકરણમા સમજવા ઉદ્યમશીલ થઈએ

## અંતિમ સાધ્યસિદ્ધિના સાધનોનો સબંધ.

સાધ્ય સુંદર હોય અને સાધન અનુકૂળ હોય છતા સાધ કમા સાધ્યસિદ્ધિ કરવાની યોગ્યતા ન હોય તો સાધ્યસિદ્ધિ થતી નથી આ ઉપરથી સાધ્ય, સાધન અને સાધકના સુમેળમા જ પરમપદની પ્રાપ્તિ સ્વીકારેલી છે જૈનદર્શનમા સકળ કર્મનો ક્ષય કરી અનતચતુષ્કની પ્રાપ્તિપૂર્વક અક્ષયપદની પ્રાપ્તિરૂપ મોક્ષને જ સાધ્ય માનેલો છે આ સાધ્યની સિદ્ધિ માટે દર્શન-જ્ઞાન-ચારિત્ર અને તપ એ ચાર સાધનો છે અર્થાત્ એ સાધનોવડે જ સાધ્યની સિદ્ધિ થાય છે, તેથી જ મોક્ષ અને મોક્ષમાર્ગ એ બે પદાર્થો ભિન્ન છે, અમદાવાદનું સ્ટેશન અને અમદાવાદના સ્ટેશનનો માર્ગ, અને શેર-બજાર અને શેર-બજારનો માર્ગ જેમ અલગ અલગ છે તેમ મોક્ષ અને મોક્ષમાર્ગ પણ અલગ અલગ છે

ઘનઘાતી કર્મ તોડી અનતચતુષ્કની પ્રાપ્તિપૂર્વક ભવો પશ્ચાદ્ ચાર કર્મને તોડી સિદ્ધિએ પહોચવુ એટલે આત્માનો વાસ્તવિક મોક્ષ અતિમ સાધ્ય અને સાધ્યરૂપ મોક્ષની પ્રાપ્તિ માટેના સાધનો આ ચાર છે મોક્ષના અભિલાષીઓથી આ ચાર સાધનોનો પોતાની સાધનામા ઉપયોગ કર્યા વગર અને સર્વસ્વસમર્પણભાવ આવ્યા વગર મોક્ષમા જઇ શકાતુ નથી સમ્યગ્દર્શનની પ્રાપ્તિ(રુચિ-સ્પર્શનાદિ)થી શરુ થતા અશે અશે ધર્મનુ સેવન એ જ મોક્ષમાર્ગની શરુઆત છે જેટલે અશે આત્માનુ નિરુપાધિકપણુ તેટલે અશે ધર્મની પ્રાપ્તિ આ બાબતમા પૂ ઉપાધ્યાયજી યશોવિજયજી મહારાજ પોતાના સવાસો ગાથાના સ્તવનની બીજી ઢાળમા જણાવે છે કે—

" જે જે અંશે રે નિરુપાધિકપણું, તે તે જાણો રે ધર્મ,
સમ્યગ્દૃષ્ટિ રે ગુણઠાણાથકી, જાવ લહે શિવશર્મ "

જેટલે જેટલે અંશે ઉપાધિ રહિતપણું તેટલે તેટલે અંશે ધર્મ થયો સમજવો ધર્મનું સેવન અંશે શરૂ થાય છે અને પછી મોક્ષમાર્ગે ગમન સમ્યગ્દૃષ્ટિ ગુણઠાણાની પ્રાપ્તિથી મોક્ષ માર્ગની શરુઆત થાય છે, અને તે ચૌદમા ગુણસ્થાનકે પહોંચવા સુધીનો બધો મોક્ષમાર્ગ જ છે આ માર્ગ તે આત્મિક પરિણામ અને પ્રવર્તનરૂપ છે અર્થાત્ સદ્વિચાર અને સદ્વર્તનરૂપ છે

મોક્ષમાર્ગના મુસાફરોને સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન એ બે સાધનોની જરૂરીયાત વિષે પ્રશ્નોત્તરપૂર્વક પૂર્વ સુદર રીતિએ સમજાવવામા આવ્યુ છે બાકીના બે સાધનોની જરૂરી બાત હવે સમજવાની જરૂર છે

આ સ્થળે એક પ્રશ્ન ઉઠે છે કે-વાચકવર્ય શ્રી ઉમાસ્વાતિ મહારાજ તો તત્ત્વાર્થ સૂત્રમા-" सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्ष मार्ग । " એ સૂત્રથી દર્શન, જ્ઞાન અને ચારિત્ર એ ત્રણેને મોક્ષમાર્ગના સાધનરૂપે જણાવે છે અને તમે તો નવપદમાહેની ચારિત્રપદની પૂજામા ઉપરના ત્રણ સાથે તપને ભેળવીને ચાર સાધન જણાવો છો ? તો એ બે વાતમા ખરૂ શુ સમજવુ ? કદાચ ત્રણ સાધન છે એમ સ્વીકાર કરીએ તો ભગવાન્ ઋષભ દેવને ચારિત્રની પ્રાપ્તિ થયા પછી મોક્ષમા જવા પહેલાના ૧૦૦૦ વર્ષ સુધી કેવળજ્ઞાનની પ્રાપ્તિ કેમ થઇ નહિ ? અને ભગવાન્ મહાવીરને ચારિત્રની પ્રાપ્તિ થયા પછી સાડાબાર વર્ષ સુધી કેવળજ્ઞાનની પ્રાપ્તિ કેમ થઈ નહિ ? સમ્યક્ચારિત્રને આશ્રવ

રોધક એટલે સવરસ્વરૂપ માનીએ તો અનાદિકાળના એકઠા કરેલા કર્મકચરાને કાઢશે કોણ ?, એક કેવળી કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યા પછી અતર્મુહૂર્તમા મોક્ષે પહોચી જાય અને બીજા કેવળી ને કેવળજ્ઞાન પ્રાપ્ત થયા પછી મોક્ષમા જતા પહેલા દેશોણા ક્રોડપૂર્વ સુધી ચારિત્રનું પાલન કરવુ પડે, એટલા મોટા તફાવતનો મર્મ શો સમજવો ?–આ બધા પ્રશ્નોના સમાધાનમા જણાવવાનું એ છે કે–પહેલા તીર્થકરને ૧૦૦૦ વર્ષ અને છેલ્લા તીર્થકરને સાડાબાર વર્ષ તપસ્યા કર્યા પછી જ કેવળજ્ઞાન મળ્યુ તેથી તપને ચોથા સાધન તરીકે સ્વીકાર્યા સિવાય ચાલે એમ નથી, છતા દશપૂર્વધર વાચકવર્ય શ્રી ઉમાસ્વાતિ મહારાજ ત્રણ સાધન જણાવે છે તો તેમાના ત્રીજા સાધનમા આ તપનો સમાવેશ કરી દીધેલો જ છે, અર્થાત્ જ્યા ચાર સાધન જણાવ્યા હોય ત્યા સવરરૂપ ચારિત્ર અને નિર્જરારૂપ તપ એમ અલગ અલગ ગણાય છે અને જ્યા ત્રણ સાધન જણાવ્યા હોય ત્યા સવર અને નિર્જરારૂપ ચારિત્ર એક ગણાય છે મોક્ષમા પહોચનાર મહાત્માઓને પારિણામિક કાર્ય તરીકે અનતજ્ઞાન–દર્શન–ચારિત્ર જ રહેવાના છે, તેથી ત્રણ કહેવામા પણ વાધો નથી

પ્રાતઃસ્મરણીય ભગવાન્ શ્રી ભદ્રબાહુસ્વામીજીએ કરેલી ચરિત્ત–ચારિત્રપદની નિર્યુક્તિને ધ્યાનમા લેતા ચારિત્ર અને તપ જુદા નથી એમ જણાય છે એ નિર્યુક્તિમા કથન કરેલા ભાવને પૂ ઉપાધ્યાયજી મહારાજ પોતાની ચારિત્રપ૦ની પૂજામા આ પ્રમાણે જણાવે છે કે—

ચય તે આઠ કર્મનો સચય, (રિત્ત) રિક્ત કરે જે તેહ,

તેહ [1]ચરિત્ત નિર્યુક્તે ભાખ્યુ, હુ વંદુ ગુણગેહ રે,
ભવિકા ! સિદ્ધચક્ર પદ વંદો

ઉપર પ્રમાણે ચારિત્રપદની નિર્યુક્તિ જણાવી છે B B & C I Ry આટલા અક્ષરોથી જેમ બોમ્બે બરોડા એન્ડ સેન્ટ્રલ ઈન્ડિયા રેલ્વે એવો અર્થ સમજાય છે તેમ ચ અક્ષરથી કર્મના સચયને રિત્ત અક્ષરથી ખાલી કરનાર એ રીતે એ ત્રણ અક્ષરોનો મોનોગ્રામ–ચરિત્ત ઉપર જણાવેલા અર્થનુ પ્રતિપાદન કરે છે

જો એકઠા કરેલા કર્મના સચયને ખાલી કરવાનુ જ કામ ચારિત્રપદ કરતુ હોય તો નવા કર્મને આવતા અટકાવ્યા વગર એ ખાલી કરવાનુ કામ તો નિરર્થક થઇ પડે માટે જ ચરિત્ત પદની નિર્યુક્તિને વિચારતા ઉપાધ્યાયજી મહારાજ પૂજાની ઢાળમા છેવટે જતા જણાવે છે કે–ચારિત્ર અને તપ એ બન્નેનુ એક ચરિત્તપદ કરે છે

ઉપર જણાવ્યા પ્રમાણેનુ હોવા છતા નવપદની આરાધનામા ચારિત્રપદ અને તપપદ અલગ ગણેલા હોવાથી ત્યા આશ્રવ રોધ–સવરરૂપ ચારિત્રપદ લેવુ અને સકળ કર્મના કચરાને દૂર કરનારા નિર્જરારૂપ તપપદ જુદુ જ લેવુ પરતુ તત્ત્વાર્થના હિસાબે ચારિત્રમા તપનો પણ સમાવેશ થઈ ગયો છે એમ સમજવુ એ પણ અત્ર સુસગત છે

હવે બીજી વાત એ સમજવાની છે કે દાન–શીયળ–તપ અને ભાવ એ ચાર પ્રકારનો ધર્મ કહ્યો છે તે અપેક્ષા કારણરૂપે

---

૧ चरित्तनाम० क्ष

છે અને સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્ર એ ત્રણ કારણ પારિણામિક છે, કારણ કે અંતાવસ્થાએ કાર્યરૂપે પરિણમનવાળા ફક્ત ત્રણ જ કારણો છે, દાનાદિ ધર્મના ચારે પ્રકારોનુ અંતિમ પર્યવસાન ચારિત્રમા છે

## સંવર-નિર્જરાના સુમેળપૂર્વક તપોધર્મ

શ્રદ્ધાપૂર્વક જ્ઞાનની ઉત્કટદશાને જેમ [1]ચારિત્ર કહેવામા વાંધો નથી તેમ સંવરના ઉત્કટભાવને [2]તપ કહેવામા પણ વાંધો આવતા નથી આરીસા ભવનમા રહેલા ભરત મહારાજાને અનિત્ય ભાવનાના પ્રારંભકાળના ક્ષણને સંવરના પાંચ ભેદમાના ભેદરૂપે માનીએ અને તે ભાવનાની વૃદ્ધિ થતા કેવળજ્ઞાન પ્રાપ્ત થયુ ત્યારે તે ઉત્કટ સંવરરૂપ ભાવનાનો ભેદ નિર્જરાના બાર ભેદમા ધ્યાનરૂપે પરિણમે છે એમ માનવામા કાંઇ વાંધો આવતો નથી, કારણ કે સંવરનો જે ભેદ હતો તે જ પરિણામે નિર્જરાના ભેદસ્વરૂપ થઈ ગયો આ ઉપરથી એ સિદ્ધ થયુ કે–મોક્ષમાર્ગના ત્રણ સાધનો છે અથવા ચાર સાધનો છે એમ કહેવામા અને સમજવામા કાંઇપણ વાંધો આવી શકતો નથી

---

૧ જુઓ ન્યાયાચાર્યકૃત ૧૨૫ ગાથાના સ્તવનની ત્રીજી ઢાળ

જ્ઞાન દશા જે આકરી તે ચરણ વિચારો,<br>
નિર્વિકલ્પક ઉપયોગમા, નહીં કર્મનો ચારો<br>
આતમતત્ત્વ વિચારીયે

૨ જુઓ ન્યાયાચાર્યકૃત અમૃતવેલીની સજ્ઝાય–

દેખિયે માર્ગ શિવનગરનો જે ઉદાસીન પરિણામ રે<br>
તેહ અણછોડતાં ચાલીયે પામીએ જિમ પરમધામ રે<br>
ચેતન ! જ્ઞાન અજુવાળીએ

અંતિમ સાધ્યની સિદ્ધિને માટે તપોધર્મનું સેવન કરતી વખતે પૂર્વના ત્રણે સાધનોની વિદ્યમાનતા પણ હોવી જ જોઇએ

અંતિમ સાધ્યની સિદ્ધિના વધામણારૂપ કેવળજ્ઞાનની પ્રાપ્તિમા અગર મોક્ષની પ્રાપ્તિમા ખરૂ કહીએ તો ચારિત્ર છે તે પારિણામિક સાધન છે, અને તપ છે તે આપેક્ષિક સાધન છે તપોધર્મની સેવનાના રગમા રગાયેલા આત્માને અનત ચારિત્ર ગુણની પ્રાપ્તિ થાય છે આ ઉપરથી એ વસ્તુ પણ સિદ્ધ થાય છે કે-અનત ચારિત્રગુણની પ્રાપ્તિ કરાવવામા તપોધર્મનુ અવલબન અનુપમ મદદગાર થાય છે

કેવળજ્ઞાનની પ્રાપ્તિમા આ આત્માને પરપૌદ્ગલિક ભાવો આત્માથી પર છે એવી સપૂર્ણ કક્ષાનો અભ્યાસ કરાવનાર, પરાકાષ્ઠાએ પહોચેલા પરીષહોના જીવનકાળમા અડગ રાખનાર, ઉપસર્ગ અને ઉપદ્રવોના ઉલ્કાપાતમા ધીરતાના શિક્ષણને અસ્થિમજ્જામય બનાવનાર, ક્રોધ કરવા લાયકના પ્રસગમા પણ ક્ષમાવૃષ્ટિ વર્ષાવનાર આ તપોધર્મ છે એ તપોધર્મની આશીર્વાદદાયી અનુપમ કાર્યવાહીથી આ આત્મા મેરુપર્વતની પેઠે ધીર રહી, ઘનઘાતી કર્મને તોડી નાખીને કેવળજ્ઞાન પામી શકે છે

કાઉસગ્ગમા રહેલા ગજસુકુમારના મસ્તક ઉપર માટીની (કીચડ થપેડી) સગડી બનાવીને ધગધગતા અગારા ભર્યા, અર્ણિકાપુત્ર નામના આચાર્યને નદીમા ઉતરતા શૂળીમા પરોવી દીધા, મેતારજ મુનિપ્રવરનુ મસ્તક તાજી લીલી વાધરથી એટલુ બધુ કસીને બાધ્યુ કે આખના ડોળા પણ બહાર નિકળી પડ્યા, સુકોશલ મુનિના શરીર ઉપર વિકરાળ વાઘણે

હુમલો કર્યો, અવન્તીસુકુમારના શરીરનું શિયાલણી ભક્ષણ કરી ગઈ, ચિલાતિપુત્ર અને દૃઢપ્રહારીની ઉપર લોકોના હિચકારો હુમલા થયા, સમરાદિત્યને અગ્નિશર્માએ સળગાવી દીધા, સ્કંધકમુનિના શિષ્યોને ઘાણીમાં પીલ્યા અને સ્કંધકમુનિના શરીરની ચામડી ઉતારી નાખી—આ બધા પ્રસંગોમાં મહાત્માઓએ સમભાવે ઉપસર્ગોને સહન કર્યા, ધૈર્યને ધારણ કરીને ઉપસર્ગ કરનારા અને કરાવનારા ઉપર પણ ક્ષમાનો વર્ષાદ વર્ષાવી પૌદ્ગલિક પદાર્થોને મૂકવામાં, દુ:ખોને વેદવામાં હાય વોય કર્યા વગર નિશ્ચલ રહીને પ્રાપ્ત કરવા લાયક ચીજની પ્રાપ્તિ કરી એ **શાસ્ત્રમાન્ય સર્વોત્તમ સહનશીલતા તપોધર્મના સેવન વગર પ્રાપ્ત થતી નથી** ધન્ય છે એવા સર્વોત્તમ સહનશીલ મુનિપુંગવોને ! ! ધન્ય છે સંવર નિર્જરાના સુમેળપૂર્વક તપોધર્મ સેવનારા તપસ્વીઓને ! ! !

## સાધનાસ્થિત સાધનતા

અંતિમ સાધ્યની સિદ્ધિ કરવી એટલે રાધાવેધથી પણ અતિ મુશ્કેલ કાર્યની સિદ્ધિ કરવા જેવું છે. તપોધર્મનું સેવન થતું હોય અને દર્શન-જ્ઞાન-ચારિત્ર એ ત્રણ સાધનમાંથી એકાદની ગેરહાજરી વિદ્યમાન હોય તો ધારેલું કાર્ય થઈ શકતું નથી એટલું જ નહિ પણ મોક્ષમાર્ગના મુસાફરને મેળવેલા સાધનો અસાધનરૂપ થઈ પડે છે. આ પ્રસંગને તત્ત્વાર્થ [1]ભાષ્યકાર આ પ્રમાણે સ્ફુટ કરીને જણાવે છે કે—

" एतानि च समस्तानि मोक्षसाधनानि, एकतराभावे

---

1 જુઓ તત્ત્વાર્થાધિગમસૂત્રના પ્રથમાધ્યાયના પહેલા સૂત્રનું ભાષ્ય.

ऽप्यसाधनानीत्यतस्त्रयाणा ग्रहणम् । एषां च पूर्वलाभे भजनीयमुत्तर, उत्तरलाभे तु नियतः पूर्वलाभ' ।

ભાવાર્થ—આ પહેલા સૂત્રમા જણાવેલા ત્રણ પદાર્થો સમુચ્ચયરૂપે મોક્ષના સાધનો છે, અર્થાત્ એમાથી એકનો પણ અભાવ હોય તો બાકીના બે સાધનો મોક્ષના સાધનો થઈ શકતા નથી એટલા માટે જ એ ત્રણેનુ ગ્રહણ કરવામા આવ્યું છે તથા એ ત્રણેને બહુવચનથી ગ્રહણ કરીને મોક્ષ માર્ગ શબ્દને એકવચનથી ગ્રહણ કરવામા આવ્યો છે સાધ્ય સિદ્ધિ કરવામા સાધનમા રહેવી સાધનતા અર્થાત્ 'साधकतमकरणम्' સાધ્યસિદ્ધિને સાધી આપવામા પોતાની પૂર્ણ જવાબદારી અને જોખમદારી છે અર્થાત્ ત્રણ સાધનો સમુદિત થઈને સાધ્યસિદ્ધિ કરે છે સમ્યગ્દર્શન આવવાથી [1]સમ્યગ્જ્ઞાન આવી જ જાય અને સમ્યગ્જ્ઞાન આવવાથી સમ્યક્ ચારિત્ર પણ આવી જ જાય એવો નિયમ નથી, પરંતુ સમ્યગ્જ્ઞાન આવવાથી

1 સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન યુગપત્—એક સાથે થવાવાળા હોવા છતાં સમ્યગ્દર્શન આવ્યુ હોય અને સમ્યગ્જ્ઞાન નહિ આવ્યુ હોય એ સમજી શકાતુ નથી, ત્યા એ પ્રશ્નનુ સમાધાન આ પ્રમાણે થાય છે કે—સમ્યગ્દર્શનની પ્રાપ્તિસમયે પૂર્વનુ મિથ્યાશ્રુત હોય તે સમ્યક્શ્રુત બની જાય છે પરંતુ નવીન શ્રુત અને શ્રુતના ભાવો સર્વાક્ષરસંનિપાત અને ભાષાનુગામિપણુ પ્રાપ્ત થતુ નથી, તેથી જ સમસ્ત શ્રુતધરોને પૂર્વજ્ઞાનની પ્રાપ્તિમા 'सव्वक्खरसंनिवाइणो' અને 'सव्वभासाणुगामिणो' એ બે વિશેષણો આપવા પડે છે એ બે વિશેષણોની સાર્થકતા માટે ઔપપાતિક સૂત્રના ૧૬ મા સૂત્રની વૃત્તિનુ વાંચન મનન અને પરિશીલન કરવુ જોઈયે તેમ કરવાથી બધી શંકાઓનુ પણ મૂળથી નિરસન થઈ જાય છે

સમ્યગ્દર્શન આવેલુ જ હોય અને સમ્યક્ ચારિત્ર આવવાથી સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન આવેલા જ હોય એવો નિયમ છે

આશ્રવરોધક–સવરસ્વરૂપને જ ચારિત્ર માનીએ તો તપની અનિવાર્ય જરૂર રહે છે, પરંતુ સકલ ઇચ્છાના રોધરૂપ સવર ભાવ આદરીને ક્લિષ્ટ કર્મને દૂર કરવાની જહેમતરૂપ તપો ધર્મ શરૂ હોય તો ચારિત્ર અને તપને સાથે માનવામા પણ વાધો આવતો નથી

મોક્ષમાર્ગના સાધનોને પૂર્વાપર શો સબધ છે? દરેક સાધનમા શી શી વિશિષ્ટતા રહેલી છે? ચારિત્ર અને તપમા શુ ફરક છે? ચારિત્રની પ્રાપ્તિ પછી તપ શુ કામ કરે છે? ચારિત્રની હયાતી હોવા છતા તપની ગેરહાજરીમા લાભ કેટલો ઓછોવત્તો થાય છે? આવી જાતના પ્રશ્નોનુ અને એને અનુસરતી અનેક પ્રકારની શકાઓનુ નિરસન કરી હવે આપણે તપોધર્મની વિશિષ્ટતા તરફ નજર કરીએ

## મહામગલકારી તપોધર્મના આસેવનની અનિવાર્ય જરૂર

આધિ– વ્યાધિ –ઉપાધિ –જન્મ– જરા––મરણાદિ અનેકવિધ દુ ખોથી ભરપૂર આ ચાતુર્ગતિક સસાર છે અનાદિ અનત કાળથી આ જીવ ચાતુર્ગતિક સસારમા રખડ્યો છે રખડી રહ્યો છે અને ભવિષ્યમા રખડશે એવા પ્રયત્ન કરી રહ્યો છે રખડવાનુ યદ્યપિ આ જીવને બીલકુલ પસદ નથી, પોતાને કોઇ રખડેલ કહે એવુ સાભળવાને પણ ઇચ્છતો નથી, હુ રખડુ છુ એમ પોતે માનતો નથી, તેમ કોઇ કહે કે તુ રખડે છે તો તે વાતને સ્વીકારતો નથી; છતા આ જીવ

દૂર ભાગનારાઓને, મનગમતી માનસિક વિચારણાના તરંગો વડે તરંગી બનનારાઓને, વિવેકવિરહિત વાણીવિલાસ કરનારાઓને અને છકાય જીવોને છેદન-ભેદન-તાડન-તર્જનાદિવડે કારમી કિલામણા ઉત્પન્ન કરવારૂપ કાયિક ક્રિયા કરનારાઓને રખડવાની ઇચ્છા-મનોરથ-વિચારણા-સંકલ્પ કે વિકલ્પ નહિ હોવા છતા પરાધીનપણે રખડયા વગર છૂટકો થતો નથી એવો ત્રિકાલાબાધિત સર્વજ્ઞ શાસનનો અવિચળ અને અકાટ્ય સિદ્ધાંત છે એ ઉપરથી આ જીવનને રખડપટ્ટીનુ મુખ્ય કારણ કર્મબંધન જ છે

ઉપર જણાવેલી અગર ઉપરના ભાવને અનુસરતી કાર્યવાહી કરી કરીને આ જીવે આજ સુધીમા કર્મના કોઠારો ભરપૂર ભરી દીધા છે અને હજી ભરતો જ જાય છે, તે કોઠારોને ખાલી કરવા માટે સર્વજ્ઞદેવના શાસનમા તપોધર્મનુ અવલંબન લેવાનુ જણાવેલુ છે, સંસારસમુદ્રમા રખડપટ્ટી કરાવનારા જાલીમ-જુલ્મગાર કર્મને સર્વથા દેશવટો આપવા માટે પરમકૃપાળુ જિનેશ્વરદેવે વિવિધ પ્રકારની નાની-મોટી તપસ્યાનુ નિર્માણ પણ કર્યું છે તે તપસ્યાનુ સેવન કરવાથી પહેલા તો કર્મથી બંધાયલો આત્મા તપે છે, ત્યાર પછી કર્મના પુદ્ગલો તપે છે અને છેવટે સાતે ધાતુઓ પણ તપે છે તેના પરિણામે તપેલા કર્મપુદ્ગલો આત્માથી અળગા થઈને ખરી પડતા હોવાથી નિર્જરા થતી જાય છે, માટે તપોધર્મના સેવનની અનિવાર્ય જરૂર છે

## તપોધર્મના સેવનમા સાવધાન થવાની જરૂર

બંધાયેલા કર્મસમૂહને ઘટાડવા માટે કોઇ પણ જાતની

તપસ્યાનુ સેવન કરનારે સવરભાવની સપૂર્ણ સાવધાની રાખવાની છે, આશ્રવમાર્ગના બારી, બારણા અને દરવાજાઓ સર્વથા બધ કરવાના છે અને આહારની અભેદ વાસનાને ઉન્મૂલન કરવાની વાસ્તવિક શક્તિને પ્રાપ્ત કરવાની છે એ બધુ બરાબર કર્યા વગર તપોધર્મનો તાત્ત્વિક લાભ અર્થાત તપસ્વિયો વાસ્તવિક નિર્જરારૂપ ફળને પામી શકતા નથી

વિશ્વભૂતિના ભવમા ભગવાન મહાવીરે માસક્ષપણની તપસ્યા કરેલી છે પારણાને દિવસે મથુરાનગરીમા ગોચરીએ ગયા અને રસ્તામા સામી મળેલી ગાયના સબધમા અથડાઇ નીચે પડ્યા મિથ્યાત્વિપણામા રહેલા પોતાના પિતરાઈ ભાઈએ, દીક્ષાના અને તપસ્યાના પાલનથી શરીરબળ નાશ પામ્યુ છે, એવા ભાવનુ મશ્કરીનુ વચન સભળાવ્યુ સાભળતાની સાથે જ સવરભાવથી ડગી જઈને ગાયને આકાશમા ઉછાળી મૂકી અને અત્યત ક્રોધને વશ થઈ વાસુદેવપણાનુ નિયાણુ બાધ્યુ

આ અવસરે સવરભાવમા સ્થિત થએલા ભગવાન મહાવીરના જીવને 'હુ દીક્ષિત છુ, સવરભાવમા છુ, તપસ્વી છુ અને કઠિણ કર્મના નાશને માટે ઘોર તપસ્યા કરી રહ્યો છુ, આશ્રવપોષક આવા કૃત્યો કરવાથી સાધુનો વેષ રહેવા છતા સવરભાવ ચાલ્યો જશે, આશ્રવના દ્વારો ખુલી જશે, કર્મ કાઢવાને માટે કરેલો તપ કર્મના ગજ ખડકી દેશે,' આવા પ્રકારની વિચારણાઓમાથી એક પણ વિચારણા આવી નહિ અને જિતેલી બાજી હારી ગયા. સયમના પ્રભાવથી દેવલોકનો ભવ કરીને પછી પૂર્વે બાધેલા

નિયાણાનુમાર મનુષ્યલોકમા ત્રિપૃષ્ઠ નામના વાસુદેવ થયા વાસુદેવના ભવમા સાપડેલી સત્તા અને સમૃદ્ધિમા મદોન્મત્ત બનીને શય્યાપાલકોના કાનમા સીસુ રેડાવીને કઠિણ કર્મનુ ઉપાર્જન કરી સાતમી નરકે પહોચ્યા

ઉપરના પ્રસગને ધ્યાનમા રાખવા ઉપરાત તપસ્વીઓએ ખાસ કરીને એ ધ્યાનમા રાખવાનુ છે કે–મહાપુણ્યના ઉદયથી તપોધર્મના વિવિધ જાતિના અનુષ્ઠાનોમા શ્રદ્ધા અને આદર પ્રાપ્ત થાય છે, માટે નજીવા કારણોમા અને ક્ષુદ્ર સયોગોમા તેને ગુમાવીને નુકશાનની પરપરામા ઉતરી જવાનુ થાય નહિ તેની સભાળ રાખવાની અવશ્યમેવ જરૂર છે

ઉપરના દૃષ્ટાતમા સામાન્ય નિમિત્ત પામીને ભગવાનના જીવે સવર ભાવથી ખસી જઇને આશ્રવભાવનો આદર કરી જીવનને બરબાદ કર્યું વર્તમાન કાળના તપસ્વીઓને સાવધાન રાખવા માટે જ આ દૃષ્ટાત અહીં આપ્યુ છે કથાનુયોગમા આવતા અનેકવિધ કથાનકોમા તપસ્યાના રગથી રગાયેલાઓ તપના પ્રભાવથી ધારેલ ધારણાઓ અને અતિમ સાધ્ય-સિદ્ધિઓ કેવી રીતે કરે છે? નજીવી ભૂલો કરીને પામેલી સપદાઓને કેવી રીતે ગુમાવી દે છે? સવર ભાવની સાવધાનીમાથી સરકી જઇ પોતાની સયમ–ગાડીને સવરના પાટા ઉપરથી આશ્રવના પાટા ઉપર કેવી રીતે ચડાવી દે છે? આશ્રવની નાની સરખી બારી પણ ઉઘાડી રાખીને પ્રમાદી બની ગયેલાઓના કેવા હાલહવાલ થયા છે? આશ્રવની નાનામા નાની ઉઘાડી રહી ગયેલી બારી પણ આગળ જતા દરવાજાનુ રૂપ ધારણ કરી આરાધકને વિરાધક બનાવીને નરક–નિગોદાદિ

દુર્ગતિમા કેવી રીતે ઘસડી જાય છે ? આવી જાતના અનેકવિધ પ્રશ્નો ઉપસ્થિત થાય તેનું પૂરેપૂરુ સમાધાન ગુરુગમથી પ્રાપ્ત કરીને સર્વજ્ઞકથિત શાસ્ત્રસિદ્ધ નિર્ણયને હૃદયગમ કરી શ્રદ્ધા-પ્રતીતિ-રુચિ-સ્પર્શન-પાલન અને અનુપાલના દિમા ઉત્તીર્ણ બનેલો, બહુશ્રુતધરોના સમાગમને સાધનારો, આશ્રવને સર્વથા રોધનારો, સવરભાવને સર્વદા સેવનારો, સર્વનાશ કરનાર સકલ્પ-વિકલ્પોને છોડનારો, નાશવત વસ્તુના નાશમા સમભાવને રાખનારો તપસ્વી આત્મા તપોધર્મ દ્વારા અતિમ સાધ્યને સાધી શકે છે, પૂર્વે સાધી ગયા અને ભવિષ્યમા પણ સાધશે એ નિશક નગ્ન સત્યનો સદૈવ સ્વીકાર કરીને તપોધર્મનુ સેવન કરવા જરૂર ઉજમાળ થાઓ.

## તપોધર્મરૂપ કલ્પવૃક્ષના ફૂલ-ફળ

સ્યાદ્વાદ સિદ્ધાતમુદ્રાથી મુદ્રિત થયેલ જૈનશાસનમા અતિમ સાધ્ય મોક્ષ છે મોક્ષ-પ્રાપ્તિના અમોઘ સાધનો સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર આ સાધનોની પ્રાપ્તિ કરનારને અનુક્રમે અનતાનુબન્ધિ કષાયનો ક્ષયોપશમ-ક્ષય થવાદ્વારાએ સમ્યગ્દર્શન-સમ્યગ્જ્ઞાનની પ્રાપ્તિ થાય છે તે પછી અપ્રત્યાખ્યાની-પ્રત્યાખ્યાની કષાયોના ક્ષયોપશમાદિમા અનુક્રમે અશિક અને સર્વવિરતિરૂપ ચારિત્ર ધર્મસેવનનો માર્ગ ખુલ્લો થાય છે તે સાધનોનો પરસ્પર શો સબધ છે ? અને એમાથી એકનો પણ અભાવ હોય તો સાધકની સાધ્યસિદ્ધિ થઇ શકતી નથી આ બધુ વિસ્તારથી શકા-સમાધાન પૂર્વક પૂર્વના પ્રકરણમા આપણે વિચારી ગયા ચારિત્ર અને તપના ભેદાભેદ સબધને તથા તે બન્નેના ( ચારિત્ર-તપના )

અગર એકના સેવનથી થનારા લાભ–હાનિની સમાલોચના પણ વિસ્તારથી કરી ગયા હવે તપોધર્મની અનિવાર્ય જરૂરનો સ્વીકાર કરીને આપણે આગળ વધીએ

તપોધર્મની આરાધનામા કરવામા આવતા નવકારમી, પોરસી, સાર્ધપોરસી, પુરિમડ્ઢ, અવડ્ઢ, વિગયોની ઓછાશ, નિવિ, બિયાસણા અને એકાસણા પર્યંતના તપને કેટલેક સ્થળે તપ નહિ કહેતા વ્રત–નિયમ કહેવામા આવેલુ છે અને આયબીલથી શરુ થતા તપને જ તપ તરીકે ગણવામા આવ્યો છે વિગયના ત્યાગવાળા આયબીલાદિ તપ કરવાથી જ આત્માને વાસ્તવિક તપવુ પડતુ હોવાથી એની જ તપમા ગણના કરવામા શાસ્ત્રકારોએ જે કુશળતા દેખાડી છે તે યોગ્ય જ છે ખાટા–ખારા–મીઠા–તીખા અને મધુર આદિ સ્વાદવાળા ફળ–ફૂલ–મેવો અને ચૂરણ વિગેરે તથા વિગયોની પ્રચૂરતાથી વિશિષ્ટતાને પામેલા પકવાન્ન અને મીઠાઇ વિગેરે ખાદ્ય પદાર્થો ખાનારની ઇદ્રિયવિકલતા, રસલોલુપતા અને માનસિક ચચળતા ઘણે ભાગે જોવામા આવે છે માટે એ વિગઇને આધીન બનેલાઓ વિગતિ–અધમ ગતિને પ્રાપ્ત કરી તપોધર્મનુ સેવન કરતા છતા એના સુદર સાધનોને અસાધ બનાવી દે છે એટલા માટે એવા જીવોને શિખામણરૂપે જણાવવામા આવ્યુ છે કે–તપોધર્મરૂપ કલ્પવૃક્ષનુ સેવન કરીને ઉત્તરોત્તર તે કલ્પ વૃક્ષના ફૂલ તથા ફળને મેળવનારા ભાગ્યશાળી બનો અર્થાત્ એવા ઉત્તમ સાધનદ્વારા ઉત્તમ ફળને પ્રાપ્ત કરો તપોધર્મરૂપ કલ્પવૃક્ષનુ ફૂલ એટલે મનુષ્ય અને દેવની સપત્તિઓ અને ફળ એટલે શિવસુખ અર્થાત્ સિદ્ધિપદ તે પદની પ્રાપ્તિના સપૂર્ણ સાધનોવાળો આ મનુષ્યભવ જ છે આ બાબતને

ઉપાધ્યાયજી મહારાજે તપપદની પૂજાની ચોથી કડીમા (ગાથામા) આ પ્રમાણે જણાવી છે—

" ફળ શિવસુખ મહોટુ સુરનરવર,
સપત્તિ જેહનુ ફૂલ,
તે તપ સુરતરુ સરિખો વદુ,
સમમકરદ અમૂલ રે,
ભવિકા ! સિદ્ધચક્રપદ વદો "

ઉપરની ગાથામા તપોધર્મરૂપ કલ્પવૃક્ષના ફૂલ-ફળ સમજ્યા. હવે તપોધર્મમા અનેકવિધ તપોના અનુષ્ઠાનો હોવા છતા આયબીલ તપ અને આયબીલથી વૃદ્ધિ પામતો શ્રીવર્દ્ધમાન-તપ શિરોમણિ ભાવને ધારણ કરે છે તે સબધી હવે આપણે આગળના પ્રકરણમા વિચાર કરીએ

## સસારની ઇમારતનુ મૂળ આહાર

તપોધર્મના ભવનમા આયબીલતપની અને આયબીલથી વૃદ્ધિ પામતા શ્રી વર્ધમાનતપની વિશિષ્ટતાને વીતરાગ ભગવતોએ સ્વમુખે દેશનામા વર્ણવી છે ગણધરભગવતોએ તે દેશનાને આગમોમા ગુથી છે અને શાસ્ત્રકારોએ શાસ્ત્રોમા ઠામઠામ ઉપદેશેલી છે **આહારના અભિલાષને, વાસનાને, આસક્તિને અને અભ્યાસને તિલાજલિ દેવરાવવાની શકિત આયબીલતપોધર્મે અખત્યાર કરેલી છે.**

સસારમા પરિભ્રમણ કરનારા જીવોની શરૂઆત આહારની શરુઆતથી જ થાય છે અતાવસ્થાએ અર્થાત્ મરણ સમીપે પહોચી ગયેલો જીવ બીજુ બધુ ભૂલી જાય છે પણ આહારની

૧વાસનાને ભૂલતો નથી, તેથી મરીને બીજા ભવમા જન્મતા જ આહાર લેવાની શરુઆત કરે છે

મનુષ્યભાવમા આવેલો જીવ પોતાની જિદગીમા સેકડો ધધા કરે, સેકડોની સાથે સગાઈનો સબધ બાધે, સેકડો ઇચ્છાઓ-મનોરથો અને આશાઓની બાધ-છોડ કરે, મરણ સમયે છેલ્લા શ્વાસોચ્છ્વાસ ચાલતા હોય ત્યારે બહોળા કુટુબ પરિવારને તથા અપરિમિત ધન-ધા યાદિ મિલ્કતને ભૂલી જાય છે પણ પોતાના નામને ભૂલતો નથી અર્થાત્ તે સમયે કોઈ ખબર લેવા આવનાર પૂછે કે-કેમ છે ? જીવાભાઈ ! આ શબ્દો સાભળીને બીજુ કાઈ કરી શકવાની અશક્તિને લીધે કેવળ આખના ડોળાને ફરકાવે છે, એટલા ઉપરથી સમજાય છે કે છેક અ ત સુધી પણ નામનો સ સ્કાર સાજો-તાજો બન્યો રહે છે છેવટે મરી ગયા પછી નામને પણ ભૂલી જાય છે, અર્થાત્ બીજા ભવમા ગયા પછી નામ યાદ આવતુ નથી, પર તુ આહાર નો સસ્કાર તો ત્યા પણ હાજર જ હોય છે તેથી ગર્ભ-સ્થાનમા ઉત્પન્ન થતાની સાથે જ આહાર કરવાનો પ્રારભ કરે છે આહાર કરતા કરતા રસ-મલના વિભાગપૂર્વક રસની વૃદ્ધિ થવાથી માસનો લોચો બન્યો, અનુક્રમે શરીર અને ઇદ્રિયોની રચના થઇ અને સસાર ખડો થયો

ઉપર પ્રમાણે અનેક ભવમા જન્મ લઇને આહારના અભિલાષ સાથે શરીર અને ઇ દ્રિયોની રચના કરી, વિનશ્વર સપદાઓ પ્રાપ્ત કરી તેમા આસક્ત થઇને મરણ પામ્યો પાછો જન્મ્યો અને પાછો મર્યો અર્થાત્ જન્મ-મરણની ઘટમાળમા

---

૧ સ્તનપાનવાસના પૂરવભવ અનુસારે રે

સમ્યક્ત્વના સડસઠ બોલની સજ્ઝાયમા

ફસાઇ ગયો “ पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननीजठरे शयनम् ।” આ ઉક્તિને અનુસરીને સંસારની ચાર ગતિમાં ભટકતા ભટકતા એકેંદ્રિયથી માંડીને પંચેંદ્રિય પર્યંતના પારાવાર ભવો કર્યા

જન્મ-મરણના ચક્કરમાં ફસાયેલો આત્મા મરણથી ઘણો ગભરાય છે પરંતુ મરણ કાંઇ મૂકતું નથી જન્મના વધામણાં અને મરણની પોક પોકારાય છે જેના વધામણાં મોટાં તેની મોટી પોક રાજ્ય કુટુંબમાં જન્મેલો રાજકુમાર મરે તો આખા રાજ્યમાં પોક પડે છે મરણની ગભરામણને ટાળવાનો ઉપાય શોધવા છતાં જૈન શાસન સિવાય આખા જગતમાં કયાંઇ પણ ઉપાય જડે એમ નથી અને તેથી જ દરેક ભયો ટાળવાના ઉપાયો દુનિયામાં છે પરંતુ મરણનો ભય ટાળવાનો ઉપાય શોધ્યો જડતો નથી

જેનો જન્મ થાય તેનું મરણ પણ થાય જ છે, માટે મરણનો ભય ટાળવા માટે મરણના કારણભૂત જન્મનો જ અભાવ થાય એવો ઉપાય શોધવો જોઇએ જન્મ પ્રાપ્ત થવાના કારણમાં તેવા પ્રકારના કર્મોનું બંધન છે તે બંધનોમાં પ્રથમ કારણભૂત મિથ્યાત્વના જોરથી આહાર એ બંધન છે એમ સમજવું જોઇએ, પરંતુ એવી સમજના અભાવથી સંસારની રખડપટ્ટી થયા જ કરે છે આહારની લેવડદેવડમાં જન્મમરણની પરંપરા આહારની અંધવાસનાથી દરેક ભવમાં સમગ્ર સંસાર ખડો કરે છે સંસારની સારીયે ઇમારતનું મૂળ આહાર છે

## નિમકહરામ નોકરરૂપ શરીર

આહારનો અભિલાષ, વાસના, લોલુપતા અને અભ્યાસ,

દરેક ગતિમા દરેક જીવને ઉત્પત્તિથી અતકાળ સુધી હાજર હોય છે શાસ્ત્રકારોએ જીવનના પ્રારભકાળમા આહારને ગ્રહણ કરીને પરિણમાવાની શક્તિને આહારપર્યાપ્તિ તરીકે સ્વીકારેલી છે સસારને સ્થિર રાખનારી અને પુષ્ટ કરનારી જો કોઈ ચીજ હોય તો તે આહારની અભિલાષા જ મુખ્યપણે છે આહાર, શરીર અને ઇંદ્રિયોના પોષણ તથા વૃદ્ધિના વિચારોમા લયલીન રહેવાથી આત્મીય વિચારશીલતા આવી જતી નથી

આહારની વાસનાવાળા ઝાડ–પાન અને ભાજી–પાલાના જીવો વર્ષાદના વર્ષવાથી અને પાણી મળવાથી પ્રફુલ્લ બનીને લીલાછમ થઇ ગયેલા જણાય છે અને હિમાદિકની ઉષ્ણતા મળવાથી કરમાઈ–સુકાઈ જતા જણાય છે આહાર, શરીર તથા ઇંદ્રિયના પોષણ અને વૃદ્ધિની વાસનાથી વાસિત થયેલો જીવ એકેદ્રિયથી પચેદ્રિય સુધીના બધા ભવોમા આહારનુ ગ્રહણ કરતો હોવાથી શાસ્ત્રકારોએ પ્રાણિમાત્રને આહાર સજ્ઞાવાળા માનેલા છે આહારનો આ અભિલાષ આત્માની અનત શક્તિને ઓળખવા દેતા નથી ઓળખ્યા છતા તે શક્તિનુ ભાન થવા દેતો નથી ભાન મેળવવા મથે તો ઘગ્યુ સોનુ ધૂળમા મેળવવા તૈયાર થાય છે, આત્મશક્તિ મેળવીને રાજી થનારની પાસે તે શક્તિને ટકવા દેતો નથી, કદાચ ટકી જાય તો તેમા વધારો થવા દેતો નથી તાત્પર્ય એ છે કે–અતિમ સાધ્યની પ્રાપ્તિ સુધી જીવને આહારનો અભિલાષ પહોચવા દેતો જ નથી આટલુ બધુ આત્માનુ અહિત કરનારા આહારના અભિલાષની આટીઘુટીને સમજીને પ્રયત્નશીલ થઇને ક્રમે ક્રમે એ અભિલાષની શક્તિને મદ, મદતર અને મદતમ બનાવવામા જે જીવ ભાગ્યશાળી થતો નથી તેના જન્મ–મરણની પરપરા ચાલ્યા જ કરે છે

આ આહારના અભિલાષે નાશવત શરીરનો અવિનાશી આત્માની સાથે અવિભાજ્ય સબધ ગોઠવી દીધો છે જગતના બધા સબધો આત્માથી છૂટા થઇ શકે છે, પરતુ શરીરનો સબધ અતકાળ સુધી છૂટી શકતો જ નથી તમે શરીરને ખવરાવો-પીવરાવો અગર નહિ ખવરાવો-પીવરાવો તો પણ તમારી સાથેના સબધને એ તોડતું નથી તમારા દુખથી શરીર પણ દુખી થતુ હોય તેવુ દેખાવાથી બિચારો જીવ સુકાઇ ગયેલા શરીરની દયા ખાય છે, પરતુ શરીરે તો એવો સબધ ગોઠવ્યો છે કે-મારા દુખથી તારે દુખી થવા જેવુ મે રાખ્યુ જ નથી રૂપીયે તોલાની ચીજ એને ખવરાવો, એની બિમારીની પાછળ હજારોનો ખર્ચ કરો છતા અવસર આવ્યે આ શરીર દગો દીધા વિના રહેતું નથી એ વાત બે ને બે ચારની માફક કોઇની પણ જાણ બહાર નથી

આપણે કોઈ અજાણ્યાને માત્ર પાણી પાયુ હોય, પાન ખવાડયુ હોય અગર સલામ કરી હોય તેને પણ અવસર આવ્યે કાઈક શરમ આવે છે, પરતુ જેની સેવા કરવામા આ આત્માએ રાત કે દિવસ, તડકો કે છાયડો, ભૂખ કે તરસ, ઊંઘ કે ઉજાગરો, આદર કે અનાદર, ઇજ્જત કે આબરૂ, પાપ કે પુણ્ય અને સુખ કે દુખની ગણના પણ કરી નહિ એવા આ નિમકહરામ શરીરને અવસર આવ્યે જરા પણ શરમ આવતી નથી માટે તેના પોષણ કે વૃદ્ધિમા પ્રયત્ન કરીને આત્માએ પોતાનુ અહિત કરવાની કાઇ પણ જરૂર નથી એવો દૃઢ નિર્ણય દરેકે કરવો જોઇએ

## ગુલામગીરીમા ગુગળાયેલો આત્મા

ધાટી અગર ગુમાસ્તાને પગાર, કપડા અને ખોરાક

આપવા છતા જો તે ટાઇમસર સારી રીતે કામ ન કરે તો તેના ઉપર શેઠની આખ લાલ થયા વગર રહેતી નથી, પરતુ આત્મારૂપી શેઠ અને શરીરરૂપી ગુમાસ્તાની બાબતમા તો એથી ઊલટુ જ જોવામા આવે છે એના કારણમા શાસ્ત્રકારો જણાવે છે કે-મોહરાજાએ પીવડાવેલી મદિરાનો મદ ચઢવાથી મદોન્મત્ત થઇને ભાન ભૂલી ગયેલો આત્મા પોતે શેઠ હોવા છતા પોતાને ગુમાસ્તો અને શરીરને શેઠ માની બેઠેલો છે તેથી જ ધોળે દહાડે ધાડપાડુની માફક સર્વસ્વ લૂટીને ભિખારી જેવી હાલત બનાવીને અનતીવાર આત્માને દુર્ગતિ પ્રાપ્ત કરાવી છતા હજી સુધી શરીરરૂપી શત્રુને ઓળખી શકતો નથી, એના જેવુ બીજુ કયુ આશ્ચર્ય હોઇ શકે જ્યા ગુમાસ્તો કરતો કારવતો થઇ પડ્યો હોય, બધી બાબતમા તેની જ સત્તા ચાલતી હોય, તેની ઇચ્છાની વિરુદ્ધ કોઇ ચુ કે ચા નહિ કરી શકતુ હોય, શરીરરૂપી ગુમાસ્તાનો રૂઆબ જોઇને આત્મારૂપી શેઠના હાજા જ ગગડી જતા હોય ત્યા સારુ પરિણામ આવે જ કયાથી ?

આવી ભાનભૂલેલી દશામા પડેલા આત્માને હુ કયાથી આવ્યો ? કયા જઇશ ? શુ લઇને આવ્યો ? શુ લઇને જઇશ ? હુ કોણ ? અને મારી વાસ્તવિક સપત્તિ શી છે ? વિગેરે બાબતોની કાઇ પડી નથી એને તો પડી છે પોતે માની લીધેલા શરીરરૂપી શેઠની સારવારની તથા પાચે ઇદ્રિયો ને વિષય-વિકારના સાધનો-ગુલામગીરી માટે દોડધામ કરવાની

આ જગતમા આપણે જોઇએ છીએ કે-પોતાની આબરૂને સાચવવા માટે સકટમા આવી પડેલા આબરૂદાર ગૃહસ્થે જ્યારે પોતાની જગમ મિલ્કત દેવામા ખલાસ થઇ ગઇ હોય અને સ્થાવર મિલ્કત ગિરવી મુકાઇ ગઇ હોય ત્યારે પોતાનં

મિ કતોને પાછી મેળવવા માટે થીગડાવાળા કપડા પહેરીને તથા લુખુ-સુકુ ખાઇને પોતાનો નિર્વાહ ચલાવી જેમ બને તેમ દ્રવ્યનો બચાવ કરી ગિરવી મૂકેલી મિલ્કતને છોડાવે છે અને વેચાઇ ગએલી વસ્તુઓને ફરીથી વસાવે છે પરતુ આબરૂ-ઇજ્જતને ફૂટી કોડી સમાન ગણનારા દેવાળી આઓ તો જ્યાસુધી સરકારના સકજામા સપડાય નહિ ત્યાસુધી અનેક પ્રકારના કાવાદાવાઓ કરીને ભોળા લોકોને ઉધા પાટા બધાવી, કઇક ગરીબ વિધવાઓને રડાવી પોતાના ખીસ્સા તર કરે છે અને "मुफ्तका चन्दन घस दे लालीया" અથવા "પારકે પૈસે પરમાનદ" માનનારા તેઓ માલ-મલીદા ઉડાવવામા, રગ-રાગ માણવામા, નાટક-સીનેમા જોવામા, ગાન-તાનના જલસા કરાવવામા અને નાચ-મુજરાની મહેફીલમા નાણાને બરબાદ કરી લોકોમા દીલીના ઠગ, અને ચીનના શાહુકાર તરીકે ઓળખાવા છતા પોતે પોતાને અક્કલના ખા સમજીને ફરનારા જોવામ આવે છે ખરેખર! ગુલામગીરીમા ગુ ગળાયેલ ગુલામ આત્માને વાસ્તવિક દશાનુ ભાન હોતુ નથી

## આહાર, શરીર અને આત્માના સબધ

પોતાની ઉન્નતિ ઈચ્છનાર આત્માએ ઉપર જણાવેલા બે પ્રકારના જીવોમાથી આબરૂદાર જીવની નીતિને અનુસરી પોતાની અનતચતુષ્કરૂપ અમૂલ્ય મિલ્કત કર્મરાજાને ઘેર ગિરવી મુકાઇ ગઈ છે અને ઉપરથી ગુલામગીરી સ્વીકારી છે, તેને છોડવવા માટે લુખુ-સુકુ ખાઇને પોતાનો નિર્વાહ કરી ગીરવી મૂકેલા માલને ઘર ભેગો કરવો જોઇએ

ઉપર પ્રમાણે જીવને જીવપણાની માન્યતા થવી એનું જ નામ આત્માર્થીપણું છે અને એવા જીવો જ આણરૂદાર ગણાય. પોતાની બહુમૂલ્ય મિલ્કત ગિરવી મુકાયલી હોય તેને છોડવવાનો કાંઈ પણ પ્રયત્ન કર્યા વિના ખાન-પાન અને મોજ-મઝામાં તાગડધીન્ના કરનારાઓને તો દેવાળીઆ જ કહી શકાય અને દેવાળીઆ જેવી સ્થિતિ આ આત્માની થયેલી છે

આણરૂદાર બનવા માટે અને ગિરવી માલ (અનંતચતુષ્ક ખજાનો) છોડવવાને માટે લુખુ-સુકુ ખાવું એનું જ નામ આયંબીલ છે પરમકૃપાળુ મહાત્માઓએ આપણા ઉદ્ધાર માટે આયંબીલથી વૃદ્ધિ પામતા શ્રી વર્ધમાન તપની યોજના કરી છે માટે એવા આત્મહિતકારક શ્રી વર્ધમાન તપની આરાધના કરીને અનંતચતુષ્કરૂપ ગિરવી મુકાયલી આત્મ સંપત્તિને પ્રાપ્ત કરવાનો સૌથી પહેલા દૃઢ નિશ્ચય કરવો જોઇએ અને ત્યારપછી યથાશક્તિ તેની આરાધના કરવી જોઈએ

સિદ્ધભગવંતની સમાન કક્ષાવાળો આ જીવ આવો પામર કેમ બની ગયો છે? તેનો વિચાર કરો સિદ્ધપરમાત્માઓની સકળ સંપત્તિઓમાં અણાહારીપણારૂપ સંપત્તિની પ્રાપ્તિ દરેક સિદ્ધોને સૌથી પહેલા થાય છે અણાહારીપણાને અનુસર્યા વિના કોઈ પણ જીવ સિદ્ધ થયો નથી, થતો નથી અને થશે પણ નહિ એ અણાહારીપણાને સન્મુખ-નિકટ લાવનારી તપસ્યા તે આયંબીલ છે એ અણાહારીપણાના વારંવાર આસ્વાદનું ભાન વારંવાર આયંબીલ કરવાથી થાય છે આહારના સર્વથા અભાવથી શરીર ટકી શકતું ન હોવાથી તેને પ્રમાણસર લુખો-સુકો આહાર આપવામાં આવે તો ટકી શકે છે આત્માએ પોતાનું હિત સાધી લેવાનું હોવાથી શરીર માત્ર

ટકી રહે તેટલા પૂરતો તેને લુખો-સુકો આહાર આપવામા સાવધાની રાખવી એ શરીરરૂપી ડાકુએ લાડવો આપીને આત્મારૂપી બાળકની અમૂલ્ય સપત્તિરૂપ કઠી કાઢી લેવા સરખુ કામ પૂર્વે ઘણી વાર કર્યું છે હવે એ શરીરને લુખો-સુકો આહાર આપી એની મારફત કઠી કરતા ક્રોડોગુણી કિંમતી ચીજો પ્રાપ્ત કરી શકો તો જ તમારી ખરી બહાદૂરી ગણાય

શરીરને ટકાવ પૂરતુ લુખુસુકુ અન્નાદિ આપવુ તેનુ જ નામ આયબીલ ચતુર આત્મા એ આયબીલની તપસ્યા કરવામા સાવધાન રહી, આશ્રવના દ્વારને બધ કરી સવરભાવમા આગળ વધીને પોતાના ગલી-કુચી જેવા મોક્ષમાર્ગને પણ રાજમાર્ગ જેવો બનાવી શકે ત્યારે જ માનવજીવન સફળ થઈ શકે એમ છે

આહાર, શરીર અને આત્માના પરસ્પર વર્તમાનકાલીન સબધને અને ભૂતકાળમા થયેલા પૂર્વભવોના સબધને વિચારીને, બાળચેષ્ટાઓ છોડીને આત્માએ માલીક બની શરીરને ગુમાસ્તો બનાવી, તેની પાસે યોગ્ય તપસ્યા કરાવી પોતાનો અનતચતુષ્કરૂપ ખજાનો પ્રાપ્ત કરવામા લેશ પણ પ્રમાદ કરવાનો નથી, એવો દરેક વાચકે દૃઢ નિશ્ચય કરવો જ જોઇએ

## આયબીલનો અભિનવ પ્રભાવ.

અનાદિકાળથી કર્મના બધનથી બધાયલા આત્માને તે બધનથી મુક્ત કરવા માટે, આત્મ-કલ્યાણની સાચી સેવના માટે, મન, વચન અને કાયાની વિશુદ્ધિ માટે, બ્રહ્મચર્યના રક્ષણ માટે, ઇંદ્રિયોના વિષય-વિકારને જીતવા માટે, વિવિધ પ્રકારની ઇચ્છાઓ ઉપર અકુશ રાખવા માટે અને સર્વસવરમા પ્રવેશ

કરવા માટે પ્રભુ મહાવીરે તપસ્યાને અનુપમ સાધન તરીકે જણાવી છે

આ આત્માનો એવો એક પણ ભવ ગયો નથી કે જે ભવની અંદર આત્માએ શરીરના ગુલામ બનીને શરીરની તન્મયપણે સેવા ન કરી હોય આહાર-શરીર-ઈંદ્રિયો અને આત્માના સ્વરૂપને સમજ્યા પછી એવો કયો કમનસીબ આત્મા હોય કે આત્મસાધન કરવા કટિબદ્ધ ન થાય ત્યાગ અને ભોગનો ભેદ હૃદયપટ પર નિશ્ચિતપણે અંકિત થઈ જાય છે ત્યારે વિનાશી પદાર્થની સેવા છોડીને આત્મકલ્યાણના અમોઘ સાધનરૂપ દેવ, ગુરુ અને ધર્મની ઉપાસના કરવામા જીવ તત્પર બને છે આ તત્વત્રયીની ઉપાસના કરતા કરતા શરીરને સાવધાનીપૂર્વક કઈ રીતે છોડવુ ? છોડ્યા પછી શરીરની ગુલામી ન રહે તેવી રીતે છોડવાના શિક્ષણની શરૂ આત આયબીલની તપસ્યાથી થાય છે જેમ જેમ વધારે આયબીલો કરવાની ટેવ પડે છે, સરસ આહારને બદલે લુખ સુકા આહારનુ આસ્વાદન થાય છે, આ આસ્વાદનનો ત્યાગ કરીને રત્નત્રયીનુ વાસ્તવિક આસ્વાદન કરવાનુ મન થયા કરે છે ત્યારે આયબીલ કરનારને આયબીલ તપનુ વાસ્તવિક ફળ પ્રાપ્ત થાય છે

આયબીલ તપનુ આરાધન કરવામા ભરત ચક્રવતીની ભાગ્યશાળી ભગિની સતી સુંદરીએ ૬૦૦૦૦ વર્ષ સુધી જીવન સમર્પણ કર્યું શાસનના પ્રારંભમા નિર્ગ્રંથ નામની શરૂઆત પછી અનુક્રમે છઠ્ઠા ગુણનિષ્પન્ન તપા નામની પ્રાપ્તિ કરનાર કરાવનાર શ્રી જગચ્ચંદ્રસૂરીશ્વરજીએ યાવજ્જીવ આયબીલની તપસ્યા કરી અદ્વિતીય અનુકરણીય દૃષ્ટાંતરૂપ થઈને આ

પણ વર્તમાનકાલીન તપસ્વીઓના વીર્યોલ્લાસને વધારવામા તે બન્ને પ્રસગો અપૂર્વ સહાયતા કર્યા જ કરે છે

ચરમકેવલિ શ્રી જબૂસ્વામીજીએ શિવકુમારના ભવમા બાર વર્ષ સુધી આયબીલ કર્યા અને આ ભવમા અન્તિમ કેવળી થઇ સિદ્ધિપદને પામ્યા સતી સુદરી અને શ્રી જબુ સ્વામીજીના સબધમા તપકુલકના કર્તા જણાવે છે કે—

सुणिऊण तत्र सुदरिकुमरीए अबिलाणि अणवरय ।
सट्ठि वास सहस्सा, भण कस्स न कपए हियय ? ॥ १५ ॥
ज विहिअमबिलतव, बारम-वरिसाइ सिवकुमारेण ।
त दट्ठु जबुरूव, विम्हइओ कोणिओ राया ॥ १६ ॥

ભાવાર્થ—સાઠ હજાર વર્ષ સુધી નિરતર આયબીલની ઘોર તપસ્યા કરનારી સતી સુદરીના જીવનને સાભળીને કહો જોઈએ કોનુ હૃદય કપતુ નથી ? અર્થાત્ સાભળનારા સર્વેનુ હૃદય કપાયમાન થયા વિના રહેતુ નથી ૧૫

શિવકુમારના ભવમા બાર વર્ષ સુધી આયબીલ કરનાર જબૂસ્વામીજીના રૂપને સમવસરણમા દેખીને ) કોણિકરાજા ખૂબ આશ્ચર્ય પામી ગયો ૧૬

આ ઉપરથી આયબીલની તપસ્યા છે તે આ લોક તથા પરલોકની સપદાને પ્રાપ્ત કરાવવામા અદ્વિતીય સાધનરૂપ છે એટલા માટે આયબીલથી વૃદ્ધિ પામતા શ્રી વર્ધમાનતપ કરવાની ભાવના રાખીને આત્મકલ્યાણ કરવાનો પ્રયત્ન કરનારા પ્રત્યેક ભવ્યજીવોએ આયબીલની તપસ્યા કરવામા જેમ બને તેમ વિશેષ પ્રયત્ન કરવાની આવશ્યકતા છે

# શ્રી વર્દ્ધમાન તપોધર્મ.



નોંધ —'દાનાદિ ચાર પ્રકારના ધર્મનો સમન્વય' નામના પ્રકરણમાં ભાવધર્મની ઉત્પત્તિ ટકાવ, વૃદ્ધિ અને પરંપરાએ પ્રાપ્ત થતુ ફળ તપોધર્મના સેવનથી થાય છે તે સમજી ગયા સાથોસાથ દાનાદિ ચાર પ્રકારના ધર્મનું આપેક્ષિકપણું અને સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્રનું પારિણામિકપણાનુ પર્યાલોચન પૂર્ણ પ્રેમથી કરી ગયા તે સારુ 'અંતિમ સાધ્યસિદ્ધિના સાધનોનો સંબંધ' 'ધર્મ' અને 'સાધનરહિત સાધનતા' વિગેરે સંવર નિર્જરાનો સુમેળપૂર્વક 'તપો પ્રકરણ' શંકાસમાધાનપૂર્વક વિચારી ગયા આ વિચારણાના પર્યવસાનમા મહામંગળકારી તપોધર્મના આસેવનની જરૂરીયાત જણાય છે અને પ્રકરણ પણ તે જ નામથી શરૂ થાય છે આસેવનામા સાવધાન રહેવાની જરૂર તપોધર્મરૂપ કલ્પવૃક્ષના ફૂલ ફળ સંસાર–ઈમારતનુ મૂળ આહાર નિમકહરામ શરીર, ગુલામ આત્મા અને આહાર, શરીર ને આત્માનો અટપટો સંબંધ વિગેરે ભાવભર્યા પ્રકરણો અનુક્રમે આવે છે આયંબીલના અભિનવ–યશસ્વી–પ્રભાવનુ શિક્ષણ આપનાર પ્રકરણ વાંચીને આયંબીલ સાથે સંબંધ રાખનાર 'શ્રી વર્દ્ધમાન તપોધર્મ' સંબંધી વિવરણનો હવે પ્રારંભ કરાય છે

—લેખક.

## આયંબીલ અને શ્રી વર્ધમાન તપોધર્મનો અભેદભાવ

આસન્નોપકારી ચરમ તીર્થંકર શ્રી મહાવીર પ્રભુનું ત્રિકાલાબાધિત અવિચ્છિન્ન પ્રભાવમય શાસન જગતમાં જયવંત વર્તે છે

આ શાસનમા આયબીલથી વૃદ્ધિ પામતો 'શ્રી વર્ધમાન તપ' શ્રી જિનેશ્વરદેવે પ્રરૂપેલા વિવિધ પ્રકારના તપોમા અગ્રસ્થાને ગણાય છે, એ વાત દૃષ્ટાંતથી પણ સિદ્ધ થાય છે

સકલસકટચૂરક, સકલમનીહિતપૂરક આ શ્રી વર્ધમાન તપનુ સેવન કરીને એ તપના પ્રભાવથી જગદ્વિખ્યાત પાંચ પાડવોએ યૌવનાવસ્થા પામીને અડગ પ્રતિજ્ઞાપાલન કરી અતુલ બળ અને ઓજસ્વિતા પ્રાપ્ત કરી હતી

આ તપની બાબતમા તપાગચ્છીય સુપ્રસિદ્ધ કવીશ્વર પન્યાસ શ્રી પદ્મવિજયજીના સુવિનેય કવિવર શ્રી રૂપવિજયજી મણી સ્વરચિત વીસસ્થાનકની પૂજામા શ્રી તપપદની પૂજામા જણાવે છે કે—

'[1]વર્ધમાનતપ પૂરવભવ કરી પાડવ જયકમલા વરીએજી'

તેવી જ રીતે શ્રી વર્ધમાનતપના અગભૂત આચામ્લ (આયબીલ) તપ ઉપરાઉપરી કરીને સતી સુદરીએ અને સતી દ્રૌપદીએ ઇચ્છિત કાર્યની સિદ્ધિ કરી હતી તે બન્નેના પ્રસગો સક્ષેપથી અનુક્રમે આ પ્રમાણે છે —

આ અવસર્પિણીના આદ્ય તીર્થંકર ભગવાન શ્રી ઋષભદેવે દીક્ષા લીધા પછી પ્રભુની પ્રેમાળ પુત્રી સુદરીના રૂપ-લાવણ્ય તથા કળા-કૌશલ્ય દેખીને તેને સ્ત્રીરત્ન બનાવવાની ઇચ્છા ભરત મહારાજાને થઈ છ ખડની સાધના કરવા માટે ભરત મહારાજા જ્યારે અયોધ્યામાથી પ્રયાણ કરવા લાગ્યા ત્યારે સસારથી ઉદ્વિગ્ન થઇ વૈરાગ્યને પામેલી સુદરીએ દીક્ષાની રજા માગી, પરતુ તેને સ્ત્રીરત્ન કરવાની ભાવનાવાળા ભરત

૧ ૫ શ્રી રૂપવિજયકૃત વીશસ્થાનકપદપૂજા, તપપદ પૂજા, ગાથા ૪

મહારાજાએ રજા ન આપી તેથી ખિન્ન થએલી સુંદરીએ પોતાના કાર્યની સિદ્ધિ માટે આયબીલ તપની શરૂઆત કરી ને કાયાની કાન્તિ તજી દીધી જ્યારે સુંદરીના ૬૦૦૦૦ વર્ષના આયબીલ લગાતા પૂરા થયા ત્યારે એ ઉગ્ર તપસ્યાથી તેના શરીરની સાત ધાતુઓ સાથે શરીર સુકાઇ જવાથી તેના રૂપ અને લાવણ્ય પણ નામશેષ થઇ ગયા તે અવસરે છ ખંડ સાધીને ભરત મહારાજા પણ અયોધ્યામાં આવી પહોંચ્યા અને સુંદરીના શરીરને જોઇને તેના મનોભાવ જાણીને તેને દીક્ષા લેવાની અનુમતિ આપી અર્થાત્ સંસારસમુદ્રથી તારનારી નૌકાસમાન દીક્ષાની પ્રાપ્તિ માટે આયબીલની ઉગ્ર તપસ્યા કરીને ઇષ્ટ સિદ્ધિ મેળવી અનુક્રમે ઘનઘાતી કર્મનો વિનાશ કરી, કેવળજ્ઞાન પામીને છેવટ મોક્ષસુખને પ્રાપ્ત કર્યું વધુ જિજ્ઞાસુઓએ ચરિત્ર ગ્રંથ વિચારવો જરૂરી છે

મિથ્યાદૃષ્ટિ નારદમુનિનું સમ્યક્ત્વધારી સતી દ્રૌપદીએ જૈન મુનિના જેવું સન્માન નહિ કર્યું તેથી તેને દુઃખમાં પાડવા માટે પદ્મોત્તર નામના વિષયલંપટી રાજા આગળ નારદમુનિએ દ્રૌપદીના રૂપ-લાવણ્યના ખૂબ વખાણ કરીને તેનું હરણ કરી લાવવાને માટે લલચાવ્યો પરિણામે પદ્મોત્તર રાજા સતી દ્રૌપદીને ઉપાડીને પોતાની રાજધાની અમરકંકા નગરીમાં લઇ આવ્યો. તે અવસરે એક તરફ દ્રૌપદીની શુદ્ધિ મેળવવા માટે પાંચ પાંડવોએ મહેનત કરવા માંડી અને બીજી તરફ પોતે અત્યંત સંકટમાં આવી પડેલી છે એમ જાણીને સતી દ્રૌપદીએ "જ્યાં સુધી મારી મદદમાં કોઇ આવે નહિ ત્યાં સુધી લાગ લાગટ છઠ્ઠની તપસ્યા અને પારણે આયબીલ કરવાનો અભિગ્રહ લીધો " અને પદ્મોત્તર રાજાએ વિષયભોગની માગણી

ફરી ત્યારે દ્રૌપદીએ છ માસ પૌળી જવાનુ જણાવ્યુ ત્યાર પછી દ્રૌપદીની તપસ્યાને છ મહિના થવા આવ્યા તે અરસામા સતી દ્રૌપદીની શોધમા નિકળેલા પાડવોની સાથે શ્રી કૃષ્ણ અમરકકામાં આવી પહોચ્યા અને પદ્મોત્તર રાજા સાથે લડાઇ કરીને તેને હરાવ્યો સતી દ્રૌપદીને લઇને શ્રી કૃષ્ણ તથા પાડવો પોતપોતાના નગરે પહોચ્યા એ રીતે આ આયબીલતપના પ્રભાવથી સતી દ્રૌપદીએ પોતાની ઇષ્ટસિદ્ધિ મેળવી

શાસનનાયક પચમ ગણધર શ્રી સુધર્મસ્વામીજીના પટ્ટપ્રભાવક શિષ્ય ચરમકેવળી શ્રી જબૂસ્વામીજીના પૂર્વભવ ી વિચારણા કરતા, શ્રી ચદ્રકેવળીના રાસને અને જીવનચરિત્રને નજરે નિહાળતા, વર્તમાનકાલીન શ્રીશખેશ્વર પાર્શ્વનાથ તીર્થના અધિષ્ઠાયક તરીકે પ્રસિદ્ધિને પામેલા શ્રીવર્ધમાનસૂરિજીની જીવનચર્યા તપાસતા અને ભગવાન્ શ્રીમહાવીર દેવના ગાઢ અનુરાગી પરમભક્ત શ્રી શ્રેણિક મહારાજાની મહાકૃષ્ણા નામની રાણીએ દીક્ષા લીધા બાદ સાધ્વીપણામા કરેલી તપસ્યાને શ્રવણ કરતા, આયબીલથી વૃદ્ધિ પામતા શ્રી વર્ધમાનતપે તેઓના જીવનને નવપલ્લવિત બનાવવામા અગ્રેસરપણે ભાગ ભજવ્યો છે એ વલોણા ી અદરના માખણ ી જેમ તરી આવે છે આનાપકો આરાધના કરીને આનન્દપદ પ્રાપ્તિની સન્મુખ જઇ શકે એવી બહુવત્તર જોગવાઇ આ આયબીલથી શરૂ થના શ્રી વર્ધમાનતપમાં સમાવવામા આવેલી છે આથી એ વાત સિદ્ધ જ છે કે આયબીલની આરાધનાપૂર્વક શ્રીવર્દ્ધમાન તપનુ સેવન થઇ શકે છે

## ઉગનાનુ સામ્રાજ્ય

તપોધર્મના આરાધકે શ્રી વર્ધમાનતપની આરાધનાને

જેવો જોઇએ તેવો ભજી શકતો નથી તથા તપસ્વીઓ અને તપોધમની અનુમોદના કરનારાઓમાંથી કેટલાક જીવો તપો ધર્મના અંતિમ રહસ્યને વેર-વિખેર કરવાના સાધન-સામગ્રી ઓમાં સોંસરા ઉતરી જાય છે, એ બીના ભૂલવા જેવી નથી

શરીર અને આત્માને નિરાળા રાખવામા, ત્યાગમા રહેલા સુખનો નિરધાર કરવામા, લૂખા, સુકા આહારદ્વારા શરીરને પોષણ આપીને તેની પાસે યોગ્ય કામ લેવામા, શરીર અને આત્માના ભેદજ્ઞાનમા પાવરધા બનીને વસ્તુનો નિર્ણય કરવામા અને અનાદિ કાળથી નાશવત પદાર્થોના માલિક નહિ પણ ગુલામ થઇ રહ્યા છીએ એવી સમજણ આપવામા આયબીલ અને આયબીલથી વૃદ્ધિ પામતો આ વર્ધમાન તપ અમોઘ ફળદાયી છે

એક જ જિંદગીમા બીજ, પાચમ, આઠમ, એકાદશી અને ચૌદશની આરાધનાની તપસ્યાઓ પૂરી થઇ શકે છે ઉપ જણાવેલી તપસ્યાઓ બે વર્ષે, પાચ વર્ષે, આઠ વર્ષે, અગી યાર વર્ષે અને ચૌદ વર્ષે પૂરી થવા છતા તપોધર્મનો સસ્કાર આત્મામા પડવો જોઇએ તે પડી શકતો નથી આ વાસ્તવિક કારણ રસના રસનાના પોષણની જોગવાઇમા મસ બનેલા તપસ્વીઓ પણ તપનો મર્મ સમજી શકતા નથી એ કહેવુ અસ્થાને નથી પાચમ કે ચૌદશની આરાધના કરનાર પૂછવામા આવે તો જવાબ એવો મળે છે કે-ભાઇ! આવ કાલે પાચમનો ઉપવાસ કરવાનો છે તેનુ આજે અત્તરવાય છે, અથવા કહેશે કે આજે ચૌદશનો ઉપવાસ કર્યો છે તે પારણું કાલે થશે. એ પ્રમાણે તપસ્યા કરનારની દૃષ્ટિ જેટ અત્તરવાયણા અને પારણા તરફ રહે છે તેટલી તો દૂર ર પરતુ તેનાથી કોડમે હિસ્સે પણ તપોધર્મદ્વારા કેટ

નિર્જરા કરી ? સવરમા રહેવાથી આશ્રવ ઘટવો જોઈએ તેને બદલે વધ્યો કેમ ? સવરમા રહેવા છતા નિર્જરા કેમ થઈ નહીં ? એવા પ્રશ્નો ઉઠતા જ નથી કદાચ ઉઠે તો સમાધાન પૂર્વક સવરના સહેલા સરલ રસ્તે સદ્દર્શનમા આગળ વધીને નિર્જરા કરી શકતો નથી

એટલા માટે પારણાને દિવસે અણાહારીપદના આસ્વાદન તરીકે ઉપવાસ કરાતો હોય, અસ્તરવાયણાને દિવસે લૂખા-સુકા-નિરસ આહારનો અનુભવ કરાતો હોય, આહારદ્વારાએ શરીરને ટકાવ પૂરતુ જ પોષણ મળવાથી ઇદ્રિયો ઉન્મત્ત થવાને બદલે આધીન થઈને, રાત-દિવસ મહેનત કરી પુણ્યના ભડાર ભરાવીને તથા અપૂર્વ નિર્જરા કરાવીને આત્માને ઉન્નતદશાએ જો કોઈ પણ તપ પહોચાડતુ હોય તો તે આ શ્રી વર્ધમાન તપ જ છે

આ શ્રી વર્દ્ધમાન તપની આરાધના વ્યવહાર દૃષ્ટિએ ગણત્રીના હિસાબે એક આયબીલ ને પારણે એક ઉપવાસે પહેલી ઓળી, બે આયબીલ ને એક ઉપવાસે બીજી ઓળી અને ત્રણ આયબીલ ને એક ઉપવાસે ત્રીજી ઓળીના ક્રમથી એક એક આયબીલ વધારતા જતા એક સો ઓળી કરવાથી સપૂર્ણ થયેલી ગણી શકાય છે આ તપમા આયબીલો ૫૦૫૦ અને પારણાના ૧૦૦ ઉપવાસ થવા જોઈએ આ આખો તપ લાગલાગટ કરવામા આવે તો ૧૪ વર્ષ ઉપરાત ટાઈમ લાગે છે, પરન્તુ નિશ્ચય દૃષ્ટિયે તો આ તપની આરાધનાની મુદત અનતચતુષ્કની પ્રાપ્તિ સુધીની ગણાય છે આવી ઉત્કટ આરાધના કરવા છતા હજી સુધી મારા ઘનઘાતી કર્મ તૂટતા નથી માટે વધુ વીર્યો

લ્લાસપૂર્વક આગળ વધુ એવી બળવત્તર ભાવના થવી જ જોઈએ અને તપોધર્મના સેવનમા વધવાની જરૂર છે

વધતા જતા વ્યાધિઓનો તાત્કાલિક વિનાશ, ઉભરાતા રોગોની પરપરાના પ્રાદુર્ભાવનો આત્યતિક વિનાશ, માનસિક પીડાઓનો પરાભવ, આવી પડેલા તથા આવનારા વિઘ્નોના વાદળોની વિસ્તારવાળી ઘટાઓને વેર-વિખેર કરીને પરાધીનતાના પિજરામા પૂરાયેલા આત્માને પિજરામાથી મુક્ત કરીને અનતચતુષ્કરૂપ આત્મધન અપાવવાની અદ્વિતીય કુનેહભરી નીતિ-રીતિ આ વર્દ્ધમાન તપે સપાદન કરી છે તે બાબતમા શકાને સ્થાન જ નથી

જૈનાગમોમા અને જૈનશાસ્ત્રોમા જણાવેલા વિવિધ પ્રકારના તપોમા આયબીલથી વૃદ્ધિ પામતો આ શ્રી વર્ધમાનતપ ઉત્કૃષ્ટ સ્થાને છે કલ્યાણની પરપરાને વૃદ્ધિ પમાડવામા આ શ્રી વર્ધમાનતપે પોતાનું નામ સાર્થક કરી બતાવ્યુ છે, એ નિ શક નગ્ન સત્ય છે

દૃષ્ટાત આપ્યા વગર કોઈ પણ દાર્ષ્ટાંતિક પદાર્થની સફલીભૂત યોજના અને રહસ્ય વાચકોના હૃદયમા સ્થાન પામી શકતા નથી, એટલા માટે શ્રીવર્ધમાનતપનુ અખડ સેવન કરનાર શ્રીચદ્રકેવળીના ચરિત્રનુ વાચન અને મનન કરવુ આવશ્યક કહી શકાય છે

### શ્રી વર્ધમાન તપના પરમ આદર્શભૂત શ્રીચદ્ર કેવળી ભગવાનનુ બોધદાયક સક્ષિપ્ત જીવનવૃત્તાત પવિત્ર કથાનકનો પ્રારભ

આરાધકોને આરાધ્યકક્ષામા પ્રવેશ કરતા પહેલા જે આરા

ધકે આરાધના કરીને સંપૂર્ણ ફળની પ્રાપ્તિ કરી હોય તેનું દૃષ્ટાંત લક્ષ્યમાં રાખવું આ તપની આરાધનાથી જેનું નામ આઠ મો ચોવીસી સુધી અમર રહેવાનું છે તે શ્રીચંદ્રકુમારનું કથાનક વાચકોની ભાવવૃદ્ધિ અને વીર્યોલ્લાસને વધારવા માટે અહીં સંક્ષેપથી આપવામાં આવે છે

વિજયને સૂચવનારા વાજિંત્રોના નાદથી મણિભૂષણ નામનું વન ગાજી રહ્યું છે વનેચરના મુખથી સૂરીશ્વરનું આગમન સાંભળીને શ્રીચંદ્રકુમાર પોતાના મણિચૂડ અને રત્નચૂડ નામના વિદ્યાધરમિત્રોની સાથે અનેક વિદ્યાધરોના પરિવાર સહિત આવી રહ્યો છે તે અવસરમાં શ્રી ધર્મઘોષસૂરીશ્વરજી પોતાના વિશાળ સાધુ-પરિવાર સાથે પધારે છે

સૂરીશ્વરજીના આગમનના સમાચાર સાંભળીને શ્રીચંદ્રકુમારને દેશનાશ્રવણની અભિલાષા જાગે છે તેઓશ્રીની સમીપે જઇ વંદન કર્યા પછી અંજલિ જોડીને ઉચિત સ્થાને દેશના સાંભળવાને માટે બેસે છે

અવસર ઉચિત દેશના આપવાની શરૂઆતમાં સૂરીશ્વરજીની નજર પુણ્યરાશિરૂપ શ્રીચંદ્રકુમાર ઉપર પડી ત્યારપછી સભાને ઉદ્દેશીને સૂરીશ્વરજીએ પુષ્કરાવર્તના મેઘસમાન દેશના આપી–

शिखरिणीच्छन्द ।

न नीचैर्जन्म स्यात् प्रभवति न रोगव्यतिकरो,
न चाऽप्यज्ञानत्वं विलसति न दारिद्र्यलसितम् ।
पराभूतिर्न स्यात् किमपि न दुराप किल यत–
स्तदेवेष्टप्राप्तौ कुरुत निजशक्त्याऽपि सुतप ॥ १ ॥

શબ્દાર્થ-હે ભવ્ય પ્રાણિઓ! તમે તમારી શક્તિ પ્રમાણે ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિને માટે એવું સુંદર તપ કરો કે જે તપના પ્રભાવથી નીચ કુળમા જન્મ થતો નથી, રોગો ઉત્પન્ન થતા નથી, અજ્ઞાન રહેતુ નથી, દરિદ્રતા આવતી નથી, કોઇનાથી પરાભવ થતો નથી અને કોઇપણ વસ્તુ દુર્લભ હોઇ શકતી નથી

આ શ્લોકના વ્યાખ્યાનમા સૂરીશ્વરજીએ જણાવ્યુ કે-તપનો પ્રભાવ એટલો બધો શક્તિશાળી છે કે—

यद्दूर यद्दुराराध्य, यच्च दूर व्यवस्थितम् ।
तत्सर्व तपसा साध्य, तपो हि दुरतिक्रमम् ॥ १ ॥
तप. सकललक्ष्मीणां, नियन्त्रणमशृङ्खलम् ।
दुरितभूतप्रेताना, रक्षामन्त्रो निरक्षर' ॥ २ ॥

ભાવાર્થ—જે વસ્તુ દૂર છે, જે અત્યત દુ ખે કરીને આરાધી શકાય છે અને જે આપણાથી અત્યત દૂર જ રહેલુ હોય છે અર્થાત્ મેળવી શકાય એવુ નથી હોતુ તે બધુ દુર્લભ, સુદુર્લભ અને અતિદુર્લભ હોવા છતા પણ તપસ્યા-વડે તે બધુ મેળવી શકાય છે અર્થાત્ કોઇપણ વસ્તુને પ્રાપ્ત કરવામા શ્રેષ્ઠમા શ્રેષ્ઠ સાધન તરીકે તપને સ્વીકારવામા આવ્યુ ૧

બાહ્ય લક્ષ્મીને તથા અભ્યતર લક્ષ્મીને કોઇ પણ જાતના બધન વગર પણ વશ રાખી શકે એવુ જો કોઇ હોય તો તે તપ જ છે અને દુ ખ-દરિદ્રતા-દૌર્ભાગ્ય-આધિ-વ્યાધિ અને ઉપાધિરૂપ દુરિત-ભૂત અને પ્રેતોથી બચાવનાર પણ જો કોઇ હોય તો તે પણ આ તપ જ અક્ષર વગરના મત્ર સમાન છે ૨

આ રીતે સર્વજ્ઞકથિત ધર્મશાસ્ત્રોદ્વારા તપનો પરોક્ષ પ્રભાવ તમને જણાવવામા આવ્યો છે, પરંતુ પ્રત્યક્ષ પ્રભાવ જોવો હોય તો તે પણ દેખાડી શકાય એમ છે આવા પ્રકારની ગુરુમહારાજની વાણી સાભળીને શ્રોતાઓ ચમત્કાર પામ્યા, અને પ્રત્યક્ષ પ્રભાવને જોવાની તેમની ઇચ્છા જાણીને સૂરીશ્વરજીએ જણાવ્યુ કે–આ તમારી શ્રોતાઓની સભામા જ બેઠેલા બુદ્ધિના આઠ ગુણોના નિધાન સરખા જે શ્રીચંદ્રકુમાર છે, તેમનો પ્રભાવ આ પૃથ્વીતળમા પ્રસરી રહેલો તમે જુઓ છો તે આ તપનો જ પ્રત્યક્ષ પ્રભાવ છે, બીજુ કાઇ નથી

એ શ્રીચંદ્રકુમારનુ ચરિત્ર સાભળીને જગતના મહાપુરુષો પણ આશ્ચર્ય પામ્યા છે, પામે છે અને પામશે જેણે પૂર્વ ભવમા કરેલી તપસ્યાથી વર્તમાનકાલીન જગતને આશ્ચર્યાબ્ધિમા નિમજ્જન કરાવ્યુ છે, જે મહાપુરુષે તપસ્યાથી પ્રાપ્ત કરેલા આત્મબળવડે દેવતાઓને પણ દુર્લભ એવી સંપત્તિ મેળવીને અનેક શુભ કાર્યો નિર્વિઘ્નતાથી સાધ્યા છે જે કાર્યમા ભયંકર મરણાંત કષ્ટ પ્રાપ્ત થવાનો સંભવ હોય તેવા દુર્ઘટ કાર્યને પણ ક્ષણવારમા સિદ્ધ કરનાર એવા એ શ્રીચંદ્રકુમારનુ ચરિત્ર પણ લોકોત્તર છે તે બધાનુ મૂળ કારણ જો કોઇ હોય તો તે તેણે કરેલી તપસ્યા જ છે

તપસ્યાથી પ્રાપ્ત થયેલા પ્રબળ પુણ્યના ઉદયથી જ પ્રતાપ સિંહ જેવા પ્રતાપી પિતાને, શીલ–સૌભાગ્યાદિ ગુણોની મૂર્તિસમાન સૂર્યવતી જેવી માતાને, બીજના ચંદ્રની જેમ વૃદ્ધિ પામતી કળાના ભંડારરૂપી ચંદ્રકળા જેવી અનેક વધૂઓને અને અનેકવિધ ગુણના ભંડાર સરખા ગુણચંદ્ર જેવા મિત્રને મેળવવા એ ભાગ્યશાળી થયો છે આ બધુ સાભળનારાઓમ

શ્રીચદ્રકુમાર પણ હતો તે પોતાને ઉદ્દેશીને ગુરુમહારાજે કરેલા કથનને સાભળી આશ્ચર્ય પામ્યો અને તેણે વિનમ્રભાવે ગુરુમહારાજને પૂછ્યુ કે–હે પૂજ્ય ગુરુદેવ! પૂર્વે મે એવુ કયુ મહાન્ તપ કર્યું તે કૃપા કરીને આપ જણાવો. તે સાભળીને ગુરુમહારાજે તુરત જ નીચેની ગાથા ગભીર સ્વરે જણાવી

**શ્રીચદ્રકુમારના છેલ્લા ત્રણ ભવોની સક્ષિપ્ત સકલના**

एरवयखित्तमि चदणभवमि णुद्दियतवस्स महप्पा ।
अच्चुयइदो जाओ तह रायाहिरायसिरिचदो ॥ १ ॥

ભાવાર્થ—હે શ્રી ચદ્રકુમાર! આ ભવથી પૂર્વે ત્રીજા ભવમા ઐરવત ક્ષેત્રમા તુ મનુષ્યપણાને પામ્યો હતો. તે ભવમા સમ્યકત્વ પામીને તે આયબીલ વર્ધમાન તપનુ આરાધન કર્યું હતુ તે તપના પ્રભાવથી ત્યાથી મૃત્યુ પામીને તુ અચ્યુતેદ્ર થયો ત્યા દેવલોકના સુખ ભોગવીને આ ભવમા તુ શ્રીચદ્ર નામનો રાજાધિરાજ થયો છે

ઉપર પ્રમાણે પોતાના ત્રણ ભવને સક્ષેપથી સાભળીને વિસ્તારથી સાભળવાની જિજ્ઞાસા થવાથી શ્રીચદ્રકુમારે ગુરુ મહારાજને જણાવ્યુ કે–હે કૃપાનાથ! મારા ઉપર કૃપા કરીને મારા ત્રણે ભવોનુ વૃત્તાત વિસ્તારથી સભળાવીને મને અનુગૃહીત કરો.

ગુરુમહારાજે પણ શ્રીચદ્રને તથા બીજા શ્રોતાઓને સભળાવવાથી ઉપકાર થશે એમ જાણીને શ્રીચદ્રકુમારની વિનતિ સ્વીકારી અને તેના ત્રણે ભવોના મુખ્ય મુખ્ય પ્રસગો નીચે પ્રમાણે જણાવ્યા

## પ્રથમ ચદનનો ભવ.

આ જબૂદ્વીપના વિદેહ નામના ક્ષેત્રમા બૃહણી નામની એક નગરી છે તે નગરીમા જયદેવ નામનો રાજા હતો તેને જયાદેવી નામની રાણી હતી સસારની લીલાનો અનુભવ કરતા તે રાજારાણીને એક પુત્રની પ્રાપ્તિ થઇ તેનુ નરદેવ એવુ ગુણનિષ્પન્ન નામ પાડવામા આવ્યુ તે રાજાનો વર્ધન નામે મુખ્ય મત્રી હતો તેની સ્ત્રીનુ નામ વલ્લભાદેવી હતુ સસારની લીલાના અનુભવથી મત્રીને ઘેર ચદન નામના પુત્રરત્નની પ્રાપ્તિ થઇ રાજપુત્ર અને મત્રીપુત્ર સમવયસ્ક હોવાથી અનુક્રમે તે બન્નેને પરસ્પર ગાઢ મૈત્રી થઇ બાલ્યા વસ્થામા સાથે જ રમતગમત કરનારા તે બન્નેને એક જ શાળામા ભણવા મૂકયા ત્યા ભણવા ગણવામા અને કળા કૌશલ્ય શિખવામા પણ બન્નેએ સાથે જ રહીને પુરુષની ૭૨ કળાઓમા પ્રવીણતા મેળવી અને અનુક્રમે ભરયૌવન અવસ્થાને પ્રાપ્ત થયા

આ અવસરે ક્ષિતિપ્રતિષ્ઠિત નામના નગરમા પ્રજાપાળ રાજાને દેવી નામની પટ્ટરાણી હતી અને તે રાણીને અશોકશ્રી નામની પુત્રી હતી યુવાવસ્થાને પામેલી પોતાની પુત્રીને માટે પ્રજાપાળ રાજાએ સ્વયવર મડપની રચના કરી ત્યા રાજપુત્ર નરદેવની સાથે મત્રિપુત્ર ચદનનુ આગમન થયુ અનેક રાજ કુમારોની વિદ્યમાનતા છતા મત્રીપુત્ર ચદનના કઠમા અશોકશ્રીએ વરમાળાનુ આરોપણ કર્યુ રાજપુત્ર નરદેવને ઘણો આનદ થયો તે જોઇને નરદેવની ઉપર પ્રજાપાળ રાજાને ઘણો સ્નેહ ઉત્પન્ન થવાથી પોતાની શ્રીકાતા નામની ભાણેજીનુ નરદેવને વાગ્દાન આપીને પોતાની પુત્રી પરણાવી પુત્રી અને ભાણેજીના

લગ્નમહોત્સવો એક સાથે જ ઉજવવામાં આવ્યા ત્યારપછી તે બન્ને મિત્રો-નન્દદેવ અને ચંદન પોતપોતાની સ્ત્રિયો સહિત પોતાના નગરમાં આવ્યા અને નવવધૂની સાથે શંગારસુખના સંપાદકો થયા

## શ્રી ચંદનનો પુણ્યપ્રભાવ

ચંદનને પરણ્યા પછી છ માસમાં જ દ્રવ્યનું ઉપાર્જન કરવા માટે પરદેશ જવાનો વિચાર થયો, કારણ કે કોઈની સેવા-ચાકરી કરીને ધનોપાર્જન કરવાનું તેને ગમતું ન હતું પોતાના પુણ્યોદયની કસોટી કરવા માટે પાંચ વહાણ લઈને સમુદ્રમાર્ગે તેણે પરદેશગમનનું શ્રીગણેશ કર્યું અનુક્રમે કેટલેક દિવસે રત્નદ્વીપમાં જઈને અનેક પ્રકારના વ્યાપારો કરી પોતાની કુશળતા અને પુણ્યના પ્રભાવથી અનર્ગલ લક્ષ્મી મેળવી ત્યાંથી કોણપપુર જવા માટે સમુદ્રમાર્ગે જ પ્રયાણ કર્યું દૈવયોગે દરિયામાં તોફાન થવાથી જે વહાણમાં ચંદન મુસાફરી કરતો હતો તે ભાંગીને ડૂબી ગયું કર્મવશાત્ ચંદનના હાથમાં એક પાટિયું આવી જવાથી તે સમુદ્રમાં તણાવા લાગ્યો બીજા ચાર વહાણો પણ તોફાની દરીયામાં ડૂબી ગયા આયુષ્યના બળથી ભયંકર વિપત્તિમાં સપડાયેલો ચંદન આખરે બાર વર્ષે દરિયામાંથી કોણપપુરને કાંઠે નીકળ્યો ચંદનની સાથેના બીજા એક માણસના હાથમાં પણ પાટિયું આવી જવાથી તે દૈવયોગે જલદી સમુદ્રને કાંઠે જઈ પહોંચ્યો હતો તેણે બૃહણી નગરમાં જઈને ચંદનના પિતાશ્રીને સમુદ્રના તોફાનની બધી હકીકત કહી સંભળાવી તે સાંભળીને શોકાતુર થયેલા વર્ધનમંત્રીએ પોતાના પુત્રની શોધખોળ માટે દરિયામાં વહાણો મુકાવ્યાં સાત વર્ષ સુધી ઘણી તપાસ કરવા

છતા ચદનના કાઇ પણ સમાચાર નહિ મળવાથી તેનુ મરણ થયેલુ સમજીને સગાવહાલાઓએ ઘણો કલ્પાંત કર્યો અને બધાના આગ્રહથી અશોકશ્રીએ વિધવાનો વેપ ધારણ કર્યો, પરતુ તેનુ હૃદય તે વાતને કબૂલ કરતુ ન હોવાથી આવી પડેલા આ મહાસકટને દૂર કરવા માટે વિશેષ પ્રકારે તપ-જપ કરવા માડ્યા પરિણામે વિઘ્નના વાદળો વિખરાઈ જવાથી કૌણપપુરને કાઠે નિકળેલો ચદન ફરતો ફરતો પોતાને ઘેર આવી પહોચ્યો ચદનને જોઇને લોકો આશ્ચર્યચકિત થઇને બોલવા લાગ્યા કે-ખરેખર ધર્મપરાયણ અશોકશ્રીના ધર્મના પ્રતાપે જ ચદન જીવતો રહી શકયો ચદનનુ આખુ કુટુબ રાજીરાજી થઇ ગયુ અને એ રીતે અશોકશ્રી પાછી સધવા પણાને પામી ત્યારપછી કેટલોક કાળ વીત્યા બાદ નરદેવ રાજા થયો અને ચદન મહાઅમાત્ય તથા નગરશેઠ થયો

## ચદનના ભવને વિષે શ્રવણ કરેલી વીતરાગ દેશના

આ અવસરમા આચાર્ય મહારાજ શ્રી જ્ઞાનસૂરીશ્વરજીનુ ત્યા આગમન થયુ સકુટુબ, મત્રી, સામત અને સરદારને સાથે લઇને રાજા સૂરીશ્વરજીના વદનાર્થે તથા દેશનાશ્રવણાર્થે ગયો દેશનાને સાભળવા માટે પ્રજામાથી પણ ઘણો જનસમૂહ હાજર થયો તે અવસરે સૂરીશ્વરજીએ નીચેના ભાવને સ્પર્શતી દેશના આપી

છાશમાથી માખણ, કાદવમાથી કમળ, સમુદ્રમાથી અમૃત અને વાસમાથી મુક્તાફળ જેમ સારરૂપ છે તેમ મનુષ્યભવમા ધર્મ સારરૂપ છે એ જ પ્રમાણે આ સસારમા મનુષ્યપણુ સાર છે મનુષ્યપણામા કુલીનતા સાર છે કુલીનતામા ધર્મિપણુ

સાર છે અને ધર્મિપણામા દયાળુપણુ સાર છે, માટે આ સસારમા ધર્મનુ સેવન કરવુ એ જ સારભૂત છે ધર્મસાધન સિવાયનુ બધુ જ અસારભૂત છે સુખની અને દુ ખની પ્રાપ્તિ કર્મને આધીન છે, બીજા તો નિમિત્ત માત્ર છે

ઉપર પ્રમાણેની દેશના સાભળીને નરદેવે શ્રી જ્ઞાનસૂરિજીને પૂછ્યુ કે-આ મારા મિત્ર ચદનને અશોકશ્રીનો વિયોગ અને પાછો સયોગ કયા કર્મના ઉદયે થયો તે કૃપા કરીને આપશ્રી જણાવો ગુરુદેવે જણાવ્યુ કે-આજથી ત્રીજે ભવે એ ચદન સુલસ નામે શેઠ હતો તે ભવમા આ અશોકશ્રી તેની ભદ્રા નામે સ્ત્રી હતી ઉપભોગાતરાય નામના કર્મના ઉદયે સુલસને ભદ્રાની સાથે ચોવીશ વર્ષ સુધી વિયોગ રહ્યો. તે અવસરમા કોઇ પુરુષ કૂવામા પડીને ડૂબવા લાગ્યો હતો તેને આ દયાળુ સુલસ શેઠે દોરડુ કુવામા નાખીને તે દ્વારા બહાર કાઢ્યો હતો તે સત્કર્મથી સુલસે ઘણુ પુણ્ય ઉપાર્જન કર્યું ભદ્રાનો મેળાપ થયો તે પછી શેઠ-શેઠાણીએ પુણ્યાનુબધી પુણ્યનો સચય કર્યો છેવટે કાળ કરીને તે બન્ને જણા દેવ લોકે ગયા ત્યાથી ચ્યવીને સુલસનો જીવ હતો તે ચદનરૂપે અને ભદ્રાનો જીવ હતો તે અશોકશ્રીરૂપે થયો પોતે રાજપુત્રી હોવા છતા અશોકશ્રી પૂર્વના સ્નેહસબધને લઇને રાજપુત્રોનો ત્યાગ કરીને મત્રિપુત્ર ચદનને વરી ઉપભોગાતરાય કર્મનો કેટલોક અશ ભોગવવાનો બાકી હતો તેથી લગભગ વીશ વર્ષનો ચદન અને અશોકશ્રીને વિયોગ થયો જે પુરુષને સુલસે કુવામાથી બહાર કાઢ્યો હતો તેનો જ જીવ કાળાતરે આ ભવમા નરદેવરૂપે તુ થયો અને પૂર્વના સબધને લઇ હે નરદેવ! ચદનની સાથે તમારે ગાઢ મિત્રતા થઇ

## શ્રી વર્ધમાનતપોધર્મનુ આરાધન

પોતાના પૂર્વભવને સાભળીને ચદનને આર્હતધર્મની આરાધના પ્રત્યે વિશેષ રુચિ થઇ અને બોધિબીજનો અપૂર્વ લાભ થયો વિનમ્રભાવે અજલિ જોડીને ચદન બોલ્યો કે–હે કૃપા સિધો ! કઠિન કર્મોથી મારો છૂટકારો થાય તેવો સરમ ઉપાય આપશ્રી બતાવો ત્યારે સૂરીશ્વરજીએ ગભીરસ્વરે જણાવ્યુ કે–હે મહાપુરુષ ! કઠિનમા કઠિન કર્મને ભેદવામા કેસરીસિહ સમાન, કર્મકાદવને પ્રક્ષાલન કરવામા પવિત્ર પાણી સમાન, કર્મવૃક્ષને મૂલમાથી ઉન્મૂલન કરવામા ગજરાજ સમાન શ્રી આચામ્લ ( આયબીલ ) શ્રી વર્ધમાનતપ છે તે મહાપ્રભાવક શ્રી તપોધર્મનુ આચરણ કરો તે સાભળીને ચદને પોતાની સ્ત્રી ભદ્રા સાથે તે મહાતપોધર્મની આરાધના શરૂ કરી પાડોસમા રહેનારી ભદ્રાની સોળ બ્હેનપણીઓએ પણ તે તપની આરાધના કરવા માડી ચદનશેઠના હરિ નામના સેવક તથા એક ધાવમાતાએ પણ તે તપની આરાધના શરૂ કરી નરદેવ રાજકુમારે તપની તથા આરાધકોની ખૂબ અનુમોદના કરી બધા તપસ્વીઓએ આ ઉગ્રતપની નિષ્કામપણે, નિર્મળબુદ્ધિએ અને નિયાણારહિત આરાધના કરી રસનો ત્યાગ કરી, રસનાને વશ કરી, હૃદયને સવેગરગથી ભરપૂર કરીને ઉત્તરોત્તર વૃદ્ધિ પામતા વીર્યોલ્લાસપૂર્વક આ ઓળી પૂરી કરી અનેક જીવોના વીર્યોલ્લાસ વધારવાના પરમકારણરૂપ આ મહાતપરૂપ મદિરના સુવર્ણ કળશ સમાન ઉદ્યાપન કર્યું ઉદ્યાપનમા તથા સાતે ક્ષેત્રમા અગણિત દ્રવ્યનો વ્યય કર્યો આ પ્રસગના નિમિત્તે ઘણા જીવોને તે તપોધર્મ પ્રત્યે રુચિવાળા બનાવ્યા મહાશ્રાવકને ઉચિત ગણાતા સાતે ક્ષેત્રમા

દ્રવ્ય વ્યય કરવા ઉપરાંત અનુકંપાદાન, અભયદાન અને ઉચિત દાનની રેલમછેલથી નદીઓ વહેતી કરી છેવટે તે બન્ને દંપતી સંયમ લઇ, નિરતિચાર ચારિત્ર પાળી પુણ્યવાન ચંદનનો જીવ અચ્યુતેંદ્ર થયો અને ભદ્રાનો જીવ સામાનિક દેવ થયો

ઉપ ક્રમાહેની દેશના આપીને શ્રીધર્મઘોષસૂરીશ્વરજીએ જણાવ્યું કે-હે શ્રીચંદ્ર ! ચંદન શેઠનો જીવ અચ્યુતેંદ્રપણાથી ચ્યવીને તું શ્રીચંદ્ર થયો અને ભદ્રા શેઠાણીનો જીવ સામાનિક દેવપણાથી ચ્યવીને ચંદ્રકળા નામની તારી મુખ્ય સ્ત્રી થઇ નરદેવનો જીવ શત્રુંજયાદિ તીર્થોની યાત્રા કરતા અનુક્રમે ગુણચંદ્ર નામનો તારો મિત્ર થયો પાડોસની નોળ સ્ત્રિયો તપ કરીને દેવપણે ઉત્પન્ન થઇ હતી તેઓ ત્યાંથી ચ્યવીને રાજકન્યાપણે ઉત્પન્ન થઇ તારી ઉપરના અત્યંત અનુરાગને લઇને તારી પ્રેમાળ પત્નીઓ થઇ પેનો હરિદાસ નોકર અને ધાવમાતા અનુક્રમે લક્ષ્મીદત્ત શેઠ અને લક્ષ્મીવતી થયા **પ્રેમનો પ્રવાહ અને વૈરના વ્હેણુ અનુપમ રીતિએ વહ્યા જ કરે છે પૂર્વના સંબંધ વગર પ્રેમ અગર વૈરનો પ્રાદુર્ભાવ થતો જ નથી** પોતાના પૂર્વભવનું વૃત્તાંત સાંભળીને ગુણચંદ્ર, ચંદ્રકળા અને રત્નવતીને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું વૈર લેવાના વિચિત્ર પરિણામને તિલાંજલિ આપી શ્રીચંદ્રે વિદ્યાધરોને અને વિદ્યાધરોએ શ્રીચંદ્રને ખમાવ્યા. પછી વિદ્યાધરોએ પોતાની પુત્રીઓને શ્રીચંદ્ર સાથે પરણાવીને આકાશગામિની અને કામરૂપિણી વિગેરે અનેક વિદ્યાઓ પણ શ્રીચંદ્રને બહુમાનપુરસ્સર અર્પણ કરી

અઢળક સંપત્તિ અને ભોગવિલાસના ભવ્ય અનુપમેય

સાધનો હોવા છતા શ્રાવક ધર્મનુ સેવન નિરંતર અપ્રમાદ પણે શ્રીચંદ્ર કરતો હતો

હવે શ્રીચંદ્રકુમારને રાજ્યનો ભાર ઉપાડવાને લાયક થયેલો જાણીને તેના પિતા પ્રતાપસિંહરાજાએ રાજ્યાભિષેક કરીને તેને કુશસ્થળીનો રાજા બનાવ્યો રાજા બન્યા પછી જિનેશ્વર દેવોના મંદિરોથી મહીમંડળને વિભૂષિત કરી ધર્મનુ સામ્રાજ્ય પ્રવર્તાવ્યુ અનુક્રમે શ્રીચંદ્રકુમાર ભૂમિપતિ અને સંઘપતિ બન્યો પામે રાજ્યસંપત્તિ અને [1]વૈભવનુ પ્રમાણુ ઘણું મોટુ હોવાથી ચક્રવર્તીની સાહ્યબીને યાદ કરાવતો હતો

શ્રીચંદ્રકુમાર નરેશ્વરને ચંદ્રકળા નામની મુખ્ય પટ્ટરાણી હતી અને બીજી સોળ પટ્ટદેવીઓ હતી તે સિવાય સોળ, આઠ અને સોળનો મુખ્ય પરિવાર હતો તદુપરાંત ભોગને યોગ્ય રૂપ લાવણ્ય અને સૌભાગ્યમંજિ ક્રીડાગારના સ્થાનરૂપ ૫૦૦૦–પાચ હજાર સ્ત્રિયોનો પરિવાર હતો

જૈન ધર્મની પ્રવૃત્તિને વેગ આપવા માટે શ્રીચંદ્રે સામાયિક શાળાઓ, પૌષધશાળાઓ, જૈન મંદિરો, જ્ઞાનભંડારો અને ધર્મશાળાઓ ઠામ ઠામ બંધાવ્યા હતા

---

૧ સોળ મહામંત્રીશ્વર અને તેના હાથ નીચે સોળસો મંત્રીઓ હતા, ચતુરંગસેનામા ૪૨ લાખ હાથી ઘોડા રથ ગાડા અને ઉંટ દસ દસ ક્રોડ અને ૪૮ ક્રોડ સુભટ હતા સેનાનો નાયક ધનંજય હતો, ૪૨ હજાર ગગનચુંબી ધ્વજો હતા શિબિકાઓ અને વાજિંત્રમંડળો અસંખ્ય હતા હજારોની સંખ્યામાં ચામર–છત્ર ધરનારાઓ હતા અંગરક્ષકો પણ હજારો હતાં યશોગાન ગાનારા ચારણુ–ભાટ–ભટ અને રાજ્યકવિઓ અસંખ્ય હતા દાનકીર્તિ અને ધર્મકીર્તિનો ફેલાવ કરનારા ગવૈયા અને અપ્સરાઓની વિવિધ રાસમંડળીઓ હતી

શ્રીચંદ્રકુમારના સંબંધમાં વિશેષ જાણવાની ઈચ્છાવાળા એએ શ્રીચંદ્ર કેવળી ચરિત્ર, શ્રીચંદ્ર કેવળીનો રાસ અને શ્રીચંદ્રકુમાર ચરિત્રના ગુજરાતી ભાષાંતર વાંચીને વિચારવાની જરૂર છે

## શ્રી સુવ્રતાચાર્યનું કુશસ્થળીમાં આગમન અને તેમણે જણાવેલું તપોધર્મનું મહાત્મ્ય

આ અવસરમાં કુશસ્થળીમાં મહાજ્ઞાની અને મહાપ્રતાપી એવા શ્રી સુવ્રતાચાર્યનું પધારવું થયું આચાર્યશ્રીને વંદન કરવા તથા તેઓની દેશના શ્રવણ કરવા શ્રીચંદ્રરાજા પોતાના પિતા અને પરિવારને સાથે લઈને આવ્યા, તથા નગરનો જન સમુદાય પણ આવ્યો આચાર્યશ્રીને વંદન કરીને સર્વ સમુદાય યોગ્યસ્થાને બેસી ગયા પછી તેઓને ઉદ્દેશીને નીચે મુજબની દેશના આચાર્યશ્રીએ આપી

कंचनमणिसोपाण, थंभसहस्समसयं सुवण्णतलं ।
जो कारिज्ज जिणहरं, तओ वि तवसंजमो अहिओ ॥१॥

ભાવાર્થ—સુવર્ણ અને મણિના પગથિયાવાળું, લાખો સ્તંભોથી સુશોભિત અને સુવર્ણમય તળિયાવાળું જિનાલય જો કોઈ પુરુષ કરાવે તેનાથી પણ તપ અને સંયમનું આરાધન અત્યંત શ્રેષ્ઠ હોઈ અધિક ફળને આપનારું થાય છે

ઉપર પ્રમાણે સંક્ષેપથી ભાવાર્થ જણાવીને સૂરિજીએ તેનું અત્યંત વિસ્તારથી સુંદર વિવેચન પણ કહી સંભળાવ્યું તે સાંભળીને પ્રતાપસિંહ રાજાને ઘણો જ સંવેગ ઉત્પન્ન થયો, તેથી પોતે વિચારવા લાગ્યા કે-રાજ્યધુરાને ગ્રહણ કરીને અને

કુશસ્થળીની પ્રજાને સનાથ કરીને શ્રીચંદ્રે મને નિશ્ચિંત કર્યો છે આ લોકનું કોઈપણ કાર્ય કરવાનું હવે મારે બાકી રહ્યું નથી; માટે પૂર્વે થઇ ગએલા કેટલાએક ચક્રવર્તીઓ અને મહારાજાઓની માફક હું પણ હવે પરલોકના સાધન માટે સંયમમાર્ગમાં સંચરવાનો પ્રયત્ન કરું આવો નિશ્ચય કરીને તે વિચાર પોતાના પુત્રને જણાવ્યો તે સાંભળીને પિતૃભક્ત પુત્રને પિતૃવિયોગના દુઃખનો આઘાત તો લાગ્યો, પરંતુ પોતાના પિતાનું અને સાથે પોતાનું પણ હિત સમજીને મહોત્સવપૂર્વક દીક્ષા અપાવવામાં સંમત થયો ઘણા આડંબરથી દીક્ષાના મહોત્સવનો પ્રારંભ કર્યો. હજાર પુરુષોએ ઉપાડેલી શિબિકામાં પ્રતાપસિંહ રાજા બેઠા અને પુષ્કરાવર્તના મેઘની જેમ દાન આપતા આપતા દીક્ષા લેવાને માટે આચાર્યશ્રીની સમીપે પહોંચ્યા સુવ્રતાચાર્યે દીક્ષા આપીને પ્રતાપસિંહ રાજાને પોતાના શિષ્ય બનાવ્યા

પ્રતાપસિંહ રાજાની સાથે સૂર્યવતી રાણીએ, લક્ષ્મીદત્ત અને લક્ષ્મીવતીએ અને વૃદ્ધ પ્રધાનોએ પણ સંયમનો સ્વીકાર કર્યો શ્રીચંદ્રકુમાર રાજાએ પોતાના રાણીઓ સહિત સમ્યક્ત્વ મૂળ બાર વ્રત ઉચ્ચર્યા સભાજનોમાંથી કેટલાકોએ વિવિધ જાતિના અભિગ્રહો અને નિયમો ગ્રહણ કર્યા કેટલાકો સમ્યક્ત્વમાં સ્થિર થયા અને કેટલાકો મિથ્યાત્વને વમીને સમ્યક્ત્વને પામ્યા

## શ્રીચંદ્રકુમારની અનુકરણીય ધાર્મિક પ્રવૃત્તિ.

રાજ્યધુરાને વહન કરતા છતા પણ શ્રીચંદ્રની ધર્મારાધનમાં કેટલી બધી પ્રવૃત્તિ હતી તે જાણીને દરેક આત્મહિતેચ્છુએ તેનું અનુકરણ કરવાનો પ્રયત્ન કરવો જોઇએ

શ્રીચદ્રકુમારને હમેશના ધાર્મિક કાર્યોમા–ત્રિકાળ જિન
પૂજા, ઉભયટંક આવશ્યક, ત્રણુમો સ્વાધ્યાય, એક હજાર નવ
કારમત્રનો જાપ અને સાત ક્ષેત્રમા એક લાખ દ્રવ્ય ખરચવાનો
નિયમ હતો અનતકાયનો યાવજ્જીવન ત્યાગ હતો અને
ત્રિકરણ શુદ્ધિએ સમ્યક્ત્વમૂલ બાર વ્રતોનુ પાલન કરવામા
હરહમેશ ઉદ્યમવત રહેતા હતા

કેટલોક કાળ વીત્યા બાદ સયમરગથી રગાયેલ શ્રીચન્
પોતાના પિતા પ્રતાપસિંહ રાજર્ષિના સમાચાર કોઇ પુરુષન
મુખથી સાભળીને પોતે પણ સયમ રગના તરગમા ઝીલવ
લાગ્યો પરિણામે આ સસાર ઉપાધિરૂપ ભાસવા લાગ્યો અ
તેથી એ ઉપાધિનો ત્યાગ કરીને ઉપાધિ રહિત સયમ માગ
સચરવાનુ મન થયુ એટલુ જ નહિ પણ તદનુકૂળ પ્રવૃત્તિ
શ્રીગણેશ કરવા માડ્યા પ્રથમ તો પોતાના પુત્રોને સો સો
યોગ્યતાનુસાર રાજ્યના વિભાગો પાડીને સુપ્રત કર્યા અ
રાજ્યનો તમામ વહીવટ કુશળ મત્રીઓને સમર્પણ કરી દીધ
લેવા માટે ઉજમાળ થયા પુણ્યવાનને શુભ વિચારોનો અમ
કરવામા વિલબ લાગતો ન હોવાથી તે જ અવસરમા વનપા
આવીને વધામણી આપી કે–પૂર્વભવનુ વૃત્તાત કહેનારા
ધર્મઘોષસૂરિજી ઉદ્યાનમા પધાર્યા છે તે સાભળીને પોતા
પરિવારને લઇને નગરજનોની સાથે ગુરુમહારાજને વદન કર
શ્રીચદ્રકુમાર ગયા ગુરુમહારાજે અવસરોચિત દેશના 'આપ
જણાવ્યું કે—" આ ગૃહાવાસ છે તે જીવને ફસાવવા
પાશરૂપ છે, ઇદ્રિયો અનર્થકારી કાર્યો કરવામા મસ્ત
અને સ્ત્રિયો સસારસમુદ્રમા પાષાણુની નૌકા સમાન છે
વિગેરે ભાવાર્થની દેશના સાભળીને અત્યત વૈરાગ્યવાસિત

ચદ્રકુમારે મોટા મહોત્સવપૂર્વક દીક્ષા લીધી અને વિશાળ સપત્તિનો ભોક્તા તથા મહાન્ રાજ્યનો મહારાજા મટીને મમ ત્વભાવવર્ધક સર્વ સાધનો ઉપરથી મમત્વભાવના ત્યાગરૂપ સયમ સામ્રાજ્યના સર્વશ્રેષ્ઠ રાજા થયા તેઓ દિનપ્રતિદિન ચઢતે પરિણામે નિરતિચારપણે ચારિત્રનુ પાલન કરતા હતા સર્વ સવર ભાવમા સ્થિર રહીને પૂર્વસચિત કઠિન કર્મોની નિર્જરા કરતા કરતા ક્ષપકશ્રેણિએ આરૂઢ થયા અને શુકલધ્યાનના અનુપમ બે પાયાને અવલબીને કેવળજ્ઞાની થયા. નાશવત સપત્તિના રાજા મટીને શાશ્વતકાળના શાશ્વતસપદાના શ્રીચદ્રકેવળી મહારાજા થયા સુરાસુરનરેંદ્રોએ તેમના કેવળજ્ઞાનનો મહોત્સવ કર્યો દેશના અવસરે આહાર, શરીર અને આત્માનો સબધ, આહારની અધશ્રદ્ધામા આત્માની કેવી ખુવારી થાય છે, આત્માર્થીઓએ આહારની વાસના, લોલુપતા આદિને દેશવટો દેવા શ્રી વર્દ્ધમાન તપોધર્મનુ સેવન કરવુ જ જોઇએ ઇત્યાદિ ભાવોને વિશેષે સ્પર્શન કરતા હતા ત્યારપછી શ્રીચદ્રકેવળીએ ગ્રામાનુગ્રામ વિહાર કરી ૧૬૦૦૦ ધર્મવીરોને અને ૮૦૦૦ ધર્મવીરાગનાને સયમ-સપત્તિનુ સુદર દાન દીધુ અસખ્ય આત્માઓને સમ્યક્ત્વ અને દેશવિરતિનુ પ્રદાન કરીને ધર્મમા દૃઢ કર્યા શ્રીચદ્રકેવળીએ ૧૨ વર્ષ કુમારપણામા, ૧૦૦ વર્ષ રાજ્યપાલન કરવામા, ૮ વર્ષ છદ્મસ્થાવસ્થામા અને ૩૫ વર્ષ કેવળી અવસ્થામા રહીને ૧૫૫ વર્ષનુ આયુષ્ય પૂરુ કરી પરમપદ-સિદ્ધિ પદના સ્વામી થયા

## તપોધર્મીઓએ આ કથાનકના સારને ગ્રહણ કરવાની આવશ્યકતા

આ તપોધર્મવીર શ્રીચદ્રકેવળીએ શ્રીઆયબીલ વર્ધમાન

તપની આરાધના કરી, ધાર્મિક જીવન જીવીને આરાધકોના હૃદયના અનેરો વીર્યોલ્લાસ વિકસાવ્યો છે અખિલ વિશ્વભરમા એક એક આયબીલથી ઉત્તરોત્તર વૃદ્ધિ પામતા શ્રી વર્ધમાન તપનુ સંપૂર્ણતયા આરાધન કરીને પુણ્યાનુબંધી પુણ્યના ભંડારને ભરપૂર ભરનાર આ એક જ તપોધર્મ વીર આત્મા થયો છે ચારિત્રધર્મનુ ઉત્કૃષ્ટપણે પાલન કરી, ઘનઘાતી કર્મના વાદળોને વિખેરીને, છેવટે સર્વશ્રેષ્ઠ સંપદાનો સ્વામી બનીને તપસ્વિયોને દિવ્યદૃષ્ટાતરૂપ જીવન-સમર્પણ કરી ગયો છે તે મહાત્માના ચરિત્રમા આવતા પ્રસંગોનુ વાચન, મનન અને પરિશીલન કરીને દરેકે દરેક મુમુક્ષુએ પોતાના જીવનમા તે પુનીત પ્રસંગોને વણી નાખવાની આવશ્યકતા છે

શ્રીચંદ્ર કેવળીનુ જીવનચરિત્ર શ્રી વર્ધમાન તપનું સેવન કરનારા તપસ્વિઓના હૃદયમા અનેરી ઓજસ્વિતા પ્રગટ કરનારુ છે, એ નિર્વિવાદ છે તે પુણ્યાત્મા પરમપદે પહોચી ગયા હોવાથી તેમનો સ્થૂલ દેહ તો વિનશ્વર હોવાથી વિનાશ પામી ગયો છે, પરંતુ તપોધર્મથી સર્વથા વિમુખ બની ગયેલા અનેક ભવ્યાત્માઓને ધર્મની સંમુખ લાવવાના હેતુભૂત તેમનુ જીવનચરિત્ર છે અનેક પ્રકારના જીવન પ્રસંગોથી ભરપૂર જીવનચરિત્રરૂપ તેમનો અક્ષરદેહ તો પ્રાય શાશ્વત હોવાથી આવા દુષમ કાળમા આજે પણ આ સંસારમા ભવ્યાત્માઓને પરમ આશીર્વાદ રૂપે આલંબનભૂત છે

એ મહાત્માએ પોતાની જીવનચર્યાની શરૂઆતમા તપો ધર્મની ધીમી શરૂઆતથી સંસારની લીલાનુ સાંગોપાંગ દર્શન

કરાવી અંતિમ લીલાને કેવળજ્ઞાનમા અને ભવોપગ્રાહી કર્મનો વિલય કરી સિદ્ધોની જયવંત જ્યોતિમા સમાવી દીધી ધન્ય છે એ તપોધર્મવીર મહાત્માને!!!

એ મહાત્માના આખા જીવનચરિત્રમા એમના ગભીરતા, પાપભીરુતા, દાક્ષિણ્યતા, જનપ્રિયતા, લજ્જાળુતા, દયાળુતા, શુભકાર્ય સેવનમા દૃઢતા, ગુણ અને ગુણીની પક્ષપાતતા અને પરોપકારપરાયણતા વિગેરે અનેક ગુણો ઠામઠામ જોવામા આવે છે જે તપસ્વીઓ પોતાના આત્માને ઉન્નત બનાવવાનુ જ લક્ષ્યમા રાખતા હોય તેઓએ ઉપરના ગુણો પોતાને પણ પ્રાપ્ત થાય તેવો પ્રયત્ન કરવો જ જોઈયે તથા શ્રી ધર્મઘોષ સૂરિની, શ્રી જ્ઞાનસૂરિની અને શ્રી સુવ્રતાચાર્યની દેશનામા જણાવેલા ભાવથી પોતાના આત્માને ભાવિત કરવાની કોશીશ કરવી જોઈએ

શ્રીચંદ્રકુમાના ગૃહસ્થ જીવનમા એમના સંપત્તિસાગરમા ભરતી આવ્યા કરતી હતી પણ ઓટનુ તો નામ નિશાન પણ ન હતુ છતા એ મહાપુરુષે પોતાના ધર્મ સેવનકાળમા મંદતાને પ્રવેશવા દીધી નથી, તે વાત દરેક તપસ્વીઓએ ધ્યાનમા રાખવા જેવી છે, કારણ કે આ સંસારમા કેટલાએક જીવો એવા પણ હોય છે કે જેઓ આપત્તિ કાળમા ધર્મનુ સેવન કરે છે અને તે ધર્મના સેવનથી આપત્તિકાળ દૂર થઇને સંપત્તિકાળ પ્રાપ્ત થતા ધર્મને વિસારી મૂકી 'ગરજ સરી અને વૈદ્ય વૈરી' વાણી કહેવતને ચરિતાર્થ કરે છે તેવું આપણાથી ન બની જવાય એવી સાવધાનતા રાખીને તપોધર્માદિ સેવનની પ્રવૃત્તિ કરવી જ જોઈએ

શ્રી ચદન અને અશોકશ્રી તથા સુલસ અને ભદ્રાના ચરિત્ર ઉપરથી ખાસ એ લક્ષ્યમા રાખવાનુ છે કે–કેટલાક જીવો વાતવાતમા અને ઠઠ્ઠા–મશ્કરીમા અ તરાયાદિ કઠિણ કર્મોનો બ ધ કરે છે પણ ઉદયમા આવશે ત્યારે આખમાથી શ્રાવણ–ભાદરવો વરસાવતા છતા તેનાથી છૂટી શકાતુ નથી દયાલુતા ગુણની પ્રાપ્તિ થયા વગર કુવામા પડેલા માણસને કાઢવાનુ બની શકતુ નથી કુટુ બ–પરિવાર તથા માલ–મિલ્કતના મજુર બની ગયેલાઓને ગુલામગિરિમા ગુ ગળાઇ ગયેલા હોવાથી ધર્મનુ કે પરોપકારનુ કોઇ કામ કરવાનુ કહેવામા આવે તો ઝટ કહેશે કે–"અમને ફુરસદ જ ક્યા છે ? અમારા જ કામ કરવાના ઊભા છે માટે કોઈ બીજાને કહો" એમ કહીને પોતાની ધર્મપરાયણતાના દેવાળાનુ દર્શન કરાવે છે તેવાઓને ઉપરનો પ્રસગ ધ્યાનમા લેવા જેવો છે

"સમજ્યા વગર તપસ્યા કરવી નકામી છે, સમજીને કરવાથી જ લાભ મળે છે માટે ન સમજાય ત્યા સુધી તપસ્યા કરવી નહિ" આવા વચનો સ ભળાવીને તપોધર્મના વિરોધીઓએ તપસ્યાથી વિમુખ રાખનારાઓએ ચ દન અને ભદ્રાએ કરેલી વર્ધમાનતપની આરાધનાની સાથે પડોસમા રહેનારી ૧૬ સ્ત્રીઓએ કરેલી આરાધનાનો પ્રસગ સમજવા જેવો છે એ પ્રસગને વાચીને તે ઉપર પૂરતો વિચાર કરે તો મનઘડત કલ્પનાઓને તથા ધર્મઘેલાનુ બિરુદ આપવાની દુષ્ટ શૈલીને જીવનમાથી જરૂર દેશવટો દઇ શકાય એમ છે

અનુમોદન કરનાર નરદેવનો પ્રસગ અનુમોદન કરનારાઓ માટે અનુપમેય દૃષ્ટાતરૂપ છે અમુક જાતના તપની આરાધના તેટલાથી જ પોતાનુ અહોભાગ્ય માનનારાઓએ ધર્મની

આરાધનામાં ઉત્તરોત્તર આગળ વધતા વધતા છેવટે ચંદન અને ભદ્રાએ સંયમનો સ્વીકાર કર્યો છે તે પ્રસંગ દરેક આરાધકોએ યાદ રાખવા જેવો છે, કારણ કે માનવ જીવનમાં જ્યાં સુધી સંયમનો સ્વીકાર ન થઇ શકે ત્યાં સુધી બધી જ આરાધના અધૂરી ગણાય છે

તપસ્યાનું રહસ્ય સમજીને તપસ્યા કરનારા ચંદન અને ભદ્રાને અનુસરીને સમજ્યા વગર તપસ્યા કરનારી ૧૬ પાડો-સણો અને તેઓનું અનુમોદન કરનાર નરદેવ પણ ઉત્તરોત્તર કેવા સુંદર ફળને પ્રાપ્ત કરી શક્યા તે ઉપર શાંતિથી વિચા-રવાનું વાચકોને ઘણું જ હિતકર થઇ પડશે

સંયમસામ્રાજ્યથી પ્રાપ્ત થતી આત્મલક્ષ્મી આગળ પોતાને પ્રાપ્ત થયેલી ચક્રવર્તી સમાન સાંસારિક શ્રેષ્ઠ સંપદાઓને તુચ્છ ગણીને, તેનો સર્વસ્વ સમર્પણભાવે ત્યાગ કરીને, સંયમધર્મનો સ્વીકાર કરી તેનું વિધિપૂર્વક પાલન કરીને શ્રીચંદ્રકુમાર છેવટે કેવળજ્ઞાની થયા તે બધા પ્રસંગોને વિચારીને દરેક તપસ્વીઓ તપોધર્મનું આરાધન કરે તો તેઓ પણ શ્રીચંદ્રકુમારની જેમ પોતાના આત્માને ઉન્નતદશાએ પહોંચાડીને છેવટે શાશ્વત સુખનો ભોક્તા બનાવે

વિશેષમાં ત્રિલોકનાથ તીર્થંકર ભગવંતોના ચરિત્રો વર્ષમાં એક વાર પણ પૂરા સાંભળવામાં આવતા નથી વર્તમાન ચોવીશીના ૨૪ તીર્થંકરોમાંથી કેવળ એક આસન્નોપકારી શ્રી મહા-વીરપ્રભુનું ચરિત્ર જ વિસ્તારથી સાંભળવાનું પર્યુષણપર્વમાં બની શકે છે, છતાં પણ આ વિશ્વના ઉદ્ધારમાં પોતાનું જીવન સમર્પણ કરનારા ચોવીશે તીર્થંકરોના ચરિત્રોનો મહિમા ભૂત, વર્તમાન અને ભાવી એ ત્રણ ચોવીશી પર્યંત રહ્યો છે અને રહેશે

જૈનશાસનના પરમતત્વરૂપ દેવ, ગુરુ અને ધર્મના સમુ ચ્ચયરૂપ નવપદના રંગથી રંગાયેલા શ્રી સિદ્ધચક્રના સર્વોત્તમ આરાધક શ્રીપાળ મહારાજાનુ સંપૂર્ણ ચરિત્ર દર છ છ મહિને સંપૂર્ણ સાંભળવામાં આવે છે એ હિસાબે સકળ ધર્મારાધનના શિરોમણિરૂપ શ્રી નવપદના આરાધનના મહિમાને અને શ્રી નવપદના આરાધક શ્રીપાળરાજાના મહિમાને શ્રવણ કરવામા-સાભળવામા શ્રીતીર્થંકરદેવોના ચરિત્રના મહિમાને સાંભળવા કરતા જે મહત્ત્વ પૂર્વાચાર્યોએ આપ્યુ છે તે ખરેખર ભવ્ય જીવોના હિતાર્થે જ આપેલુ છે

તીર્થંકરોના નામ-સ્થાપનાદિનો મહિમા જ્યારે ત્રણ ચોવીશી સુધી જ ચતુર્વિધ સંઘના હૃદયમા જાગતો રહે છે ત્યારે શીયળ ધર્મના સર્વોત્તમ આરાધનથી શ્રી સ્થૂલભદ્ર મહર્ષિનુ નામ અને તેના શીયળનો અદ્વિતીય પ્રભાવ ૮૪ ચોવીસી સુધી શીયળવંતોના હૃદયમા સ્થિર રહેશે ઉપરના દરેક પ્રસંગો વિચારતા તપોધર્મવીર શ્રીચંદ્રકેવળીનુ નામ તથા તેના તપોધર્મનો ઉજ્જવળ ચંદ્ર જેવો પ્રભાવ આઠસો ચોવીસી પર્યંત દીર્ઘકાળ સ્થિર રહેશે દરેક પ્રકારના ધર્મની આરાધનામા બીજો કોઈ આત્મા શ્રેષ્ઠપણે આરાધના કરવા સમર્થ નહિ થાય ત્યા સુધી પૂર્વના ધર્મવીરનુ નામ તેણે કરેલી ધર્મની આરાધનાને હિસાબે અવિચળ રહ્યુ છે, અને રહેશે તેમા કોઈ પ્રકારની શંકાને સ્થાન જ નથી



# શ્રી વર્દ્ધમાનતપોવિધાન
## યાને
# આરાધન વિભાગ

---

### શ્રી વર્ધમાન તપોવિધાન

કોઈપણ પ્રકારના તપોધર્મનું સેવન કરનારે તે તપની વિધિના મહાત્મ્યને જાણવું જ જોઈએ એ બાબતમાં કહ્યું છે કે–

" आसन्नसिद्धियाण, विहिपरिणामो य होइ सयकाल ।
विहिचाओऽविहिमत्ती, अमव्वजिअदूरमव्वाण ॥ १ ॥"

**ભાવાર્થ**—અલ્પકાળમા સિદ્ધિગતિને પ્રાપ્ત કરનારા જીવોને વિધિનો પરિણામ-આદરભાવ સદાકાળ થાય છે અભવ્ય આત્માઓ તથા દુર્ભવ્ય આત્માઓ અનુક્રમે વિધિનો ત્યાગ અને અવિધિનો આદર-સત્કાર કરનારા હોય છે ૧

" धन्नाण विहिजोगो, विहिपक्खाराहगा सया धन्ना ।
विहिबहुमाणी धन्ना, विहिपक्खअदूसगा धन्ना ॥ २ ॥"

**ભાવાર્થ**—ધન્યવાદને લાયક મનુષ્યોને જ વિધિનો યોગ મળી આવે છે જેઓ નિરંતર વિધિપક્ષના આદરપૂર્વક આરાધન કરે છે, વિધિપક્ષનું બહુમાન કરે છે અને વિધિ પક્ષને દૂષિત કરતા નથી તેઓ બધા ધન્યવાદને પાત્ર છે ૨

ઉપરની બન્ને ગાથાના ભાવથી ભાવિત થઈને કોઈપણ

જાતના અનુષ્ઠાનમા વિધિમાર્ગને જાણીને તેનો આદર કરવાનુ દરેકે લક્ષ્યમા રાખવાનુ છે

## શ્રી વર્ધમાન તપની શરૂઆત કરવાની રીત

આ અમોઘ ફળદાયી શ્રી વર્ધમાન તપની આરાધના કરવાની ઉત્કૃષ્ટ રીતિ તો એવી છે કે-એ તપની શરુઆત કર્યા પછી એની એકસો ઓળી પૂર્ણ નહિ થાય ત્યા સુધી લગાતાર તપસ્યા ચાલુ જ રહેવી જોઇએ અર્થાત્ પહેલી ઓળીમા એક આયબીલ અને પારણે એક ઉપવાસ, બીજી ઓળીમા બે આયબીલ અને પારણે એક ઉપવાસ, ત્રીજી ઓળીમા ત્રણ આયબીલ અને પારણે એક ઉપવાસ-આ પ્રમાણે દરેક ઓળીમા એક એક આયબીલનો વધારો કરવાનો હોવાથી જેટલામી ઓળી હોય તેમા તેટલા જ આયબીલ અને પારણે એક ઉપવાસ કરવો જોઇએ એ રીતે સોમી ઓળીમા સો આયબીલ અને પારણે એક ઉપવાસ કરવાથી આ તપની પૂર્ણાહુતિ થાય છે એ રીતે આ તપની સો ઓળીમા કુલ ૫૦૫૦ આયબીલ અને પારણાના ૧૦૦ ઉપવાસ જો એક સાથે કરવામા આવે તો ચૌદ વર્ષ ઉપરાત કાળે ઉત્કૃષ્ટ રીતે આ તપની આરાધના કરેલી કહેવાય છે આવી ઉત્કૃષ્ટ આરાધના કરનારા વિશ્વવિખ્યાત પાચ પાડવો, શ્રીચદ્રકેવળી અને વિદુષી સાધ્વી શ્રી મહાસેન કૃષ્ણાના યશોગાન શાસ્ત્રોમા મળી આવે છે

ઉપર જણાવેલી ઉત્કૃષ્ટ આરાધના તો કોઇ વિરલા ભાગ્યશાળી જ કરી શકે એમ હોવાથી અને તેમા પણ આ કાળમા તો તેવા પ્રકારના સઘયણ અને સસ્થાનના અભાવથી હીનશક્તિવાળા શરીર થઇ જવાથી તથા મનોબળ પણ પહે

લાના જેવુ નહિ હોવાથી આ તપની જઘન્ય અને મધ્યમ આરાધના પણ પરમ કરુણાળુ જિનેશ્વરદેવોએ જણાવેલી છે.

આ તપની ઉત્કૃષ્ટ આરાધનામા પૂર્વે પહેલી, બીજી અને ત્રીજી વિગેરે સો ઓળી લગાતાર કરવાનુ જણાવ્યુ છે તે જ રીતિએ પણ ફક્ત પહેલી પાચ જ ઓળી લગાતાર કરીને બાકીની પચાણુ ઓળી શક્તિ અને સમયની અનુકૂળતાએ કરીને ઓળીઓની વચમા વિશ્રાંતિ લેતા લેતા આ તપની પૂર્ણતા કરવાનુ જઘ ય આરાધનામા જણાવેલુ છે

જઘન્ય આરાધનામા પહેલી પાચ ઓળી લગાતાર કરવાની હોય છે છ સાત આઠ કે યાવત્ ૯૯ ઓળી વિશ્રાંતિપૂર્વક કરવી તેનુ નામ મધ્યમ આરાધના જણાવ્યુ છે

આ કાળમા જઘન્ય આરાધના કરનારાઓ જ વિશેષ હોય છે, તેથી જઘન્ય આરાધનાની વિશેષ સ્પષ્ટતા નીચે મુજબ કરવામા આવે છે

| ઓળીનબર | આયબીલ | ઉપવાસ |
|---|---|---|
| ૧ લીઓળીમા | ૧ | ૧ |
| ૨ જી ઓળીમા | ૨ | ૧ |
| ૩ જી ઓળીમા | ૩ | ૧ |
| ૪ થી ઓળીમ | ૪ | ૧ |
| ૫ મી ઓળીમા | ૫ | ૧ |
| ઓળી ૫ | ૧૫ | ૫ |

ઉપર જણાવ્યા પ્રમાણે ૧૫ આયબીલ અને ૫ ઉપવાસ મળી ૨૦ દિવસની લગાતાર તપસ્યા કરવાથી શ્રી વર્ધમાન તપની પાચ ઓળીની આરાધના થઇ ગણાય એ પાચ ઓળીની

આરાધના કરવાથી શ્રીવર્ધમાનતપ વિશાળકાય મહામદિરની શિલારોપણનુ કાર્ય કર્યું ગણી શકાય છે

ઉપર જણાવ્યા પ્રમાણે ૧૫ આયબીલ અને પાચ ઉપવાસ મળી ૨૦ દિવસની લગાતાર તપસ્યાથી પાચ ઓળીની આરાધના કર્યા પછી છઠ્ઠી ઓળી લગાતાર કરવાની અનુકૂળતા ન હોય તો ૨૧ મે દિવસે એકાસણુ અગર બેસણુ કરવાની શાસ્ત્રાનુસારી પરપરા છે, માટે તે પરપરાનુ પાલન કરવાનું આ શ્રી વર્ધમાનતપ કરનારા દરેક ભવ્યાત્માએ લક્ષ્યમા રાખવાનુ છે તે જ પ્રમાણે ત્યારપછીની કોઈ પણ ઓળીની આરાધના કરી છૂટા થવાને દિવસે પણ એકાસણુ કે બેસણુ કરવાનુ હોય છે તે ભૂલવાનું નથી પહેલી પાચ ઓળીનુ આરાધન કર્યા પછી શક્તિ અને સમયની અનુકૂળતાએ બીજી ઓળીઓનુ આરાધન કરવામા પ્રયત્નશીલ રહેવુ જોઇએ, જો એમ થાય તો જ આ તપને પૂર્ણતયા આરાધી શકીએ એવો આ મહાન્ તપ છે ઘણા–ખરા ભાઈઓ આ તપનુ મડાણ તો ઘણા ઉત્સાહથી કરે છે પણ પાછળથી પ્રમાદને વશ પડીને આગળની ઓળીઓનુ આરાધન કરી શકતા નથી તેથી આવી સૂચના યોગ્ય ગણાશે

આ શ્રી વર્ધમાન તપમા કુલ એક સો ઓળી કરવાની હોય છે જેટલામી ઓળી હોય તેમા તેટલા જ આયબીલ હોય છે, અર્થાત્ ૧ લી ઓળીમા એક, ૨ જીમા બે, ૩ જીમા ત્રણ, ૧૦ મીમા દશ, ૨૫ મીમા પચ્ચીસ, ૪૫ મીમા પીસ્તાલીસ, ૭૦ મીમા સીત્તેર અને ૧૦૦ મીમા એકસો આયબીલ કરવાના હોય છે, પરતુ દરેક ઓળીના પારણામા ઉપવાસ તો એક જ કરવાનો હોય છે દરેક ઓળીમા એક એક આયબીલનો વધારો કરવાનો

હોવાથી આ તપનુ ‘શ્રી વર્ધમાન આયબીલ તપ’ એવું પણ નામ છે

આ તપમા નીવિ, એકાસણુ, બેસણુ અગર વિગયસેવન સિવાય પારણું અર્થાત્ ઉપવાસ કરવાનુ કહ્યુ છે અને ત્યાર-પછી પૂર્વની ઓળીમા કરેલા આયબીલ કરતા એક એક આયબીલનો વધારો કરતા રહી નવી નવી ઓળી કરવાનુ જણાવ્યુ છે ઓળીની સખ્યાના વધારામા એક એક આયબીલનો જેમ વધારો થતો રહે છે તેમ આરાધકના શુભ અને શુદ્ધ ભાવનો પણ વધારો થતો રહે છે

આ સ્થળે ઘણાઓને શકા થશે કે–કોઈ પણ તપસ્યાને અતે પ્રચૂર વિગયોથી બનેલા વિધવિધ પદાર્થોના ભક્ષણને પારણુ કહેવામા આવે છે, પરતુ અહીં તો દરેક ઓળીની તપસ્યાને અતે તે ઓળીના પારણા તરીકે ઉપવાસ કરવાનુ કહ્યુ છે, તે વાત બરાબર બધબેસતી જણાતી નથી આ બાબતનુ સમાધાન એ છે કે–આહારની અભેદ્ય વાસનાને તોડ્યા વગર વધમાનતપના વાસ્તવિક ફળને આત્મા પામી શકતો નથી તે હેતુને ધ્યાનમા લઈને આહારની વાસનાને તોડવાના મદ પ્રયાસને તીવ્ર, તીવ્રતર અને તીવ્રતમ બનાવવા માટે જ જ્ઞાની પુરુષોએ આ તપના પારણામા ઉપવાસની યોજના કરેલી છે એ માનવુ અત્ર પ્રાસગિક ગણાશે

આ પ્રસગને ઉદ્દેશીને અમારા તારક પૂ ગુરુદેવ પ્રાતઃ-સ્મરણીય પૂજ્યપાદ આગમોદ્ધારક આચાર્યદેવેશ શ્રી આનદ-સાગરસૂરીશ્વરજીએ એક જાહેર [1]વ્યાખ્યાનમા વિસ્તારથી જે

[1] વિ. સ ૧૯૮૯ ના પોષ વ. ૧૪ ને મગળવારે મુબઈમાં

બાબતો જણાવી હતી તેનો ટૂંકમા સાર એ હતો કે-"ક્લિષ્ટ કર્મના ક્ષય માટે તપ જ સમર્થ છે તપના અનેકવિધ પ્રકારો છે પણ તેમા આ શ્રી વર્ધમાન આયબીલ તપની વિશિષ્ટતા છે બીજા તપો જ્યારે અમુક અમુક દિવસે કરાતા છતા જલદી પૂરા થાય છે, ત્યારે આ તપ લગાતાર દિવસોમા કરાતા છતા બહુ લાબે સમયે પૂરો થઇ શકે છે ચૌદ વર્ષ ઉપરાતના સમય સુધી આ તપ કરનારનું તપસ્વી જીવન ચાલુ રહેવુ હોય છે ત્યારપછી પણ તપસ્યા કરવાના પરિણામ ચાલુ રહ્યા કરે છે બીજા તપના પારણામા જ્યારે પત્રાળીમા પકવાન્નાદિ પીરસવાની પચાતમા પડવાનુ હોય છે ત્યારે આ તપના પારણામા તો ઉપવાસ એટલે બમણી તપસ્યા કરવાનુ હોય છે કોઈ પણ તપની પૂર્ણાહુતિમા પારણાને દિવસે બમણી તપસ્યારૂપ પારણાનું વિધાન હોય તો તે આ શ્રી વર્ધમાન તપમા જ છે "દીક્ષાના ઉમેદવારોને સારા સસ્કાર પાડીને દીક્ષા આપવી જોઇયે' એવી જે જૈન સઘમા બુમરાણ ચાલે છે તે બુમરાણ ચલાવનારાઓને શ્રી વર્ધમાન તપ આયબીલની યોજના અને સસ્થા જબરદસ્ત સસ્કાર પાડનારી જવાબદાર અને જોખમદાર સસ્થા છે વ્યવસ્થિત રીતે આવુ ખાતુ ચલાવનારાઓ, પૈસાની મદદ આપનારાઓ અને તન-મનથી મદદ કરનારાઓ સર્વે ધ ન્યવાદને પાત્ર છે

---

લાલબાગના ઉપાશ્રયમા મળેલી મુબઈના શ્રી વર્ધમાનતપ આયબીલ ખાતાની વાર્ષિક જાહેર સભામા "શ્રી વર્ધમાનતપ અને શ્રી વર્ધમાન તપ સસ્થાની અનિવાર્ય જરૂર" એ વિષય ઉપર આપેલુ વ્યાખ્યાન આ આખુ વ્યાખ્યાન વાચવુ હોય તેણે તે સસ્થાનો ર ૧૯૮૮ ને ' જોવો

આક્ષેપ કરનારાઓ તો એમ પણ કહે છે કે-આ ખાતુ તો દીક્ષાના ઉમેદવારો ઊભા કરનારુ છે આ આક્ષેપના જવાબમા જણાવવાનુ એ છે કે-દીક્ષાના ઉમેદવારોને પકવવાનો કોઈ આ સસ્થાનો ઉદ્દેશ નથી છતા આ સસ્થાદ્વારા જે તપની આરાધના કરાય છે તે આરાધનાથી કોઈક આત્મા સુદઢ અને સસ્કારી બને છે કે જિનેશ્વરના સિદ્ધાતને પચાવીને છેવટે આત્મકલ્યાણના શ્રેષ્ઠતમ માર્ગે સચરવાનુ જ પસદ કરે છે જેથી સસ્થાના નિર્માતા-સચાલકો અને મદદગારો સ્હેજે સાચો આશીર્વાદ પામે તે સુવર્ણમા સુગધ સરખુ છે જનસમૂહના જીવનમા શ્રેષ્ઠ સસ્કારોની સ્થાપના કરનાર આવી સસ્થાને જેઓ તન, મન અને ધનથી પોષતા નથી, આયબીલ જેવી લૂખુ-સુકુ ખાઈને કરાતી તપસ્યામા પોતાની ચપળ લક્ષ્મીનો સદ્વ્યય કરી શકતા નથી અને શાસનના સાચા સુભટ પકવવામા પુનીત સસ્થાની કાર્યવાહીને અનુમોદતા નથી તેઓ ખરેખર જિનવરભાષિત સિદ્ધાતોને સમજ્યા નથી એમ કહી શકાય આ શ્રી વર્ધમાન તપ શ્રેણિક રાજાની રાણીએ દીક્ષિત થયા પછી સાધ્વીપણામા પૂરો કર્યો હતો ”

ઉપર પ્રમાણેના જાહેર વ્યાખ્યાનના ટૂક સાર ઉપરથી તપનો મહિમા સારી રીતે સમજાય છે તથા પારણાને દિવસે કરાતા ઉપવાસ સબધી સકલ્પ-વિકલ્પો દૂર થઈ જાય છે

## આરાધ્યપદોની આરાધન વિધિ

શ્રી વર્ધમાન તપની આરાધના કરનારાઓએ શ્રી અરિહત પદ, શ્રી સિદ્ધપદ અને શ્રી તપપદમાથી ગમે તે એક પદની આરાધના કરવાની હોય છે તેથી અનુક્રમે એ ત્રણે પદની

આરાધનાની વિધિ હવે જણાવવામા આવે છે દરેક આરાધકે નીચેના દુહામા જણાવેલી સાત પ્રકારની શુદ્ધિ સાચવાનુ ધ્યાનમા રાખવાનુ છે

૧ ૨ ૩ ૪ ૫
અગ વસન મન ભૂમિકા, પૂજોપકરણ સાર;
૬ ૭
ન્યાયદ્રવ્ય વિધિશુદ્ધતા, શુદ્ધિ સાત પ્રકાર. ૧

## શ્રી અરિહત પદ

શ્રી અરિહતપદની આરાધના કરનારે ઇરિયાવહી, તસ્સ ઉત્તરી, અન્નત્થ કહીને એક લોગસ્સનો કાઉસગ્ગ કરવો પારીને પ્રગટ લોગસ્સ સપૂર્ણ કરવો પછી શ્રી અરિહતપદ ઉજ્જવળ છે, નિર્મળ છે, ધ્યાન કરવા યોગ્ય છે, મારા આત્માને એકાતે હિતકારી છે અને બાર ગુણે કરી યુક્ત એવી ચિતવના મનમા કરીને દેરાસરમા દેવાધિદેવ અથવા ઉપાશ્રયમા સ્થાપનાચાર્યની સન્મુખ એક ખમાસમણુ દઇને ઇચ્છાકારેણ સદિસહ ભગવન્! શ્રી અરિહતપદ આરાધનાર્થ કાઉસગ્ગ કરૂ ? (જિનદેવ અગર સ્થાપનાચાર્યની પાસે આજ્ઞા માગતા હોઇએ એ પ્રમાણે ઉપર જણાવ્યુ તે નમ્રપણે બોલીને ) ઇચ્છ, શ્રી અરિહતપદ આરાધનાર્થ કરેમિ કાઉસગ્ગ વદણવત્તિઆએ પૂઅણવત્તિઆએ સક્કારવત્તિઆએ સમ્માણવત્તિઆએ બોહિલાભવત્તિઆએ નિરુવસગ્ગવત્તિઆએ સદ્ધાએ મેહાએ ધીઇએ' ધારણાએ અણુપ્પેહાએ વડ્ઢમાણિએ ઠામિ કાઉસગ્ગ, પછી અન્નત્થ ઊસસિએણ-નો પાઠ સપૂર્ણ કહીને બાર લોગસ્સનો ( સપૂર્ણ ) કાઉસગ્ગ કરી નમો અરિહતાણ-કહી કાઉસગ્ગ પારીને પ્રગટ લોગસ્સ

કહેવો આરાધનાના દરેક દિવસોમા ઉપર મુજબ ૧૨ લોગસ્સનો કાઉસગ્ગ કરવો તથા ૧૨ ખમાસમણા દેવા, ૧૨ સ્વસ્તિક કાઢવા અને ॐ ह्रीँ णमो अरिहंताण એ પદની ૨૦ નવકારવાળીનુ ગણુણું પણ રોજ ગણવુ

ઉપર જણાવેલા ૧૨ ખમાસમણા દેતી વખતે નીચે જણાવેલો દુહો અથવા કડીમાથી ગમે તે એક દુહો બોલીને ખમાસમણ દઇ પચાગ નમસ્કાર કરવો

"પરમ પચપરમેષ્ઠિમા, પરમેશ્વર ભગવાન;
ચાર નિક્ષેપે ધ્યાઇએ, નમો નમો શ્રીજિનભાણ" ૧

અથવા

"અરિહંતપદ ધ્યાતો થકો, દવ્વહ ગુણપર્યાય રે,
ભેદ છેદ કરી આતમા, અરિહંતરૂપી થાય રે"
મહાવીર જિણેસર ઉપદિશે, સાભળજો ચિત્ત લાઇ રે,
આતમધ્યાને આતમા, ઋદ્ધિ મળે સવિ આઇ રે,
મહાવીર જિણેસર ઉપદિશે ૧

ઉપર જણાવેલો દુહો અગર કડી બોલ્યા પછી નીચે જણાવેલા ૧૨ વાકયોમાથી એક વાકય બોલીને ખમાસમણ દેવાનુ ધ્યાનમા રાખવું

૧ શ્રી અશોકવૃક્ષપ્રાતિહાર્યસંયુતાય[1] શ્રીમદર્હતે નમો નમ.

[1] પ્રભુના શરીરપ્રમાણથી બાર ગુણો ઊંચો અશોકવૃક્ષ હોય છે તેની રચના દેવો કરે છે ને વૃક્ષને દેખનારાઓનો શોક દૂર થઇ જતો હોવાથી તેનુ નામ અશોકવૃક્ષ છે, તે ગુણનિષ્પન્ન નામ છે

૨ શ્રી સુરપુષ્પવૃષ્ટિપ્રાતિહાર્યસંયુતાય શ્રીમદર્હતે નમો નમ
૩ શ્રી દિવ્યધ્વનિપ્રાતિહાર્ય " " " "
૪ શ્રી ચામરયુગલ " " " "
૫ શ્રી સ્વર્ણસિંહાસન " " " "
૬ શ્રી ભામંડલ " " " "
૭ શ્રી દુંદુભિ " " " "
૮ શ્રી છત્રત્રય " " " "
૯ શ્રી કેવલનાનાતિશયસંયુતાય " " "
૧૦ સુરાસુરનરેંદ્રકૃત શ્રીપૂજાતિશયસંયુતાય " " "
૧૧ પંચત્રિંશદ્ગુણાલંકૃતશ્રીવચનાતિશયસંયુતાય " "
૧૨ શ્રી અપાયાપગમાતિશયસંયુતાય " " "

શ્રી વર્ધમાનતપની આરાધના કરનારે ઓળીના સર્વે દિવસોમાં બ્રહ્મચર્યપાલન, ઉભય ટંક પ્રતિક્રમણ, ત્રિકાળ જિન પૂજન, ત્રિકાળ દેવવંદન, ગુરુવંદન, ગુરુમુખથી શાસ્ત્રશ્રવણ, સર્વજ્ઞકથિત તત્વત્રયી ઉપર અતિશેષ રુચિ, ભૂમિસંથારો અને સવાર સાંજની પડિલેહણાદિ ક્રિયાઓ નિયમિત કરવાનો ઉપયોગ પણ રાખવાનો છે શ્રી અરિહંતપદની આરાધના કરનારે ઉપર જણાવ્યા પ્રમાણે કરવું બાકીના બે પદમાંથી ગમે તે એક પદની આરાધના કરનારે પણ બીજું બધું તો ઉપરની માફક જ કરવાનું છે ફક્ત સ્વસ્તિક, કાઉસગ્ગ, ખમાસમણાં અને ગુણણું ગણવામાં ફેર પડે છે, તે હવે બતાવવામાં આવે છે

## શ્રી સિદ્ધપદ.

શ્રી સિદ્ધપદના આરાધકે ૐ હ્રીં णमो सिद्धाणं એ પદની ૨૦ નવકારવાળીનું ગુણણું ગણવું આઠ સ્વસ્તિક કરવા

શ્રી અરિહંતપદને બદલે શ્રી સિદ્ધપદ બોલવું અને ઉજ્જવળ છે ત્યાં રક્તવર્ણ છે એમ કહેવું, બાકીનો બધો વિધિ અરિહંતપદના કાઉસગ્ગ અવસરે બતાવ્યો છે તેમ જ કરવાનો છે કાઉસગ્ગ ૮ લોગસ્સનો (સંપૂર્ણ) કરીને ણમો અરિહંતાણં કહી કાઉસગ્ગ પારીને પ્રગટ લોગસ્સ કહેવો ત્યાર પછી નીચેનો દોહો અગર કડી કહીને શ્રી સિદ્ધના આઠ ગુણના આઠ વાક્યોમાંથી એક એક વાક્ય કહેતા જઈને આઠ ખમાસમણાં દઈ પંચાંગ નમસ્કાર કરવો

શ્રી સિદ્ધગુણદર્શક દુહો તથા કડી—

"ગુણ અનંત નિર્મળ થયા, સહજ સ્વરૂપ ઉજાસ,
અષ્ટકર્મમલ ક્ષય કરી, ભયે સિદ્ધ નમો તાસ" ૧

અથવા

રૂપાતીત સ્વભાવ જે, કેવળ દંસણ નાણી રે,
તે ધ્યાતા નિજ આતમા, હોવે સિદ્ધ ગુણખાણી ૧
મહાવીર જિણેસર ઉપદિશે૦

સિદ્ધના આઠ ગુણદર્શક આઠ વાક્યો

૧ અનંતજ્ઞાનગુણસંયુતાય શ્રી સિદ્ધાય નમો નમઃ
૨ અનંતદર્શનગુણ ,, ,, ,,
૩ અવ્યાબાધ સુખગુણ ,, ,, ,,
૪ અનંતચારિત્રગુણ ,, ,, ,,
૫ અક્ષય સ્થિતિગુણ ,, ,, ,,
૬ અરૂપીનિરંજનગુણ ,, ,, ,,
૭ અગુરુલઘુગુણ ,, ,, ,,
૮ અનંતવીર્યગુણ ,, ,, ,,

## શ્રી તપ પદ

શ્રી તપપદનુ સેવન કરનારે પણ બધી વિધિ ઉપર પ્રમાણે જ કરવાની છે, પરંતુ બાર સ્વસ્તિક, બાર ખમાસમણા અને સંપૂર્ણ બાર લોગસ્સનો કાઉસગ્ગ કરવાનો છે કાઉસગ્ગ કરતી વખતે શ્રી અરિહંતપદના સ્થાને શ્રી તપપદ બોલવુ બાકી બધુ પૂર્વની માફક જ કરીને કાઉસગ્ગ પારી णमो अरिहंताण કહી પ્રગટ લોગસ્સ કહેવો ॐ ह्रीँ णमो तवस्स એ પદની વીસ નવકારવાળી ગણવી ખમાસમણા દેતી વખતે દરેક ખમાસમણાની પહેલા નીચે જણાવેલા દુહા અથવા કડીમાથી ગમે તે એક બોલીને પચાગ નમસ્કાર કરવો

" કર્મ ખપાવે ચીકણા, ભાવ મગળ તપ જાણ,
પચાસ લબ્ધિ ઉપજે, જય જય તપ ગુણખાણ " ૧

અથવા

" ઇચ્છારોધે સવરી, પરિણતિ સમતા યોગે રે,
તપ તે એહિ જ આતમા, વરતે નિજગુણ ભોગે રે "
મહાવીર જિણેસર ઉપદિશે ૧

ઉપરના દુહા અથવા કડીમાથી ગમે તે એક બોલ્યા પછી નીચેના બાર વાકયમાથી અનુક્રમે એક એક વાકય બોલ્યા પછી પચાગ નમસ્કાર કરવો

| | | | |
|---|---|---|---|
| ૧ | શ્રી દ્વિવિધઅનશનસ્વરૂપ | તપસે | નમો નમઃ |
| ૨ | શ્રી દ્વિવિધઔનોદર્ય | ,, | ,, |
| ૩ | શ્રી ચતુર્વિધવૃત્તિસક્ષેપ | ,, | ,, |
| ૪ | શ્રી ષડ્રસત્યાગ | ,, | ,, |

| | | | | |
|---|---|---|---|---|
| ૫ | શ્રી કાયક્લેશ | તપને | નમો | નમઃ |
| ૬ | શ્રી સલીનતા | ,, | ,, | ,, |
| ૭ | શ્રી દશવિધ પ્રાયશ્ચિત્ત | ,, | ,, | ,, |
| ૮ | શ્રી ત્રિવિધ વિનય | ,, | ,, | ,, |
| ૯ | શ્રી દશવિધ વૈયાવૃત્ય | ,, | ,, | ,, |
| ૧૦ | શ્રી પચવિધ સ્વાધ્યાય | ,, | ,, | ,, |
| ૧૧ | શ્રી ધર્માદિધ્યાન | ,, | ,, | ,, |
| ૧૨ | શ્રી કાયોત્સર્ગ | ,, | ,, | ,, |

આ તપની આરાધનાની બની શકે તેટલી ક્રિયાઓ મુખ્યતયા જિનમદિરમા શ્રી તીર્થંકર ભગવતની સન્મુખ કરવાની છે, પરતુ તેની અનુકૂળતા ન હોય તો ઉપાશ્રયમા સ્થાપનાચાર્યજીની સ મુખ કરવાની છે

## આરાધનવિભાગ સમ્પૂર્ણ



આ શ્રી વર્ધમાન તપની આરાધના કરનાર ઉપરના ત્રણ પદમાંથી ગમે તે એક પદની આરાધના કરીને સોએ સો ઓળી સંપૂર્ણ કરી શકે છે, પરંતુ જે એક પદની આરાધના કરવી હોય તે જ પદની આરાધના પહેલી ઓળીથી છેલ્લી ઓળી સુધી કરવાની પરંપરા છે તે અવશ્ય ધ્યાનમાં રાખવું

ખેડ કર્યા પછી ખાતર નાખીને તૈયાર કરેલા ક્ષેત્રમાં બીજ વાવ્યા પછી હવા અને પાણીની અનુકૂળતા થઈ જાય તથા વાડ વિગેરેથી રક્ષણ કરવામાં આવે તો પુષ્કળ ધાન્યની પ્રાપ્તિ થાય છે, તેમ આ શ્રી વર્ધમાન તપની આરાધનાની સાથે ઉપર જણાવેલી વિધિ પ્રમાણેની બધી ક્રિયાઓનો સુંદર યોગ મળી આવે તો " આ લોક તથા પરલોકમાં દરેક પ્રકારની ઇષ્ટ સંપદાઓનો સંયોગ આ તપના આરાધકને થાય છે, અને છેવટે આરાધક અંતરાયભૂત થનારા વિઘ્ન–વાદળોને વિખેરીને કેવળજ્ઞાનાદિ પરમાત્મપદની પ્રાપ્તિ કરી શકે છે, માટે પોતાના આત્માનું કલ્યાણ ઇચ્છનારા ભવ્ય જીવોએ વીર્યોલ્લાસની વૃદ્ધિ પૂર્વક આ તપના સેવનમાં ઉજમાળ થવું

## આગમસાક્ષીએ શ્રી વર્દ્ધમાનતપ

આસન્નોપકારી ચરમતીર્થંકર શ્રી મહાવીર મહારાજાના પંચમગણધર ભગવાન્ શ્રી સુધર્માસ્વામીજી પોતાના અંતેવાસી ચરમકેવળી આર્ય જંબૂસ્વામીજીને ઉદ્દેશીને [1]શ્રી અંતકૃતદશા નામનું આઠમું અંગ પ્રતિપાદન કરે છે આ આઠમા અંગના આઠ વર્ગો છે દરેક વર્ગના દશ દશ અધ્યયનો છે

---

૧ અગિયાર અંગ પૈકી આ આઠમું અંગ છે આ અંગમાં ભવનો અંત કરનારા અને મોક્ષે જનારા મહાપુણ્યશાળી જીવોના અધિકાર છે

આઠમા વર્ગના દશમા અધ્યયનમા ક્ષાયિકસમ્યક્ત્વ શિરો મણિ શ્રી શ્રેણિકની મસારીપણાની સ્રી અને જૈન શાસનના અજબ રંગથી રંગાયેલ સાધ્વી [1]શ્રી મહાસેનકૃષ્ણાના અધિકાર મા આ રીતે જણાવે છે

एव महासेणकण्हावि, नवर आयविलवड्ढमाण तवोकम्म उवसपज्जित्ताण विहरति, तजहा–आयविल करेति २, चउत्थ करेति २, वे आयविलाइ करति २, चउत्थ करेति २, तिनि आयविलाइ करति २, चउत्थ करति २, चत्तारि आयविलाइ करेति २, चउत्थ करति, पच आयविलाइ करेति २, चउत्थ करेति २, छ आयविलाइ करेति २, चउत्थ करति २, एव एक्कोत्तरियाए वड्ढीए आयविलाइ वड्ढति चउत्थतरियाइ जाव आयविलसय करति २ चउत्थ करेति । ततेण सा महासेण कण्हा अज्जा आयविलवड्ढमाण तवोकम्म चोद्दसहिं वासेहिं तिहि य मासेहि वीसदि य अहोरत्तेहिं अहासुत्त जाव सम्म काएण फासेति जाव आराहत्ता × × ×

ભાવાર્થ —એ રીતે તપસ્વાશિરોમણિ સાધ્વીશ્રી મહાસેન કૃષ્ણા આયબીલ વર્દ્ધમાન તપોધર્મનો સ્વીકાર કરીને આત્માને ભાવતા થતા વિચરે છે

ત વર્દ્ધમાન તપનુ સેવન આ પ્રમાણે કરે છે એક આયબીલ કરે છે, આયબીલ કરીને ઉપવાસ કરે છે, ઉપવાસ કરીને બે આયબીલ કરે છે, બે આયબીલ કરીને ઉપવાસ કરે છે,

1 સૂત્ર ૨૬, પૃ. ૩૨ પુઠી ૧ પંક્તિ ૨

ઉપવાસ કરીને ત્રણ આયબીલ કરે છે, ત્રણ આયબીલ કરીને ઉપવાસ કરે છે, ઉપવાસ કરીને ચાર આયબીલ કરે છે, ચાર આયબીલ કરીને ઉપવાસ કરે, ઉપવાસ કરીને પાચ આયબીલ કરે છે, પાચ આયબીલ કરીને ઉપવાસ કરે છે, ઉપવાસ કરીને છ આયબીલ કરે છે, છ આયબીલ કરીને ઉપવાસ કરે છે એ રીતિએ એક એક વૃદ્ધિપૂર્વક આયબીલ અનુક્રમે કરે છે સાત આયબીલ અને ઉપવાસ, આઠ આયબીલ ને ઉપવાસ, નવ આયબીલ ને ઉપવાસ કરતા કરતા અનુક્રમે સો આયબીલ ને ઉપવાસ કરે છે

આ રીતે એક એકની સખ્યાથી વૃદ્ધિ પામતા આયબીલ વર્ધમાનતપ ચૌદ વષ, ત્રણ માસ અને વીસ દિવસે પૂરો કરે છે

આ મહામગળકારી તપોધર્મનુ સેવન જે રીતે સૂત્રમા સૂત્રકારે પ્રતિપાદન કર્યુ છે તે રીતે સમ્યક્પ્રકારે પાલન કરતા કરતા પોતાના આત્માને તપોધર્મથી પુષ્ટ બનાવે છે તે તપોધર્મના સેવનથી સર્વસવર ભાવમા સ્થિત થઇ, ઘનઘાતી કર્મનો ક્ષય કરી, અનતચતુષ્કની પ્રાપ્તિ કરી, બાકીના ભવોપગ્રાહી ચાર કર્મનો સર્વથા ક્ષય કરી, સિદ્ધ, બુદ્ધ થઇ પરમપદે સ્થિત થયા



## સંસ્મરણીય-સુધાવર્ષા

# " શ્રી વર્દ્ધમાન તપોધર્મ છે "

---

૧ માનસિક મનોરથોની મહેલાતોને સત્ય કરી આપનાર **શ્રી વર્ધમાન તપોધર્મ છે**

૨ માનસિક મનોરથો, વાચિક શબ્દપ્રયોગો અને કાયિક પ્રવૃત્તિઓને સફલીભૂત બનાવનાર **શ્રી વર્ધમાન તપોધર્મ છે**

૩ શરીર અને આત્માને નિરાળો નિરખાવનાર **શ્રી વર્ધમાન તપોધમ છે**

૪ ત્યાગ, ત્યાગી અને ત્યાગના સાધનોમા જ સાચુ સુખ રહેલુ છે એવુ ભાન કરાવનાર **શ્રી વર્ધમાન તપોધર્મ છે**

૫ સમાધિપૂર્વક બાલપંડિતાદિ મરણ કરાવનાર **શ્રી વર્ધમાન તપોધર્મ છે**

૬ રોગાદિક પ્રસંગે આર્ત્તધ્યાનથી બચાવનાર **શ્રી વર્ધમાન તપોધર્મ છે**

૭ આપત્તિના પ્રસંગોમા સહનશક્તિનો સાક્ષાત્કાર કરાવનાર **શ્રી વર્ધમાન તપોધર્મ છે**

૮ લાખોની સંખ્યામા આયંબીલ કરનારાઓ, હજારોની સંખ્યામા શ્રી વર્ધમાન તપ કરનારાઓ, સેંકડોની સંખ્યામા સંયમધર્મની આરાધના કરનારાઓ અને કરો

ડોની મ ખ્યામા અઢળક 'દાન દેનારાઓના સમૂહરૂપ મોહવિનાશક ચતુરગી સેનાને સજ્જ કરનાર **શ્રીવર્ધમાન તપોધર્મ છે**

૯ બાહ્ય તપ વિનાનો અભ્યતર તપ કાર્યસાધક નહિ જ બને એ સિદ્ધાતને સમજાવનાર **શ્રી વર્ધમાન તપોધર્મ છે**

૧૦ ત્યાગના મહાન્ સિદ્ધાતને રોમેરોમ પ્રસરાવનાર **શ્રી વર્ધમાન તપોધર્મ છે**

૧૧ અપૂર્વ આરાધનાથી ઉત્પન્ન થયેલા શ્રીચદ્રકેવળીના અદ્વિતીય યશોરૂપી સાગરમા અન્ય તપસ્વીઓના આરાધનથી ઉત્પન્ન થયેલી કીર્તિરૂપ નદીઓના પ્રવેશને રોકનાર **શ્રી વર્ધમાન તપોધર્મ છે.**

૧૨ અતગડ સૂત્રમા કરવામા આવેલી મહાન્ તપસ્વીઓની ગણનામા મહાસેનકૃષ્ણા તપસ્વિનીના નામને મુખ્યતા અપાવનાર **શ્રી વર્ધમાન તપોધર્મ છે**

૧૩ પુણ્યનુ પોષણ અને પાપનુ શોષણ કરનાર **શ્રી વર્ધમાન તપોધર્મ છે**

૧૪ અણાહારી પદનુ આસ્વાદન કરાવનાર **શ્રી વર્ધમાન તપોધર્મ છે**

૧૫ આહારની મૂર્છા ટળાવનારા તપોવિધાનમા સૌથી અગ્રેસર **શ્રી વર્ધમાન તપોધર્મ છે**

૧૬ સાડા ચૌદ વર્ષથી ઉપરાત જેટલા લાબા સમય સુધી એકસરખી આહારની મૂર્છા ટળાવનાર **શ્રી વર્ધમાન તપોધર્મ છે**

૧૭ રસગારવની ગર્તામાં પડી ગયેલા અને પડનાર જીવોને બચાવનાર **શ્રી વર્ધમાન તપોધર્મ છે**

૧૮ આહારના અભિલાષ અને આસક્તિને દૂર કરવાનું સામર્થ્ય ધરાવનાર **શ્રી વર્ધમાન તપોધર્મ છે**

૧૯ ભાગવતી દીક્ષાના ભવ્ય ભાવને ઉત્પન્ન કરનાર **શ્રી વર્ધમાન તપોધર્મ છે**

૨૦ ઉત્પન્ન થયેલા શુભ ભાવને ટકાવનાર, વધારનાર અને પરંપરાએ પરમપદની પ્રાપ્તિ કરાવનાર **શ્રી વર્ધમાન તપોધર્મ છે**

૨૧ વર્તમાનકાલીન શાસનસંરક્ષકોનું સર્જન અને સમર્પણ કરનાર **શ્રી વર્ધમાન તપોધર્મ છે**

૨૨ શાસનનું અખંડ રીતે સંચાલન કરવાને માટે શ્રમણ ભગવંતોની પરંપરાને અખંડપણે ચાલુ રાખનાર **શ્રી વર્ધમાન તપોધર્મ છે.**

૨૩ વર્તમાનકાલીન શ્રમણ સંઘનું યશસ્વી જીવન ટકાવી રાખનાર **શ્રી વર્ધમાન તપોધર્મ છે**

૨૪ વૈદ્ય, ડૉક્ટર અને હકીમની દવા ખાઈ ખાઈને નિરાશ થયેલાઓને આશાનું કિરણ દેખાડનાર **શ્રી વર્ધમાન તપોધર્મ છે**

૨૫ હૉસ્પીટલ અને દવાખાનાઓમાં થઈ પડતા દર્દીઓના ધસારાને રોકનાર **શ્રી વર્ધમાન તપોધર્મ છે**

૨૬ કોઈપણ કર્મની કારમી મૂઝવણમાં ખરેખરો આશીર્વાદ આ **[illegible] વર્ધમાન તપોધર્મ છે**

૨૭ આયબીલ તપની વૃદ્ધિમા વધારેમા વધારે લાભ આપ નાર **શ્રી વર્ધમાન તપોધર્મ છે**

૨૮ મોહરાજાની છાતીમા આબાદ નિશાન લગાવીને તેની સામે લડનારને વાસ્તવિક વિજયી બનાવનાર **શ્રી વર્ધમાન તપોધર્મ છે**

૨૯ મોક્ષમાગના મુસાફરોને ઉન્નમીન પરિણામની પરિપકવતા કરાવનાર **શ્રીવર્ધમાન તપોધર્મ છે**

૩૦ વિષયસુખના ભોગમા રહેલી આપત્તિઓનો સાક્ષાત્કાર કરાવનાર **શ્રીવધમાન તપોધર્મ છે.**

૩૧ આત્મિક શક્તિઓના આવિર્ભાવ માટેનુ અદ્વિતીય સાધન **શ્રીવર્ધમાન તપોધર્મ છે**

૩૨ જડવાદના ચાલુ જમાનામા મક્કમપણે ત્યાગધમનુ શિક્ષણ આપનાર **શ્રીવર્ધમાન તપોધર્મ છે**

૩૩ આહાર, શરીર અને આત્માના પરસ્પર ભેદાભેદ તથા સબધનુ યથાર્થ જ્ઞાન કરાવનાર **શ્રીવર્ધમાન તપોધર્મ છે**

૩૪ આત્માને ચોળમજીઠ જેવા વૈરાગ્યના રગમા રગનાર **શ્રીવર્ધમાન તપોધર્મ છે**

૩૫ મોક્ષમાર્ગના મુસાફરોને નિર્વિઘ્નપણે મોક્ષમા પહોચાડ નાર **શ્રીવર્ધમાન તપોધર્મ છે**

૩૬ શ્રીચદ્રકેવળીના ચદ્રસમાન ઉજ્જવળ ચરિત્રના સસ્મરણો અને જીવનપ્રસગોને ઘણા કાળ સુધી જાગના– જીવતા રાખનાર **શ્રીવર્ધમાન તપોધર્મ છે**

૩૭ આરાધકોના હૃદયમા અનેરા ઉત્સાહ પ્રગટ કરનાર તથા ઘનઘાતી કર્મોને તોડનાર **શ્રીવર્ધમાન તપોધર્મ છે.**

૩૮ જિનેશ્વર દેવોના જીવનરહસ્યો ત્રણ ચોવીસી સુધી, અખડ બ્રહ્મચારીશિરોમણિ શ્રીસ્થૂલભદ્રસ્વામીનુ જીવન-રહસ્ય ચોરાશી ચોવીસી સુધી અને શ્રીવર્ધમાનતપની આરાધના કરનાર શ્રીચદ્રકેવળીનુ જીવનરહસ્ય આઠસો ચોવીસી સુધી જાગતુ-જીવતુ રાખનાર **શ્રીવર્ધમાન તપોધર્મ છે**

૩૯ આ મનુષ્ય જીવનમા શ્રેષ્ઠ સસ્કારોની સ્થાપના કરીને સર્વોત્તમ સુખની પ્રાપ્તિ કરાવનારા ભાગવતી દીક્ષાના માર્ગમા ગમન કરાવનાર **શ્રીવર્ધમાન તપોધર્મ છે**

૪૦ વિષય અને કષાયના દાવાનળથી દાઝી ગયેલા સસારી જીવોને શાતિનુ સમર્પણ કરનાર **શ્રી વર્ધમાન તપોધર્મ છે**

૪૧ વિઘ્નોની પરપરાને ટાળનાર **શ્રીવર્ધમાન તપોધર્મ છે**

૪૨ વાછિત ફળની પરપરાને પ્રાપ્ત કરાવના- **શ્રી વર્ધમાન તપોધર્મ છે**

૪૩ છ માસ પર્યતની આરાધના કરવાથી કઠિણમા કઠિણ વિઘ્નોને પણ દેશવટો દેનાર **શ્રી વર્ધમાન તપોધર્મ છે.**

૪૪ ઇંદ્રિયોના વિષય-વિકારોને જડમૂળથી ઉખેડી નાખનાર **શ્રી વર્ધમાન તપોધર્મ છે**

૪૫ વિઘ્નોના વૃદનુ વિદારણ કરીને એહલૌકિક પારલૌકિક અનેક પ્રકારની સપદાઓને પ્રાપ્ત કરાવનાર **શ્રી વર્ધમાન તપોધર્મ છે.**

---

# આરાધકો માટે આવશ્યકીય અમોઘ વર્ષા.

## "આરાધકો માટે આવશ્યક છે"

૧ સર્વજ્ઞ શાસનના સંચાલક સદ્‌ગુરુઓની આજ્ઞાનુસાર વર્તવુ એ **આરાધકો માટે આવશ્યક છે.**

૨ પ્રારંભ કરેલા અનુષ્ઠાનના વિધિ-વિધાન પ્રત્યેના બહુમાનમા વધારો કરતા રહેવુ એ **આરાધકો માટે આવશ્યક છે**

૩ અનુષ્ઠાનના આરંભ કાળથી તેની સમાપ્તિ થાય ત્યા સુધી ચિત્તને એકાગ્ર કરવુ એ **આરાધકો માટે આવશ્યક છે**

૪ નાશવંત પદાર્થોની પ્રાપ્તિ, ટકાવ અને વૃદ્ધિની તમન્ના રહિત થવુ એ **આરાધકો માટે આવશ્યક છે**

૫ અષ્ટ કર્મોના ઉન્મૂલન કરવાના અનુષ્ઠાનનુ અવલંબન કરવુ એ **આરાધકો માટે આવશ્યક છે.**

૬ અનુષ્ઠાનમા કરેલો ઉદ્યમ નિષ્ફળ જતો નથી અને ઉદ્યમ કર્યા વિના અનુષ્ઠાન સફળ થતુ નથી એવા ત્રિકાલાબાધિત સિદ્ધાંતને અનુસરવુ એ **આરાધકો માટે આવશ્યક છે**

૭ અનુષ્ઠાનની અમૂલ્યતાને વિચારવી એ **આરાધકો માટે આવશ્યક છે**

૮ અનુષ્ઠાનની અમૂલ્યતાને સમજીને આપત્તિકાળમા પણ આરાધનાને છોડવી નહિ એ **આરાધકો માટે આવશ્યક છે**

૯ ઉદય અને અસ્તમા એક સરખી અવસ્થાને ધારણ કરનારા સૂર્યની પેઠે સંપત્તિ અને આપત્તિના કાળમા એક સરખી અવસ્થાને ધારણ કરીને દરેક આરાધના કરવી એ આરાધકો માટે આવશ્યક છે

૧૦ વિષ, ગરલ, અનુષ્ઠાન, તદ્ધેતુ અને અમૃત નામના પાચ પ્રકારના અનુષ્ઠાનમા પહેલાના ત્રણ હેય કક્ષાના છે અને પછીના બે ઉપાદેય કક્ષાના છે એમ સમજવુ એ આરાધકો માટે આવશ્યક છે

૧૧ વિષાનુષ્ઠાન અને ગરલાનુષ્ઠાનના આતરિક રહસ્યને નહિ સમજનારાઓ અમૂલ્ય રત્ન સમાન અનુષ્ઠાનના અપૂર્વ ફળના બદલામા મુઠી ચણાની પ્રાપ્તિ કરે છે એમ સમજવુ એ આરાધકો માટે આવશ્યક છે

૧૨ વિષાનુષ્ઠાન, ગરલાનુષ્ઠાન અને અનનુષ્ઠાનને છોડીને તદ્ધેતુ અનુષ્ઠાન તથા અમૃતઅનુષ્ઠાનનુ સેવન આરાધકો માટે આવશ્યક છે

૧૩ તદ્ધેતુઅનુષ્ઠાન અને અમૃતઅનુષ્ઠાનમા પ્રવેશ કર્યા પહેલા ચિત્તના આઠ દોષોને સમજી લેવા એ આરાધકો માટે આવશ્યક છે

૧૪ ખેદ વિગેરે ચિત્તના આઠ દોષો ક્રિયામા એકાગ્રતાની હાનિ કરનારા હોવાથી તેના સ્વરૂપને સમજી લેવુ એ આરાધકો માટે આવશ્યક છે

૧૫ શરીરરૂપી મકાનમા ચિત્તરૂપી ગુપ્ત સ્થાનમા રહેલા ધર્મ ધનને લુ[illegible] [illegible]દાદિ દોષોરૂપે અંજનસિદ્ધ ચોરોથી

સદાકાળ સાવધાન રહેવુ એ **આરાધકો માટે આવશ્યક છે.**

૧૬ ખેતીપ્રધાન જીવો ખેતીને માટે પાણીની મુખ્યતા સ્વીકારે છે તેવી રીતે આરાધનમા ખેદને દૂર કરીને દ્રઢતાનો સ્વીકાર કરવો એ **આરાધકો માટે આવશ્યક છે**

૧૭ વેઠે ગયેલા ગાડાવાળાને જેમ છટકી જવાનુ મન થાય છે તેવી રીતે આરાધનામાથી છટકી જવાને બદલે ઉદ્વેગ દોષને ટાળીને સ્થિર થઇ જવુ એ **આરાધકો માટે આવશ્યક છે**

૧૮ કર્યું અગર નહિ કર્યું એવા ભ્રમિત મગજવાળો જેમ ન બોલવાના સ્થાને બોલી જાય છે, અને બોલવાને સ્થાને બોલવાનુ છોડી દે છે, તેવી રીતે આરાધનમા ભ્રમ દોષથી દૂર રહીને સ્વસ્થતા ધારણ કરવી એ **આરાધકો માટે આવશ્યક છે**

૧૯ શાતિને ગીરવી મૂકનારાઓ કોઇ પણ કાર્યને શાતિપૂર્વક સભાળી શકતા નથી અને યોગોનુ હલન–ચલન કરીને અશાતિનું સામ્રાજ્ય જમાવે તેવી રીતે ઉત્થાન દોષથી ઉભગી જઈને અનુષ્ઠાનમા **યોગોને યોગ્ય સ્થાને જોડવા એ આરાધકો માટે આવશ્યક છે**

૨૦ વાવેલા ધાન્યને લણવાના 'અવસર પહેલા જમીનમાથી ઉખેડી લઇને જેમ કોઈ લોભી ખેડૂત નવુ ધાન્ય વાવે છે અને પહેલા વાવેલા ધાન્યને તૈયાર થયા પહેલા ઉખેડી લેવાથી લાભને બદલે, નુકશાન મેળવે છે તેવી રીતે આરભેલા અનુષ્ઠાનમાથી ચચળચિત્તવાળાઓને

બીજા બીજા કાર્યમા ચિત્તનુ ક્ષેપન કરવાથી લાભને બદલે નુકશાન મેળવે છે, માટે ક્ષેપદોષથી દૂર રહી આરભેલા અનુષ્ઠાનનો સપૂર્ણ લાભ લેવો એ **આરાધકો માટે આવશ્યક છે.**

૨૧ વણિક્બુદ્ધિ ન્યાયે ઓછા લાભને જતો કરી વધુ લાભ મેળવવો એ જેમ શ્રેયસ્કર છે, તેવી રીતે નીચલા ગુણસ્થાનકની ક્રિયા-અનુષ્ઠાનમા રગાયેલા ઉચ્ચ ગુણસ્થાનકનો લાભ મળતો હોય તો પૂર્વના ગુણસ્થાનકની ક્રિયાને ગૌણ બનાવવી જરૂરી છે સમજવા તરીકે કોઇ કહે કે-ભવાટવીનુ ઉલ્લઘન કરવા માટે છઠ્ઠે ગુણસ્થાનકે સાધુપણુ પામવુ શ્રેયસ્કર છે પરતુ પ્રભુપૂજા, સુપાત્રદાનાદિનો રગ મને એવો લાગ્યો છે કે તેના વગર ચેન જ પડતુ નથી આવા રગથી રગાયેલા આત્માઓએ **આસગદોષથી** અલગ થઇ ઉચ્ચ, ઉચ્ચતર અને ઉચ્ચતમ ગુણસ્થાનકના અનુષ્ઠાનમા ઓતપ્રોત થઇ જવુ એ **આરાધકો માટે આવશ્યક છે**

૨૨ આરભેલી ક્રિયાનો લાભ મેળવ્યા વગર બીજી ક્રિયાઓમા હર્ષઘેલા થઇ અનુક્રમે એક પછી એક ક્રિયાનો આરભ કરનાર મુદ્દલ લાભ મેળવી શકતો નથી, તેવી રીતે સર્વજ્ઞ શાસનમાન્ય-ક્રિયાનો આરભ-કરનાર આરભેલી ક્રિયાનો આરભ કરે છે તે આરભેલા ઇષ્ટ કાર્યને બાળનાર અગાર-દોષનુ સેવન કરનાર છે, એમ સમજી અગાર-દોષથી અવશ્યમેવ અલગ રહેવુ એ **આરાધકો માટે આવશ્યક છે**

૨૯ સંસારના સર્વ આશ્ચર્યોને ભૂલીને અનુષ્ઠાન કરવાને પ્રસંગે સૂત્ર, અર્થ અને રહસ્યમાં લીન થતા આશ્ચર્યનો આસ્વાદ લેવો એ **આરાધકો માટે આવશ્યક છે**

૩૦ અનુષ્ઠાન સેવનના અનુપમ આશ્ચર્યના આવિર્ભાવથી રોમ રાજી વિકસ્વર થવારૂપ પુનીત પુલાક થવો એ **આરાધકો માટે આવશ્યક છે**

૩૧ જન્માંધને નેત્ર, નિર્ધનને ધન અને લડતા સૈનિકને જિતની પ્રાપ્તિથી જેવો પ્રમોદ થાય છે તેથી પણ વિશેષ પ્રમોદ અનુષ્ઠાનથી ઉત્પન્ન થવો એ **આરાધકો માટે આવશ્યક છે.**

૩૨ સુધાબિંદુઓદ્વારા અમૃત ક્રિયાના ૨૫ થી ૩૧ નંબર સુધીના તદ્‌ગતચિત્ત, સમયવિધાન, ભાવવૃદ્ધિ, ભવભય, વિસ્મય, પુલાક અને પ્રમોદ—એ સાતે લક્ષણને સેવીને અમૃતક્રિયાનો સ્પર્શ કરવો એ **આરાધકો માટે આવશ્યક છે**

૩૩ "અમૃત લેશ લહે એક વાર, રોગ નહિ ફરી અંગ મોઝાર, સ્વામી સેવીએ" એ શ્રી વીરવિજયજીની એ સુંદર શિખામણ **આરાધકો માટે આવશ્યક છે**

૩૪ "અમૃતનો લેશ લહ્યો એક વાર, બીજું રે ઔષધ કરવું નહિ પડે જી" મહોપાધ્યાય શ્રીયશોવિજયજીનો એ અનુપમ ઉપદેશ **આરાધકો માટે આવશ્યક છે**

૩૫ દગ્ધ, શૂન્ય, અવિધિ અને અતિપ્રવૃત્તિ એ ચાર દોષોથી રહિત અનુષ્ઠાનમાં ઉજમાળ થવું એ **આરાધકો માટે આવશ્યક છે.**

૩૬ અનુષ્ઠાનનુ સેવન કરતા કરતા અવસરની યોગ્યતાએ પ્રીતિ અને ભક્તિને પરાકાષ્ઠાએ પહોચાડવી એ આરાધકો માટે આવશ્યક છે

૩૭ કૂવામા આવતા પાણીના અખૂટ ઝરણા ની માફક ભાવની વૃદ્ધિપૂર્વક દરેક અનુષ્ઠાનોને સેવવુ એ આરાધકો માટે આવશ્યક છે

૩૮ આરભ-સમારભનો સકલ્પ કરવાની, આરભ-સમારભના સાધનો એકઠા કરવા ની અને આરભ-સમારભદ્વારા એ જીવોના છેદનભેદન કરવાની પ્રવૃત્તિને રોકવી એ આરાધકો માટે આવશ્યક છે

૩૯ નિરારભના અર્થી આત્માઓએ જયણાપૂર્વક સદારભનુ સેવન કરવુ એ આરાધકો માટે આવશ્યક છે.

૪૦ મલિનારભને છોડવા માટે સદારભનુ સેવન અવશ્યમેવ ક વુ એ આરાધકો માટે આવશ્યક છે

૪૧ તીવારભને નિકાજિત કઈને નિભાવ પૂરતા મદારભનુ સેવન કરનારે સદારભનુ સેવન કરવુ એ આરાધકો માટે આવશ્યક છે

૪૨ સ્વરૂપથી સાવદ્ય દેખાતી અને અનુબધથી નિરવદ્ય નિહાળાતી ક્રિયાના સેવનમા ઉજમાળ રહેવુ એ આરાધકો માટે આવશ્યક છે

૪૩ સ્વરૂપ, હેતુ અને અનુબધ દયાના પ્રકારા સમજીને સદારભનુ સેવન કરવું એ આરાધકો માટે આવશ્યક છે

૪૪ અલ્પાહાર અલ્પ નિદ્રા અને કષાયરહિત થવુ એ આરાધકો માટે આવશ્યક છે

૪૫ ઇંદ્રિયોનુ દમન કરીને અને ક્ષમાને ધારણ કરીને માનસિક દુષ્ટ સંકલ્પોને દેશાવો. દેવો એ આરાધકો માટે આવશ્યક છે

## ચાર પ્રકારના તપસ્વીઓ

શ્રીઠાણાગ સૂત્રના ૪ થા ઠાણાનુ સૂત્ર-૨૪૩ चत्तारि घुणा प० त०-तयक्खाते, छल्लिक्खाते, कट्ठक्खाते, सारक्खाते, एवमेव चत्तारि भिक्खागा प० त-तयक्खायसमाणे जाव सारक्खायसमाणे । तयक्खातसमाणस्स ण भिक्खागस्स सारक्खातसमाणे तवे पण्णत्ते, सारक्खातसमाणस्स ण भिक्खागस्स तयक्खातसमाणे तवे पण्णत्ते, छल्लिक्खाय समाणस्स ण भिक्खागस्स कट्ठक्खायसमाणे तवे पण्णत्ते, कट्ठक्खायसमाणस्स ण भिक्खागस्स छल्लिक्खायसमाणे तवे पण्णत्ते । सूत्र २४३ ।

ભાવાર્થ—ઘુણા-કીડા ચાર પ્રકારના હોય છે ૧ ત્વક્ (છાલની ઉપરનો ભાગ) ખાવાવાળા, ૨ છાલ ખાવાવાળા ૩ કાષ્ઠ ખાવાવાળા અને ૪ સારભૂત તત્વ ખાવાવાળા

જે કીડાઓ ઝાડની છાલનો ઉપરનો ભાગ ખાય પરંતુ છાલની અંદરનો ભાગ નહિ ખાય તે ત્વક્ ખાવાવાળા કીડા કહેવાય છે, તેવી રીતે ત્વક્ખાદ સમાન જે સાધુઓ [1]આચામ્લાદિ (આયંબીલાદિ) [2]પ્રાંત આહારનું સંતોષપણે ભક્ષણ કરતા હોય તેઓ ત્વક્ખાદ સમાન સાધુઓ કહેવાય છે

---

[1] અહીં શબ્દથી લૂખો-સૂકો નિરસ આહાર. [2] ગૃહસ્થો અને તેઓનો આશ્રિત વર્ગ જમી ગયા પછી રસોઇના વાસણોમાં રહેલો પદાર્થ કે જે નકામા જેવો હોય છે તે પ્રાંત આહાર.

ત્વગ્ખાદ સમાન કીડાઓ અને તેવો આયબીલાદિ નિરસ આહાર કરનારા સાધુઓ ૧

છાલખાદ સમાન કીડાઓ અને તેવો અલેપ આહાર કરનાર સાધુઓ ૨

કાષ્ઠખાદ સમાન કીડાઓ અને તેવો નિવિગઇ આહાર કરનાર સાધુઓ ૩

સારખાદ સમાન કીડાઓ અને સર્વ કામગુણાદિની વૃદ્ધિ થાય તેવો પૌષ્ટિક આહાર કરનારા સાધુઓ ૪

ઉપર જણાવ્યા પ્રમાણે ત્વદ્ સરખા અસાર-નિરસ આહાર કરનારા મુનિવરોનો તપ વજ્રસાર તપ કહેવાય છે, અર્થાત્ કર્મનો નાશ કરવામા એ તપ વજ્ર સરખુ કામ કામ કરે છે, તેથી કરીને ત્વક્ (છાલની ઉપરના ભાગ) સરખા અસાર નિરસ નિર્માલ્ય આહાર (આયબીલાદિ) કરનારા સારભૂત ખાનારા ગણાય છે અને તેઓનો તપ પણ સારભૂત ગણાય છે

આ રીતિએ—

૧ ત્વગ્ખાદ સમાન નિરસ આહાર ખાનારા સાધુઓને સારભૂત ખાનારા તપસ્વી કહેલા છે અને તેમના તપને પણ સારભૂત વર્ણવેલો છે

૨ સારખાદ સમાન પૌષ્ટિક આહાર ખાનારા સાધુઓને ત્વક્સારભૂત ખાનારા તપસ્વી કહેલા છે અને તેમના તપને ત્વક્ખાદ સમાન વર્ણવેલો છે

૩ છાલખાદ સમાન આહાર ખાનારા સાધુઓને કાષ્ઠખાદ સમાન તપસ્વી કહેલા છે અને તેમના તપને કાષ્ઠખાદ સમાન વર્ણવેલો છે

૪ કાષ્ઠખાદ સમાન આહાર ખાનારા સાધુઓને છલ્લિખાદ સમાન તપસ્વી કહેલા છે અને તેમના તપને છલ્લિખાદ સમાન વર્ણવેલો છે

ઉપર જણાવેલા ચાર પ્રકારના તપસ્વીઓમા પહેલાનો તપ તીવ્રતમ, બીજાનો તપ તીવ્રતર, ત્રીજાનો તપ તીવ્ર અને ચોથાનો તપ મદ હોય છે વધુ સ્પષ્ટીકરણ સમજવાની ઇચ્છા વાળાએ સૂત્ર-વૃત્તિનુ મનન-પરિશીલન કરવુ જરૂરી છે તપો ધર્મના સેવનમા રચાઇ ગયેલા તપસ્વીઓએ પોતે ઉપરના ચાર પ્રકારમાથી કયા પ્રકારના વિભાગમા છે તે વિચારવાની જરૂર છે



૧૦ દુર્બલ નગ્ન માસોપવાસી, જો છે માયારંગ,
તો પણ ગર્ભ અનંતા લેશે, બોલે બીજું અંગ મન૦

ભાવાર્થ —શરીરે દુર્બલ હોય, બાહ્ય પરિગ્રહનો ત્યાગી શરીરે નગ્ન, અને છટ્ઠ અટ્ઠમાદિ તપસ્યાએ વધતો વધતો મહિનાના ઉપવાસ કરવાવાળો હોય પરન્તુ માયાના રંગથી રંગાયેલો તે અનંતી વાર જન્મ-મરણ ધારણ કરશે આ વાતને સૂત્ર-કૃતાંગ નામનું બીજું અંગ સ્પષ્ટ કરે છે

જુઓ, શ્રીમદ્યશોવિજયજી ઉપાધ્યાયવિરચિત ૩૫૦ ગાથાનું સ્તવન ઢાલ ૮, ગાથા ૧૧ મી

૧૧. जइ वि य णिगणे किसे चरे, जइ वि य भुंजिय मासमंतसो ॥
जे इह मायाइ मिज्जइ, आगंता गब्भाय णंतसो ॥ ९ ॥

श्रीसूत्रकृतांगसूत्र वैतालिक-अध्ययन-प्रथम उद्देश पृ० ५७ पु

ઉપરના પદ્યમાં ભગવાન્ સુધર્માસ્વામીજી જણાવે છે અને તે વાતને શ્રીમાન્ શીલાંકસૂરીશ્વરજી ટીકામાં સ્પષ્ટ કરે છે

જુઓ, શ્રી ગોડી પાર્શ્વનાથ જૈન ગ્રંથમાલા પુષ્પમાલા નં ૪, સૂત્રકૃતાંગ પ્રથમ ભાગ

૧૨ આઠમે માયા નામના પાપસ્થાનકની સજ્ઝાયમાં પણ પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજ તે વાતને પુનઃ સ્પષ્ટ કરે છે —

નગન માસ-ઉપવાસિયા સુણો મતાજી
સીથ[1] લીએ કૃશ અન્ન ગુણવંતાજી

---

૧ દાણો

ગર્ભ અનતા પામશે સુણો સતાજી
જો છે માયા મન ગુણવતાજી

આઠમે માયાની સજ્ઝાય ગા૦ ૨

૧૩ વિધિ નિષેધ નવિ ઉપદિશે સુણો સતાજી
એકાન્તે ભગવન્ત ગુણવતાજી
કારણે નિષ્કપટી હવુ સુણો સતાજી
એ આણા છે તત ગુણવતાજી

આઠમે માયા ી સજ્ઝાય ગા૦ ૭

૧૪ રાગહરણ ત ૨ જપ શ્રુત ભાખ્યા રે
તેહથી પણ જિણે ભવફલ ચાખ્યા રે;
તેહનો કોઇ ન છે પ્રતિકારો રે,
અમીય-હોય-વિષ-ત્યા-શો-ચારો રે?

રાગની સજ્ઝાય ગા૦ ૫

૧૫ તપબલે છૂટયા તરણ તાણી રે,
કચન કોડિ આષાઢભૂતિ નાણી રે;
નદિષેણ પણ રાગે નડિયા રે,
શ્રુતનિધિ પણ વેશ્યાવશ પડિયા રે

રાગની સજ્ઝાય ગા૦ ૬

૧૬ રાગ ન કરજો કોઇ નર કોઇશુ રે,
નવિ રહેવાય તો કરજો મુનિશુ રે,
× × × ×
× × × × ×

રાગની સજ્ઝાય ગા૦ ૯

૧૭ ઉગ્ર વિહાર ને તપ જપ કિરિયા,
કરતા દ્વેષ તે ભવમાંહે પૂરિયા લાલન ભવ૦

દ્વેષની સજ્ઝાય ગા૦ ૪

૧૮ યોગનુ અંગ અદ્વેષ છે પહેલુ,
સાધન સવિ લહે તેહથી વહેલુ લાલન તેહથી૦

દ્વેષની સજ્ઝાય ગા૦ ૫

૧૯ રાગ ધરીજે જિહા ગુણ લહીએ,
નિર્ગુણ ઉપર સમચિત્ત રહીએ; લાલન સમચિત્ત૦

દ્વેષની સજ્ઝાય ગા૦ ૮

૨૦ ક્રોધ અજીરણ તપતણુ, જ્ઞાનતણુ અહંકાર હો,
પરનિંદા કિરિયાતણુ, વમન અજીર્ણ આહાર હો

પરપરિવાદની સજ્ઝાય ગા૦ ૩



# શ્રી સ્વાધ્યાય–વિભાગ

નોંધ—આ વિભાગમા આરાધકો આરાધનાને વધુ ઉજ્જ્વળ બનાવે એ હેતુથી અનુક્રમે શ્રી અરિહંત, સિદ્ધ અને તપ પદ માટે પૂજાદિનો સંચય અત્ર અપાય છે

" સૂત્ર–અક્ષર પરાવર્તના, સરસ શેલડી દાખી,
તાસ રસ અનુભવ ચાખીએ, જિહા એક છે શિવ સાખી "
શુદ્ધ નય અર્થ મન ધારીએ,
મહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી મહારાજકૃત સવાસો
ગાથાનુ સ્તવન, ઢાલ ૪થી, ગાથા ૧૪

## શ્રી વિજયલક્ષ્મીસૂરિકૃત વીશ સ્થાનકની પૂજામાથી શ્રી અરિહંતપદની પૂજા

દોહા

શ્રી શખેશ્વર પાસજી, સમળ જતુ હિતકાર,
પ્રણમી પદ યુગ તેહના, સ્તવન પૂજા રચુ સાર ૧

બહુવિધ તપ જપ દાખિયા, લોક લોકોત્તર સત્થ,
વીશસ્થાનક સમ કો નહિ, સદ્‌ગુરુ વદે પસત્થ ૨

અરિહંતાદિક પદતણુ, કારણ એ તપ સત્ય,
ત્રિક યોગે પ્રભુ પૂજિયે, ભાવશુ જેહવી શક્ત ૩

નિર્મળ પીઠ ત્રિકોપરિ, સ્થાપી જિનવર વીશ,
પૂજોપકરણ મેળવી, પૂજિયે વિશ્વાવીશ ૪

એક એક પદ વર્ણવ કરી, પૂજા પચ પ્રકાર,
અડવિધ એ [illegible], સેવો મત્તર ઉદાર

સજળ કળશ અડ જાતિના, જિનઆણા શિર ધાર,
પૂજે સ્થાનક વીશને, તસ નહિ દુરિત પ્રચાર ૬

પરમ પંચપરમેષ્ઠિમા, પરમેશ્વર ભગવાન,
ચાર નિક્ષેપે ધ્યાઇયે, નમો નમો શ્રી જિનભાણ ૭

---

## ઢાળ પહેલી

આદિ જિણંદ મયા કરો—એ દેશી

શ્રી અરિહંતપદ ધ્યાઇયે, ચોત્રીશ અતિશયવંતા રે,
પાંત્રીસ વાણી ગુણે ભર્યા, બાર ગુણે ગુણવંતા રે. શ્રી૦ ૧

અડહિય સહસ લક્ષણ દેહે, ઇંદ્ર અસંખ્ય કરે સેવા રે,
ત્રિહું કાળના જિન વાંદવા, દેવ પંચમ મહાદેવા રે શ્રી૦ ૨

પંચ કલ્યાણક વાસરે, ત્રિભુવન થાય ઉદ્યોત રે,
દોષ અઢાર રહિત પ્રભુ, તરણતારણ જગ પોત રે શ્રી૦ ૩

ષટ્કાય ગોકુળ પાળતા, મહાગોપ કહેવાય રે,
દયા પડહ વજડાવતા, મહામાહણ જગનાથ રે શ્રી૦ ૪

ભવોદધિ પાર પમાડતા, ચોથો વર્ગ દેખાવે રે,
ભાવ નિર્યામક ભાવિયો, મહાસત્થવાહ મોહાવે રે શ્રી૦ ૫

અસંખ્ય પ્રદેશ નિર્મળ થયા, છતિ પર્યાય અનંતા રે,
નવનવા જ્ઞેયની વર્તના, અનંતા અનંતી જાણતા રે શ્રી૦ ૬

પિંડ પદસ્થ રૂપસ્થમાં, દ્રવ્યગુણપર્યાયે ધ્યાયા રે,
દેવપાલાદિ સુખી થયા, સૌભાગ્યલક્ષ્મીપદ પાયા રે શ્રી૦ ૭

---

## ૫ શ્રી રૂપવિજયકૃત વીશ સ્થાનકની પૂજામાંથી શ્રી અરિહંતપદની પૂજા.

દુહા.

સુરપતિ શ્રીપતિ નરપતિ, ગુણતતિ જસ નિત ગાય,
પુરિસાદાણી પાસજી, સંખેશ્વર પુરરાય ૧

સકલ સમીહિત પૂરવા, સુરતરુ સમ સોહાય,
પ્રણમી પદ યુગ તેહના, ભક્તિભાવ ચિત્ત લાય ૨

સમકિતધારી જીવને, જિનપદ પ્રાપ્તિ હેત,
વીશસ્થાનક પૂજા રચું, પામી શાસ્ત્ર સંકેત ૩

દાન શીલ તપના કહ્યા, ત્રણ અઢાર ને બાર,
ભેદ સર્વ ભાવે મળ્યા, જિનપદ ફળ દાતાર ૪

વિવિધ જાતિ તપ જિને કહ્યા, સુખ સંપત્તિના મૂળ,
વીશસ્થાનક સમ કો નહિ, જિનપદને અનુકૂળ ૫

દાન શીલ તપ પૂજના, અણુવ્રત મહાવ્રત જોય,
દયા તીર્થની સેવના, સમકિતે સફળા હોય ૬

ત્રણ કાળ ત્રિકરણે કરી, પૂજી વીર જિણંદ;
તીર્થંકરપદ પામશે, શ્રી શ્રેણિક રાજીંદ ૭

સુંદર સિંહાસન ઠવી, અરિહંત પડિમા સાર,
અડ નવ સત્તર અઠ્ઠોત્તરી, પૂજા કરો મનોહાર ૮

પૂજક પૂજ્યની પૂજના, કરતો પૂજ્ય તે થાય,
પંચ પરમેષ્ઠીમાં પ્રથમ, તિણે પૂજો જિનરાય ૯

---

## ઢાળ પહેલી

પ્રથમ પૂર્વદિશે-એ દેશી

શ્રી અરિહંત ભગવંત પરમાતમા, દેવનો દેવ ગુણરયણખાણી
સાત શુદ્ધિ કરી મલિનતા પરિહરી, પૂજીએ ભવિજના પ્રેમ આણી
શ્રી૦

અરતિ રતિ મોહ નિદ્રા ન હાસી ભય, રાગ નહિ દ્વેષ નહિ જાસ અંગે
કામ મિથ્યાત્વ અજ્ઞાન જસ ખય થયા, ધ્યાઈયે તે પ્રભુ અધિક રંગે
શ્રી૦

ધ્યાન પિંડસ્થ પદસ્થ રૂપસ્થથી, ધ્યેય ધ્યાતા લહે એકતાને
દ્રવ્ય પર્યાયગુણ તેહના ધ્યાઈયે, પાઈયે સિદ્ધિ ઇહુ તત્ત્વજ્ઞાને
શ્રી૦

જન્મના ચાર અગીયાર ઘાતી ક્ષયે, દેવકૃત જાસ ઓગણીસ રાજે
ચોત્રીસ અતિશયો અંગ ચોથે કહ્યા, પાત્રીસ વયણ ગુણ જાસ છાજે
શ્રી૦

અડ અધિક સહસ લછન ધરે અંગમાં, ગુણ અનંતે ભર્યો નાથ મોહે
જાસ કલ્યાણકે જગતનું તમ ટળે, ઈંદ્ર ઉપેંદ્રના ચિત્ત મોહે
શ્રી૦

નામ ને થાપના દ્રવ્યભાવે કરી, જે નરા ચિત્તમાં નિત્ય ધ્યાવે
દેવપાલાદિ ભૂપાલપરે તે નરા, તીર્થપતિ સંપદા હસ્ત પાવે
શ્રી૦

જે મહાગોપ ષટ્કાય ગોકુળતણો, તિમ મહામાહણ જાસ કહિયે
ભવોદધિ બુડતા ભવ્ય નિસ્તારણો, સાર્થપતિ મુનિનો [illegible]

દ્રવ્યભાવે કરી પૂજના જે કરે, સ્વર્ગ અપવર્ગ તે નિયત પામે,
ત્રણ પણ અષ્ટ નવ સત્તર એકવીસવિહ, પૂજના કરી વસે સિદ્ધિધામે
શ્રી૦ ૮

પ્રથમ પદ પૂજતો રાય શ્રેણિક પ્રથમ, ભાવી ચોવીસી જિનરાજ થાશે,
તાસ પદ પદ્મની સેવના સુર કરી, રૂપવિજયાદિ નિત સુજસ ગાશે
શ્રી૦ ૯

કાવ્ય

પુષ્પપ્રદીપાક્ષતધૂપપૂગી-ફલૈર્જિનેન્દ્રપ્રતિમા પ્રપૂજ્ય,
યે લક્ષશ શ્રીપરમેષ્ઠિમન્ત્ર, જપતિ તે તીર્થકૃતો ભવતિ ૧

મન્ત્ર

ૐ હ્રીં શ્રીં પરમાત્મને અનન્તાનન્તજ્ઞાનશક્તયે જન્મ-જરા મૃત્યુનિવારણાય શ્રીમતે જિનેન્દ્રાય જલ ચંદન પુષ્પ ધૂપ દીપ અક્ષત નૈવેદ્ય ફલ યજામહે સ્વાહા

---

## શ્રી વિજયાનંદસૂરિ (આત્મારામજી)કૃત વીશ સ્થાનકની પૂજામાંથી અરિહંતપદની પૂજા.

દુહો

શમરસ રસભર અઘહર, કરમ ભરમ સબ નાશ,
કર મન મગન ધરમ ધર, શ્રી શંખેશ્વર પાસ

વસ્તુ સકલ પ્રકાશિની, ભાસિની ચિદ્‌ઘન રૂપ,
સ્યાદ્વાદમતકાશિની, જિનવાણી રસકૂપ

છટ્ઠે અંગ આવશ્યકે, વશિ નિમિત્ત વિધાન,
તે સાધે જિનપદ લહે, અજર અમરકી ખાન ૩

જિન ગણધર વાણી નમી, આણી ભાવ ઉદાર,
વિંશતિપદ પૂજન વિધિ, કહીશુ વિધિ વિસ્તાર ૪

વિંશતિ તપપદ સારિખી, કરણી અવર ન હોય,
જો ભવિ સાધે રંગશું, અર્હન્ રૂપી હોય ૫

ક્રમસે પીઠ ત્રિકોપરે, થાપી જિનવર વીસ,
સામગ્રી સહુ મેલીને, પૂજે ત્રિભુવન ઈશ ૬

એક એક પદ પૂજિયે, પંચ અષ્ટ સત્તાર,
દ્રવ્યાર્ચન વિધિ જાણિયે, ઈગવીસ વિધિ વિસ્તાર ૭

---

રાગ–ધન્યાશ્રી દો નયણાંદા માર્યાં મરજા । પરદેશીડા—એ દેશી

અરિહંતપદ મનરંગ ચિદાનંદ અરિહંતપદ મનરંગ, એ આંકણી
ચિદાનંદઘન મંગલરૂપી, મિથ્યાતિમિર દિણંદા ચિ૦ અ૦ ૧
ચોતીસ અતિશય પૈંતીસ વાણી, ગુણ બારે સુખકંદા ચિ૦ અ૦ ૨
મહાગોપ મહામાહણ કહિયે, કાટે ભવભય ફંદા ચિ૦ અ૦ ૩
નિર્યામક સત્થવાહ ભણીજે, ભવિ ચકોર મનચંદા ચિ૦ અ૦ ૪
ચાર નિક્ષેપરૂપ જગરંજન, ભંજન કરમ નરિંદા ચિ૦ અ૦ ૫
અવર દેવ વામા વશ કીને, તું નિકલંક મહિંદા ચિ૦ અ૦ ૬
જ્ઞાયક નાયક શુભગતિદાયક, તું જિન ચિદ્ઘનવૃંદા ચિ૦ અ૦ ૭
દેવપાલ શ્રેણિક પદ સાધી, અરિહંતપદ નિપજંદા ચિ૦ અ૦ ૮
સબ શિવશંકર ઈશ નિરંજન, ગતકલિમલ સબ ધંદા ચિ૦ અ૦ ૯
જિનકે પંચ કલ્યાણક જગમે, કરે ઉદ્યોત અમંદા ચિ૦ અ૦ ૧૦
આતમ નિર્મળ ભાવ કહીને, પૂજો ત્રિભુવન ઈંદા ચિ૦ અ૦ ૧૧

કાવ્ય -દ્રુતવિલંબિત વૃત્ત

અતિશયાદિગુણાબ્ધિવદાન્યક, જિનવરેન્દ્રપદસ્ય નિદાનક,
નિખિલકર્મશિલોચ્ચયસૂદન, કુરુત વિંશતિસંપદપૂજન ૧

મંત્ર

ૐ હ્રીં શ્રી પરમપુરુષાય પરમેશ્વરાય જન્મજરામૃત્યુ નિવારણાય શ્રીમતે અર્હતે જલાદિક યજામહે સ્વાહા

---

## ન્યાયવિશારદ ન્યાયાચાર્ય મહામહોપાધ્યાય શ્રી યશોવિજયગણિવિરચિત નવપદની પૂજામાંથી શ્રી અરિહંતપદની પૂજા.

ઉપ્પન્નસન્નાણમહોમયાણં, સપ્પાડિહેરાસણસંઠિયાણં;
સદ્દેસણાણંદિયસજ્જણાણં, નમો નમો હોઉ સયા જિણાણં ૧ *

### શ્રી જ્ઞાનવિમલસૂરિકૃત સ્તવના

ભુજંગપ્રયાત વૃત્ત

નમોઽનંતસંતપ્રમોદપ્રદાન-
પ્રધાનાય ભવ્યાત્મને ભાસ્વતાય,
થયા જેહના ધ્યાનથી સૌખ્યભાજા,
સદા સિદ્ધચક્રાય શ્રીપાલરાજા ૧

---

* બીજી પ્રતમાં નીચેનો દુહો પણ મળે છે
પરમમંત્ર પ્રણમી કરી તાસ ધરી ઉર ધ્યાન,
અરિહંતપદ પૂજા કરો, નિજ નિજ શક્તિ પ્રમાણ ૧

કર્યાં કર્મ દુર્મર્મ ચકચૂર જેણે,
ભલા ભવ્ય નવપદધ્યાનેન તેણે,
કરી પૂજના ભવ્ય ભાવે ત્રિકાળે,
સદા વાસિયો આતમા તેણે કાળે ૨

જિકે તીર્થંકર કર્મ ઉદયે કરીને,
દિયે દેશના ભવ્યને હિત ધરીને,
સદા આઠ મહાપાડિહારે સમેતા,
સુરેશે નરેશે સ્તવ્યા બ્રહ્મપૂતા ૩

કર્યાં ઘાતિયા કર્મ ચારે અલગ્ગા,
ભવોપગ્રહી ચાર જે છે વિલગ્ગા,
જગત્ પંચ કલ્યાણકે સૌખ્ય પામે,
નમો તેહ તીર્થંકરા મોક્ષકામે ૪

---

## શ્રીમદ્ દેવચંદ્રજીકૃત સ્તવના

ઢાળ-ઉલાળાની દેશી

તીર્થપતિ અરિહા નમું, ધર્મ ધુરંધર ધીરોજી,
દેશના અમૃત વરસતા, નિજ વીરજ વડવીરોજી ૧
ઉલાલો-વર અખય નિર્મળ જ્ઞાન ભાસન સર્વભાવ પ્રકાશતા,
નિજ શુદ્ધ શ્રદ્ધા આત્મભાવે ચરણથિરતા વાસતા,
જિનનામકર્મ પ્રભાવ અતિશય પ્રાતિહારજ શોભતા,
જગજંતુ કરુણાવંત ભગવંત ભવિકજનને થોભતા ૨

---

પૂજા–ઢાળ શ્રીપાળના રાસની

ત્રીજે ભવ વરસ્થાનક તપ કરી, જેણે બાંધ્યું જિનનામ,
ચોસઠ ઈંદ્રે પૂજિત જે જિન, કીજે તાસ પ્રણામ રે,
ભવિકા! સિદ્ધચક્રપદ વંદો, જેમ ચિરકાળે નંદો રે ભવિકા૦ ૧
એ આંકણી

જેહને હોય કલ્યાણક દિવસે, નરકે પણ અજવાળું,
સકળ અધિક ગુણ અતિશયધારી, તે જિન નમી અઘ ટાળું રે
ભવિકા૦ ૨

જે તિહુ નાણસમગ્ગ ઉપ્પન્ના, ભોગકરમ ક્ષીણ જાણી,
લેઈ દીક્ષા શિક્ષા દિયે જનને, તે નમિયે જિન નાણી રે
ભવિકા૦ ૩

મહાગોપ મહામાહણ કહિયે, નિર્યામક સત્થવાહ,
ઉપમા એહવી જેહને છાજે, તે જિન નમિયે ઉત્સાહ રે
ભવિકા૦ ૪

આઠ પ્રાતિહારજ જસ છાજે, પાંત્રીશ ગુણયુત વાણી,
જે પ્રતિબોધ કરે જગજનને, તે જિન નમિયે પ્રાણી રે
ભવિકા૦ ૫

---

ઢાળ–શ્રીપાળના રાસની

અરિહંતપદ ધ્યાતો થકો, દવ્વહ ગુણ પજ્જાય રે,
ભેદ છેદ કરી આતમા, અરિહંતરૂપી થાય રે ૧
વીર જિનેશ્વર ઉપદિશે, સાંભળજો ચિત્ત લાઈ રે,
આતમ ધ્યાને આતમા, ઋદ્ધિ મળે સવિ આઈ રે વીર૦ ૨

કાવ્ય

વિમલકેવલભાસનભાસ્કર, જગતિ જંતુમહોદયકારણં,
જિનવરં બહુમાનજલૌઘત, શુચિમના સ્નપયામિ જિનેશ્વરં ૧

સ્નાત્ર કરતા જગદ્‌ગુરુ શરીરે, સકલ દેવે વિમલ કલશ નીરે;
આપણા કર્મમલ દૂર કીધા, તિણે તે વિબુધે ગ્રંથે પ્રસિદ્ધા ૨
હર્ષ ધરી અપ્સરા વૃંદ આવે, સ્નાત્ર કરી એમ આશિષ ભાવે;
જિહાં લગે સુરગિરિ જંબૂદીવો, અમતણા નાથ દેવાધિદેવો.
(અમતણા નાથ જીવાનુજીવો) ૩

ૐ હ્રીં શ્રીં પરમપુરુષાય પરમાત્મને પરમેશ્વરાય જન્મ જરામૃત્યુનિવારણાય શ્રીમતે સિદ્ધચક્રાય શ્રીઅર્હત્પદાય જલ ચંદન પુષ્પ ધૂપ દીપ અક્ષત નૈવેદ્ય ફલ યજામહે સ્વાહા૦

ૐ હ્રીં નમો અરિહંતાણં મ્હી અનુક્રમે શ્રી અરિહંતપદની અષ્ટપ્રકારી પૂજા કરવી ( આ પ્રમાણે દરેક પૂજા દીઠ જાણવું, માત્ર પદનું નામ ફેરવ્યા કરવું )

---

## ૫ શ્રી પદ્મવિજયકૃત નવપદની પૂજામાંથી શ્રી અરિહંતપદની પૂજા

દુહા

શ્રુતદાયક શ્રુતદેવતા, વંદુ જિન ચોવીશ,
ગુણ સિદ્ધચક્રના ગાવતાં, જગમાં હોય જગીશ ૧
અરિહંત સિદ્ધ સૂરિ નમું, પાઠક મુનિ ગુણધામ;
દંસણ નાણ ચરણ વળી, તપ ગુણમાંહે ઉદ્દામ ૨
ઈમ નવપદ ભક્તિ કરી, આરાધો નિત્યમેવ;
જેહથી ભવદુઃખ ઉપશમે, પામે શિવ સ્વયમેવ ૩
તે નવપદ કાંઈ વર્ણવું, ધરતો ભાવ ઉલ્લાસ,
ગુણિગુણગણ ગાતા થકા લહીએ જ્ઞાનપ્રકાશ ૪

પ્રતિષ્ઠાકલ્પે કહી, નવપદ પૂજા સાર,
તેણે નવપદ પૂજા ભણું, કરતો ભક્તિ ઉદાર 5

ઢાળ પહેલી—રાગ ભૈરવ

પ્રથમ પદ જિનપતિ ગાઇએ ગુણતતિ
પાઈયે વિપુલ ફળ સહજ આપ,
નામ ગોત્રજ સુણ્યા કર્મ મહા નિર્જર્યા
જાય ભવમતતિ બદ્ધ પાપ 1

એક વરરૂપમા વરણ પચે હોયે,
એક તુજ વર્ણ તે જગ ન માયો,
એક તિમ શ્લોકમા વરણ બત્રીશ હોએ,
એક તુજ વર્ણ કિણહી ન ગવાયો 2

વાચગુણ અતિશયા પારિહેરા મયા,
બાહ્ય પણ એ ગુણા કુણે ન ગવાયા,
કેવળનાણ તહ કેવળદંસણ,
પમુહ અભ્યંતરા જિનપ પાયા,
તેહ મુહ-પદ્મથી કિમ કહાયા ? 3

દુહા

જિનગુણ અનંત અનંત છે, વાચક્રમ મિત દીહ,
બુદ્ધિ રહિત શક્તિવિકલ, કિમ કહુ એકણ જીહ ? 1

ઢાળ બીજી—રાગ દેશાખ

ભાવ ધરી ભવિ પૂજિયે, તિગ અડ પણ ભેય,
તિમ સત્તર ભેદે કરી, પૂજો ગત ખેય ભાવ૦ 1

ઇગવીસ અડસય ભેદથી, જિન ભાવ સભારી,
પૂજો પરિગલ ભાવશુ, પ્રભુ આણાકારી ભાવ૦ ૨
પૂજા કરતા પૂજ્યની, પૂજ્ય પોતે થાવે,
નજ પદપદ્મ સેવક નિજે, અક્ષયપદ પાવે ભાવ૦ ૩

---

## શ્રી વિજયાનદસૂરિ( આત્મારામજી )કૃત નવપદની પૂજામાથી શ્રી અરિહતપદની પૂજા.

દુહા

શ્રી શખેશ્વર પાસજી, પૂરો વછિત આમ,
સિદ્ધચક્ર પૂજા રચુ, જિમ તૂટે ભવપાસ ૧
ઉપકારી જિનરાજકી, પૂજા પ્રથમ વિધાન,
જો ભવિ સાધે રગસુ, અજર અમર કી ખાન ૨
ઉત્પન્ન જ્ઞાન સત રૂપ હૈ, પ્રતિહારજ શોભત,
સિહાસન બેઠે વિભુ, દે ઉપદેશ મહત ૩

રાગ–ખમાચ

જિનપૂજન આનદખાની (૨) અચલી૦
સતિ અનત પ્રમોદ અનગ સત્ ચિત આનદદાની જિન૦
તીર્થંકર શુભનામ કર્મકે ઉદય કહે જિનબાની જિન૦
ઘાતિકર્મકો નાશ કરીને અષ્ટાદશ મલહાની જિન૦
કરે અઘાતિ જીર્ણ વસનસે તીર્થેશ્વર પદ ઠાની જિન૦
ઐસે અર્હન્ દેવ સુહકર ભયભજન નિર્વાની જિન૦
આતમ આનદ પૂરણ સ્વામી નમો દેવ મનમાની જિન૦

દુહા

શાસનપતિ અરિહા નમો, ધર્મધુરંધર ધીર,
દેશના અમૃત વર્ષિણી, નિજ વીરજ વડવીર ૧
નિર્મળ જ્ઞાન અક્ષયનિધિ, શુદ્ધ રમણ નિજરૂપ,
થિરતા ચરણ સુહંકરુ, પૂજો અર્હન્ ભૂપ ૨

મહબૂબ જાની મેરા-યહ ચાલ

શ્રી અર્હન્ સ્વામી મેરા, છિન નાહિ ભુલના રે,
તુમ પૂજો ભવિ મન રંગે, ભવભય હિ મિટાના શ્રી૦ ૧
ભવ તીજે વર તપ કરકે, એવો નિદાના રે,
જિન નામકર્મ શુભ બાંધી, હુએ ત્રિભુવનરાના શ્રી૦ ૨
જિનકે કલ્યાણક દિવસે, નરકે સુહાના રે,
ઉદ્યોત હુઆ ત્રિભુવનમે, અતિશય ગુણ ગાના શ્રી૦ ૩
પ્રભુ તીન જ્ઞાન લેઇ ઉપને, જગમે સુખાના રે,
લેઇ દીક્ષા ભવિજન તાર, હુએ કેવલજ્ઞાના શ્રી૦ ૪
મહાગોપ સત્થ નિર્યામક, વળી મહામહાના રે,
યહ ઉપમા જિનકો છાજે, તે ત્રિભુવન ભાના શ્રી૦ ૫
પ્રતિહાર અડ જસ શોભે, ગુણ પૈંતીસ વાના રે,
પ્રભુ ચોતીસ અતિશયધારી, મહાનંદ ભરાના શ્રી૦ ૬
ભવિ અર્હન્પદકો પૂજો, નિજરૂપ સમાના રે,
જિન આતમધ્યાને ધ્યાવે, તદ્રૂપ મિલાના શ્રી૦ ૭

કાવ્ય-દ્રુતવિલંબિતવૃત્ત

અખિલવસ્તુવિકાશનભાસ્કર, મદનમોહતમસ્સુવિનાશક,
નવપદાવલિ નામ સુભક્તિત, શુચિમના પ્રયજામિ વિશુદ્ધયે ૧

મ ત્ર

ૐ હ્રી શ્રી પરમપુરુષાય પરમેશ્વરાય જન્મજરામૃત્યુ નિવારણાય શ્રીમતેઽર્હતે જલાદિક યજામહે સ્વાહા

---

तो भणइ गणी नरवरपत्त अरिहंतपयप्पमाएण ।
देवपालेण रज्ज, मकत्त कत्तिएणा वि ॥१॥ सिरिसिरिवालकहा

ભાવાર્થ —ગણધર ભગવન્ત કહે છે કે-હે રાજન્! અરિહતપદના પ્રસાદથી દેવપાલ નામના સેવકે રાજ્ય અને કાર્તિક શેઠે ઇન્દ્રપણુ મેળવ્યુ

---

## શ્રી અરિહતપદના આરાધકો માટે

૧ ભેદજ્ઞાનમા નિષ્ણાત અને છેદ કરવામા અતિ કુશળ શિરોમણિ તીર્થ કરો છે માટે જ તેઓના દર્શન, વદન, પૂજન, સત્કારાદિમા તત્પર બનો

૨ તીર્થ કર ભગવન્તોએ પૂર્વે પ્રાપ્ત કરેલ શરૂઆતનુ સમ્યકૃત્વ પણ પ્રતિપાતિ હોઇ શકે છે

૩ શ્રી તીર્થ કર ભગવન્તોને જગતભરના જીવ માત્રને નિર્ગ્રન્થ પ્રવચનના રસિક બનાવવાના વિશિષ્ટ વિચારોવાળુ વરબોધિ સમ્યકૃત્વ હોય છે

૪ એક જ ભવમા કેવળજ્ઞાન અને મોક્ષ થવા એ સહેલામા સહેલી સાધના છે પરન્તુ તીર્થ કરનામકર્મની નિકાચના ત્રણ ભવ વગર થતી જ નથી

૫ સસારચક્રમા પરિભ્રમણ કરનાર તીર્થ કર ભગવન્તના

જીવો પણ ત્રણ ભવ શેષ સંસાર રહે તે અવસરે આરાધ્યપદની આરાધના નિયમા કરે છે

૬ તીર્થંકરનામકર્મની નિકાચના કરનાર ત્રણ ભવ શેષ સંસાર રાખીને નિકાચના કરે છે

૭ તીર્થંકરનામકર્મની નિકાચના કરવાના અવસરે અપ્રતિપાતિ વરબોધિ (શ્રેષ્ઠ સમ્યક્ત્વ) હોય છે

૮ વરબોધિને વરેલો પુણ્યાત્મા જગતભરને શાસનના રસિક બનાવવા માટે કટિબદ્ધ થયેલો હોય છે

૯ તીર્થંકરનામકર્મની ઉપાર્જના કરનારને અરિહંતાદિક વીશ પદો અગર તે વીશ પદોમાથી એકાદ પદને આરાધવું પડે છે

૧૦ અરિહંતપદની આરાધનામા વ્યક્તિના વિભેદો નજરે પડતા નથી

૧૧ અરિહંતપદની આરાધનામા ક્ષેત્ર-કાળ અવસ્થાનું નિયમન નથી

૧૨ અરિહંતપદની આરાધનામા નિયમિત નામનો નશો નથી

૧૩ સર્વ ક્ષેત્રના, સર્વ કાળના, સર્વ અવસ્થાના, હરકોઈ નામને ધારણ કરવાવાળા, તીર્થંકરનામકર્મની નિકાચના કરેલા, તીર્થંકરનામનિકાચના કરીને દેવલોક ગયેલા અગર નરકે ગયેલા સર્વ તીર્થંકરની આરાધના એક અરિહંતપદને આરાધવાથી થાય છે

૧૪ અરિહંતપદની આરાધના દ્વારાએ અરિહંતપદની પ્રાપ્તિ થાય છે

૧૫ આરાધ્ય ભગવન્ત અરિહંતો આરાધ્યપદ અપાવી શકતા નથી પણ તેઓની આરાધના અરિહંતપદની પ્રાપ્તિ કરાવે છે

૧૬ અરિહંતાદિને કરેલો નમસ્કાર સર્વ પાપનો નાશ કરે છે

૧૭ અરિહંતાદિને કરેલો નમસ્કાર સર્વ મંગલોમા ઉત્કૃષ્ટ મંગળ છે

૧૮ અરિહંતપદના આરાધકોને અરિહંતપદ ની આરાધનામા તત્પર બ યા વગર અરિહંતપદની પ્રાપ્તિ અબ્જો કોશ દૂર છે

૧૯ ભેદજ્ઞાનમા ભૂલા પડેલાઓ છેદ કરવાના અવસરે છેતરાય તેમા નવાઇ શું ?

૨૦ ભેદજ્ઞાનની ભૂલભુલામણીમા છેદ કરવાનું છોડીને નહિ છેદ કરવાને છેદે છે

૨૧ ભેદનીતિ અને ભેદજ્ઞાનમા આભ અને જમીન જેટલુ અતર છે

૨૨ છળ, કપટ, માયાજાળ અને મુત્સદ્દીપણાની ચાલબાજી ઓનો સમાવેશ ભેદનીતિમા છે, અને ભેદજ્ઞાન દ્વારાએ વિનાશી અવિનાશી પદાર્થનો વાસ્તવિક નિર્ણય-કિમત-સ્વરૂપફલાદિની વિચારણાઓ હોય છે

૨૩ પિયરમા પોષાયેલી પુત્રીને પદર વર્ષ પહેલા પિયર અને ઘરના ભેદ સમજાય છે, પરંતુ જીવનના અંત સુધી સસારિયોને સસાર અને શાસનના ભેદ સમજાતા નથી, એ જ ખેદનો વિષય છે

૨૪ ભેદજ્ઞાનમા ભીંજાયા વગર અને છેદ કરવાની કુશળ

કાર્યવાહી કર્યા વગર કોઈપણ આત્મા અરિહંતપદ પ્રાપ્ત કરી શકતો નથી

૨૫ આરાધ્યપદમા બિરાજમાન અરિહંતો અરિહંતપદની પ્રાપ્તિ કરાવતા નથી, પરંતુ તેઓની આરાધના દ્વારાએ જ અરિહંતપદની પ્રાપ્તિ થાય છે

૨૬ આરાધક અને આરાધ્યપદ વચ્ચેનુ અંતર તોડનારી ચીજ આરાધના છે

૨૭ આરાધનાના અપૂર્વ બળે આરાધ્યપદાદિ અરિહંતપદોને આરાધકો પામ્યા છે, એમા શંકાને સ્થાન જ નથી



## શ્રી વિજયલક્ષ્મીસૂરિકૃત વીશ સ્થાનકની પૂજામાથી
## શ્રી સિદ્ધપદની પૂજા

દુહા

ગુણ અનંત નિર્મળ થયા, સહજ સ્વરૂપ ઉજાસ,
અષ્ટ કર્મમલ ક્ષય કરી, ભયે સિદ્ધ નમો તાસ ૧

ઢાળ બીજી—ગુણ ગસિના—એ દેશી.

શ્રી સિદ્ધપદ આરાધિયે રે, ક્ષય કીધા અડકર્મ રે, શિવ વસિયા.
અરિહંતે પણ માનિયા રે, સાદિ અનંતસ્થિતિ શર્મ રે શિવ૦ ૧

ગુણ એકતીસ પરમાતમા રે, તુરિય દશા આસ્વાદ રે, શિવ૦
એવભૂતનયે સિદ્ધ થયા રે, ગુણગણનો આહ્લાદ રે શિવ૦ ૨

સુરગણ સુખ ત્રિહુ કાળના રે, અનંતગુણા તે કીધ રે, શિવ૦
અનંત વર્ગે વર્ગિત કર્યા રે, તો પણ સુખ સમીધ રે શિવ૦ ૩

બંધ ઉદય ઉદીરણા રે, સત્તા કર્મ અભાવ રે, શિવ૦
ઊર્ધ્વગતિ કરે સિદ્ધજી રે, પૂર્વપ્રયોગ સદ્ભાવ રે શિવ૦ ૪

ગતિ પારિણામિક ભાવથી રે, બંધન છેદન યોગ રે, શિવ૦
અસંગ ક્રિયા બળે નિર્મળો રે, સિદ્ધ ગતિનો ઉદ્યોગ રે શિવ૦ ૫

પ્રએસંતર અણફરસતા રે, એક સમયમાં સિદ્ધ રે; શિવ૦
ચરમ ત્રિભાગ વિશેષથી રે, અવગાહન ધન કીધ રે શિવ૦ ૬

સિદ્ધ-શિલાની ઉપરે રે, જ્યોતિમાં જ્યોતિ નિવાસ રે, શિવ૦
હસ્તિપાલ પરે સેવતા રે, સૌભાગ્યલક્ષ્મી પ્રકાશ રે. શિવ૦ ૭

---

## ૫ શ્રી રૂપવિજયકૃત વીશ સ્થાનકની પૂજામાંથી શ્રી સિદ્ધપદની પૂજા

દૂહા

સકલ વિભાવ અભાવથી, પ્રગટ્યો શુદ્ધ સ્વભાવ,
જ્ઞેયથી જ્ઞાન અનંત જસ, તે સિદ્ધ નમો ધરી ભાવ ૧

અનંત જ્ઞાન દરશા ધણી, રૂપ બળ જાસ અનંત,
સાદિ અનંત સુખ અનુભવે, નમો સિદ્ધ ભગવંત ૨

ઢાળ બીજી—(રાગ આશાઉરી)

દીપપૂજન ભવિ ભાવ ધરીને-એ દેશી,

નમો સિદ્ધ મહાઉપકારી, અવિકારી અણાહારી રે,
દેહ અભાવે પણ ગુણધારી, જાઉં હું બલિહારી રે નમો૦
પણ ગુણ વરણ વિરામથી પ્રગટ્યા, રસથી પણ તિમ હોય રે,
સમસગંધ રહિત દોય જાણો, ફરસનામ અડ જોય રે નમો૦

વેદ ખેદ તજી ગુણ ત્રણ પાયા, અશરીરી મોહાયા રે,
અરુહ અસગી નિજગુણરગી, એ એકતીસ ગુણરાયા રે નમો૦ ૩

અરિહતને પણ માન્યપણું જે, અષ્ટકરમથી ન્યારા રે,
રૂપાતીત દશા જે પાયા, રહે સમારને પા । રે નમો૦ ૪

જાતિ જરા રુજ મરણ ન વેદન, અકલ અચળ અવિકારી રે,
પૂર્ણાનદ પરમપદ ભોક્તા, અનત ચતુષ્ટયધારી રે નમો૦ ૫

બધ ઉદય ઉદીરણ સત્તા, કરમ ભરમ સવિ ટારી રે,
સમય પએસતર અણફરસી, વરિયા શિવવહુ સારી રે નમો૦ ૬

પદર ભેદે સિદ્ધ વિચારી, જાપ જપો હિતકારી રે,
શ્રી સિદ્ધાચળ પમુહા તીરથ, પૂજો સિદ્ધ સભારી રે નમો૦ ૭

સમેતશિખર અર્બુદ અષ્ટાપદ, વૈભાર ને ગિરનાર રે,
'નમો સિદ્ધાણ' જપિયે તીરથે, હોયે સિદ્ધ નિરધાર રે નમો૦ ૮

હસ્તિપાલનૃપ એ પદ સેવી, હુઓ વિદેહે જિનેશ રે,
તમપ૦ પદ્મવિજય પદદાઈ, દિયે ચિદ્રૂપ વિશેષ રે નમો૦ ૯

કાવ્ય

યદ્દીર્ઘકાલસુ નિકાચિતબધબદ્ધ-
મષ્ટાત્મક વિષમચારમભેદ્યકર્મ;
નશ્ય નિહત્ય પરમ પદમાપયેસ્તે,
સિદ્ધા દિશતુ મહતીમિહ કાર્યસિદ્ધમ્ ૧

મત્ર—ૐ હ્રીઁ શ્રીઁ પરમાત્મને અનતાનતજ્ઞાનશક્તયે જન્મ
જરામૃત્યુનિવારણાય શ્રીમતે સિદ્ધાય જલાદિક યજામહે સ્વાહા

## શ્રી વિજયાનન્દસૂરિ(આત્મારામજી)કૃત
## વીશ સ્થાનકની પૂજામાંથી શ્રી સિદ્ધપદની પૂજા

દુહા

તનુ ત્રિભાગ દૂરે કરી, ઘનસ્વરૂપ અઘનાશ;
જ્ઞાનસ્વરૂપી અગમગતિ, લોકાલોકપ્રકાશ ૧

અક્ષય અમર અગોચરા, રૂપ રેખ વિન લાલ,
જો પૂજે સો ભવિ લહે, અર્હન્પદ ઉજમાલ ૨

ઢાળ

કહાંમે નહિ રહેણા રે, તુમચે રે સંગ ચતુ—એ દેશી
સિદ્ધ અચળ આનંદી રે, જ્યોતિમેં જ્યોતિ મિલી—એ આંકણી
અજ અલખ અમૂરતિ રે, નિજ ગુણ રંગરલી સિદ્ધ૦ ૧
શિવ અજર અનંગી રે, કરમકૌ કદદલી સિદ્ધ૦ ૨
સમય એકમે ત્રિપદી રે, નાશ થિર આવિર વલી સિદ્ધ૦ ૩
ઋજુ એક સમય ગતિકા રે, અનંત ચતુષ્ટય મિલી સિદ્ધ૦ ૪
ગુણ એકત્રીસ ધારી રે, નિર્મળ પાપ ગલી સિદ્ધ૦ ૫
ત્રિહુ કાળકે દેવા રે, સબ સુખ મેલ મિલી સિદ્ધ૦ ૬
ગુણાનંત કરીજે રે, વરગિત વરગ વલી સિદ્ધ૦ ૭
નભ એક પ્રદેશે રે, સબ સુખ પુંજ બિલી સિદ્ધ૦ ૮
લોકાલોક ન માવે રે, જિનવર તંત્ર ચલી સિદ્ધ૦ ૯
બંધન છેદ અસંગા રે, પૂર્વપ્રયોગ ફલી સિદ્ધ૦ ૧૦
ગતિકરણ નિદાના રે, સુમતિ સંગ ભલી સિદ્ધ૦ ૧૧
હસ્તિપાલ આરાધી રે, જિનપદ સિદ્ધ તુલી. સિદ્ધ૦ ૧૨
પ્રભુ આત્માનંદી રે, પૂજત કુમતિ ટલી સિદ્ધ૦ ૧૩

કાવ્ય -અતિશયાદિ૦

મંત્ર–ૐ હ્રીં શ્રી પરમ૦ શ્રીમતે સિદ્ધાય જલાદિક યજામહે સ્વાહા

---

## ન્યાયવિશારદ ન્યાયાચાર્ય મહામહોપાધ્યાય શ્રી યશો વિજયગણિવિરચિત નવપદની પૂજામાંથી શ્રી સિદ્ધપદની પૂજા

કાવ્ય.

[1]સિદ્ધાણમાણ દરમાલયાણ, નમો નમોડણ તચઉક્કયાણ

---

[1] બીજી પ્રતનો વધારો
સમગ્ગકમ્મક્ખયકારગાણ જમ્મ જગદુક્ખનિવારગાણ

બીજી પૂજા સિદ્ધની, કીજે દિલ ખુશીયાલ,
અશુભ કર્મ દૂરે ટળે,ફળે મનોરથમાલ ૧ ( બાકી સરખુ )

સકળ કર્મના ક્લેશથી, મૂકાણા મહાભાગ,
ચિદાનંદમય શાશ્વતા, લાગે કોઈ ન ડાગ ૧
લોક અગ્રક્ષેત્રે રહ્યા, લહી અનંતી ઋદ્ધિ,
ભસ્મ કિયા બાળી કરમ, પરમ આતમા સિદ્ધિ ૨
કરવુ સ્મરણ ધ્યાન તસુ, પ્રતિમા વદન તામ,
નામ જાપ પૂજન ન્હવણ, કરીયે ધરી ઉલ્લાસ ૩
અવર્ણવાદ આશાતના, વરજી નર સુવિવેક,
સદા ભકિત કરવી ભલી, ધરી મનમાહિં ટેક ૪
અરિહંત પણ જેહને નમે, આઠ કર્મકૃત નાશ,
પનર ભેદ છે સિદ્ધના, કુણ સમરે નહિ તાસ ? ૫

ભુજંગપ્રયાતવૃત્તમ્

કરી આઠ કર્મ ક્ષયે પાર પામ્યા,
જરા જન્મ મરણાદિ ભય જેણે વામ્યા;
નિરાવરણ જે આત્મરૂપે પ્રસિદ્ધા,
થયા પાર પામી સદા સિદ્ધબુદ્ધા ૧

---

મુકાયે ભવસહસ( ભ્રમણ )થી, સિદ્ધ ભણી નમસ્કાર;
ભાવે જેહ કરે ભવિક, બોધિલાભ વિસ્તાર ૬
સુરતરુ અસુરાદિકતણા, સુખ સઘળાએ મેલી,
તેહ થકી શિવસુખતણી, અનંતી ગુણી છે કેલી ૭
જિણે અમૃત રસ ચાખીયો, બીજો રસ ન સુહાય;
તિમ શિવસુખ જાણ્યો જિણે, બીજા ના વેદાય ૮
જિહાં એક સિદ્ધાતમા, તિહાં અનંતા હોય,
પણ અમૂર્તપણાથકી, બાધા ન લહે કોય ૯
સિદ્ધતણી અવગાહના, તીન સયા તેતીસ,
ધનુષ ત્રિભાગે અધિક, કહી ઉત્કૃષ્ટી ઇશ ૧૦
ઊણા હાથ ત્રિભાગથી, ચાર હાથ ગણી લેય,
સિદ્ધતણી અવગાહના, મધ્યમ ભાખી એહ ૧૧
જઘન્ય સિદ્ધ અવગાહના, અષ્ટાંગુલ એક હાથ;
કૂર્માપુત્રાદિકતણા, ઇમ કહી શ્રી જગનાથ ૧૨
સિદ્ધધ્યાનથી જીવના, જાયે દુષ્કૃત કોટિ
જિમ અમૃતના બિંદુથી, જાય તીવ્ર વિષચોટિ ૧૩
પ્રતિબિંબિત નિજ આત્મસ્યુ, સિદ્ધ નિહાળે જેહ
ત્રિજગ પૂજ્યપદ સંપદા, તતખિણ પામે તેહ ૧૪

ત્રિભાગોનદેહાવગાહાત્મદેશા,
રહ્યા જ્ઞાનમય જાત વર્ણાદિ લેશા,
સદાનંદ સૌખ્યાશ્રિતા જ્યોતિરૂપા,
અનાબાધ અપુનર્ભવાદિ સ્વરૂપા ૨

ઢાળ-ઉલાલાની દેશી

સકલ કરમમલ ક્ષય કરી, પૂરણ શુદ્ધ સ્વરૂપો જી,
અવ્યાબાધ પ્રભુતામયી, આતમસંપત્તિ ભૂપો જી ૧
ઉલાલો—જેહ ભૂપ આતમ સહજ સંપત્તિ,
શક્તિ વ્યક્તિપણે કરી,
સ્વદ્રવ્ય ક્ષેત્ર સ્વકાલ ભાવે,
ગુણ અનંતા આદરી,
સ્વ-સ્વભાવ ગુણ પર્યાય પરિણતિ,
સિદ્ધ સાધન પર ભણી,
મુનિરાજ માનસહંસ સમવડ,
નમો સિદ્ધ મહાગુણી ૨

પૂજા, ઢાળ

સમયપએસંતર અણફરસી, ચરમ તિભાગ વિશેષ,
અવગાહન લહી જે શિવ પહોતા, સિદ્ધ નમો તે અશેષ રે
ભવિકા૦ ૧
પૂર્વપ્રયોગ ને ગતિપરિણામે, બંધનછેદ અસંગ,
સમય એક ઊર્ધ્વગતિ જેહની, તે સિદ્ધ પ્રણમો રંગ રે
ભવિકા૦ ૨

નિર્મળ સિદ્ધશિલાની ઉપર, જોયણ એક લોગંત,
સાદિ અનંત તિહા સ્થિતિ જેહની, તે સિદ્ધ પ્રણમો સંત રે
ભવિકા૦ ૩

જાણે પણ ન શકે કહી પરગુણ, પ્રાકૃત તેમ ગુણ જાસ,
ઉપમા વિણ નાણી ભવમાંહે, તે સિદ્ધ દીયો ઉલ્લાસ રે
ભવિકા૦ ૪

જ્યોતિસુ જ્યોતિ મળી જસ અનુપમ, વિરમી સકળ ઉપાધિ,
આતમરામ રમાપતિ સમરો, તે સિદ્ધ સહજ સમાધિ રે
ભવિકા૦ ૫

ઢાળ

રૂપાતીત સ્વભાવ જે, કેવળ દંસણ નાણી રે,
તે ધ્યાતા નિજ આતમા, હોયે સિદ્ધ ગુણખાણી રે
વીર જિણેસર ઉપદિશે૦ ૧

કાવ્ય—વિમલ૦ મંત્ર—ૐ હ્રીં શ્રીં૦

## ૫ શ્રી પદ્મવિજયજીકૃત નવપદની પૂજામાંથી
## શ્રી સિદ્ધપદની પૂજા

દુહા

સિદ્ધ-સ્વરૂપી જે થયા, કર્મમેલ સવિ ધોય,
જેહ થશે ને થાય છે, સિદ્ધ નમો સહુ કોય ૭

ઢાળ ત્રીજી—પારી રે જાતિનું ફૂલ સરગથી—એ દેશી

નમો સિદ્ધાણં હવે પદ બીજે, જે નિજ સંપદ વરીયા,
જ્ઞાન દર્શન અનંત ખજાનો, અવ્યાબાધ સુખ દરિયા કે,

સિદ્ધ કે બુદ્ધ કે સ્વામી નિજરામી કે,
હા રે વાલા પ્રણમો નિજગુણકામી રે,
ગુણકામી ગુણકામી ગુણવંતા, જે વચનાતીત હુઆ રે ૧
એ આંકણી૦

ક્ષાયક સમકિત ને અક્ષય સ્થિતિ, જેહ અરૂપી નામ,
અવગાહન અગુરુલઘુ જેહની, વીર્ય અનંતનું ધામ કે સિદ્ધ૦ ૨

ઇમ અડ કર્મ અભાવે અડ ગુણ, વળી ઇગતીસ કહેવાય,
વળી વિશેષે અનંત અનંત ગુણ, નાણ નયણ નિરખાય,
નિત્ય નિત્ય વંદના થાય કે સિદ્ધ૦ ૩

દુહા

જિહાં નિજ એક અવગાહના, તિહાં નમું સિદ્ધ અનંત,
ફરસિત દેશ પ્રદેશને, અસંખ્યગુણા ભગવંત ૮

ઢાળ ચોથી–રાગ ફાગ

સિદ્ધ ભજો ભગવંત પ્રાણી પૂર્ણાનંદી સિદ્ધ૦
લોકાલોક લહે એક સમયે, સિદ્ધિવધૂ વરકંત પ્રાણી૦
અજ અવિનાશી અક્ષય અજરામર, સ્વદ્રવ્યાદિકવંત પ્રાણી૦ ૧

વર્ણ ન ગંધ ન રસ નહિ ફરસ ન, દીર્ઘ હ્રસ્વ ન હુંત, પ્રાણી૦
નહીં સૂક્ષ્મ બાદર ગતવેદી, ત્રસ થાવર ન કહંત પ્રાણી૦ ૨

અક્રોધી અમાની અમાયી અલોભી, ગુણ અનંત ભદંત, પ્રાણી૦
પદ્મવિજય નિત્ય સિદ્ધ સ્વામીને, લળી લળી લળી પ્રણમંત પ્રાણી૦ ૩

## શ્રી વિજયાનંદસૂરિ( આત્મારામજી )કૃત નવપદની પૂજામાંથી શ્રી સિદ્ધપદની પૂજા

દુહા

અલખ નિરંજન અચર વિભુ, અક્ષય અમર અમાર,
મહાનંદ પદવી વરી, અવ્યય અજર ઉદાર ૧
અનંત ચતુષ્ટય રૂપ લે, ધારી અચલ અનંગ,
ચિદાનંદ ઈશ્વર પ્રભુ, અટલ મહોદય ચંગ ૨
અષ્ટ કર્મકો ક્ષય કરી, ફિર નહિ જગ અવતાર,
સિદ્ધ બુદ્ધ સતરૂપ હી, શિવરમણી ભરતાર ૩

નિજ સ્વરૂપ જાને બિનુ ચેતન—એ ચાલ

સિદ્ધ સ્વરૂપ જાને બિનુ ચેતન, મિટે નહીં જગકા ફેરા,
સહુ કુમત વિહડી છાડ દે, મમતા રંડીકા ડેરા સિદ્ધ૦ ૧
ત્રિભાગોન હીં ચરમ દેહસે, જ્ઞાનમય આતમકેરા,
નિરાવરણ હી જ્યોતિ નિરાબાધ, અવગાહન વિભુ તેરા સિદ્ધ૦ ૨
સકલ કર્મમન દૂર કરીને, પૂરણ અડગુણ લે સંગી,
નિજ ગુણપર્યાયે બોલતે, જિનમતમે હી સતભંગી સિદ્ધ૦ ૩
સ્વ દ્રવ્ય ક્ષેત્ર કાલ સ્વભાવે, સ્વપર સત્તા ગિન જ્ઞાની,
નિજગુણ હી અનંતે શક્તિ, વ્યક્તિ કર મનમાની સિદ્ધ૦ ૪
એક અનેક સઆદિ અનાદિ, અંતરહિત જિનવર વાની,
નિજ આતમરૂપે અજ અમલ, અખંડિત સુખખાની સિદ્ધ૦ ૫

દુહા

પ્રદેશાંતર ફરસે નહિ, એક સમય ગતિ જાસ,
સદાનંદમય આતમા, પાવે શિવપુર વાસ ૧

રાગ–ભૈરવી તથા કાફીમે ભજન

સુખ બોલ જરા યહ કહદે ખરા—યહ ચાલ,
ટુક ખોજ જરા મન લાય ખરા, સિધ્ધ ઓર નહીં તૂ ઓર નહી
ટુક૦ અચની

અતિ પૂજ ખરા સિધ્ધચક્ર ધરા, નિજ કારણુ માન અભ ગવરા
જબ પૂજા કરે સબ પાપ ઝરે, સિધ્ધ ઓર નહીં તૂ ઓર નહીં ૧

ઉપાદાન તૂહી સિદ્ધરૂપ વુહી, હે નિમિત્ત ખરો સિધ્ધચક્ર સુહી;
જબ ધ્યાતા ધ્યેય અરુ ધ્યાન મિલે, સિધ્ધ ઓર૦ ૨

બંધન છેં૦ અસંગ લહી, ગતિ કારણુ પૂર્વપ્રયોગ કહી,
જબ ગતિ પરિણામકા રાગ ગહે, સિધ્ધ ઓર૦ ૩

એક સમય ગતિ ઊર્ધ્વ કરી, થિરરૂપ ભયે સબ વિઘ્ન જરી,
જબ જ્યોતિને જ્યોતિ મિલે સુધરી, સિધ્ધ ઓર૦ ૪

નિર્મળ સિધ્ધશિલાથી સહી, એક જોયણ લોકનો અંત કહી,
જબ સાદિ અનંત સ્વરૂપ ગહી, સિધ્ધ ઓર૦ ૫

સુખકી ઉપમા જગમે હિ નહીં, તિણ કેવલનાની શકે ન કહી,
જબ સહજ સમાધિકે રંગપગે, સિધ્ધ ઓર૦ ૬

રૂપાતીત સ્વભાવ ધરે, શુધ્ધ કેવલજ્ઞાન હિ દર્શ વરે,
જબ આતમરામ આનંદ ભરે, સિધ્ધ ઓર૦ ૭

કાવ્ય—અખિલવસ્તુવિકાશનભાસ્કર૦

મંત્ર—ૐ હ્રીં શ્રીં પરમપુરુષાય૦ યજામહે સ્વાહા,

सिद्धपय झायता, के के सिजसपय न सपत्ता ।
मिरिपुंडरियपडव–पउमप्मुणिदाइणो लोए ॥ १ ॥

ભાવાર્થ—સરળ છે

## શ્રી વિજયલક્ષ્મીસૂરિકૃત વીશ સ્થાનકની પૂજામાંથી
## શ્રી તપપદની પૂજા

દુહા

કર્મ તપાવે ચીકણા, ભાવમંગળ તપ જાણ;
પચાશ લબ્ધિ ઉપજે, જય જય તપ ગુણખાણ ૧

ઢાળ ચૌદમી

અળગી રહેને, રહેને રહેને અળગી રહેને–એ દેશી

તપપદને પૂજીજે હો પ્રાણી તપપદને પૂજીજે–એ આંકણી
સર્વ મંગળમાં પહેલું મંગળ, કર્મ નિકાચિત ટાળે;
ક્ષમા સહિત જે આહારનિરીહતા, આતમ ઋદ્ધિ નિહાળે
હો પ્રાણી–તપ૦ ૧

તે ભવ મુકિત જાણે જિનવર, ત્રણ ચઉ જ્ઞાને નિયમા,
તોયે તપ આચરણા ન મૂકે, અનંતગુણો તપ મહિમા
હો પ્રાણી–તપ૦ ૨

પીઠ અને મહાપીઠ મુનીશ્વર, પૂરવભવ મલ્લિજિનનો,
સાધ્વી લખમણા તપ નવિ ફળીયો, દંભ ગયો નહિ મનનો
હો પ્રાણી–તપ૦ ૩

અગીયાર લાખ ને એંશી હજાર, પાંચમેં પાંચ દિન ઊણા;
નંદન ઋષિયે માસક્ષમણ કરી, કીધાં કામ સંપુન્ના
હો પ્રાણી–તપ૦ ૪

તપ તપિયા ગુણરત્નસંવત્સર, ખંધક ક્ષમાના દરિયા,
ચૌદ હજાર સાધુમાં અધિકા, ધન્ના તપગુણ ભરિયા
હો પ્રાણી–તપ૦ ૫

ષડ્ભેદ બાહિર તપના પ્રકાશ્યા, અભ્યંતર ષડ્ભેદ,
બાર ભેદે તપ તપતા નિર્મળ, સફળ અનેક ઉમેદ
હો પ્રાણી–તપ૦ ૬

કનકકેતુ એહ પદને આરાધી, સાધી આતમકાજ,
તીર્થંકરપદ અનુભવ ઉત્તમ, સૌભાગ્યલક્ષ્મી મહારાજ
હો પ્રાણી–તપ૦ ૭

---

## ૫ શ્રી રૂપવિજયકૃત વીશ સ્થાનકની પૂજામાંથી શ્રી તપપદની પૂજા

દુહા

કર્મ તપે તપ જોગથી, તપથી જાય વિકાર,
ભાવમંગળ તપ જિન કહે, શિવસુખનો દાતાર ૧
બાહ્ય અભ્યંતર તપ તપે, જપે સદા જિન જાપ,
લબ્ધિવંત મહિમાનીલો, ટાળે સંચિત પાપ ૨

ઢાળ ચૌદમી

ના કરીએજી નેડો ના કરીએ નિગુણાશું રે નેડો ના કરીએ–એ દેશી

તપ કરીએજી નિત તપ કરીએ, સમતાશું રે ઘટમાં તપ કરીએ,
ભવસાયર જિમ ઝટ તરીએજી, સમતાશું રે ઘટમાં તપ કરીએ
એ ટેક

તપથી વિઘનપરંપરા જાએ, સુર નર આણા શિર ધરીએજી
સમ૦ ૧

કામશમન ને ઇંદ્રિદમનતા, નિત મંગળમાળા વરીએજી–સમ૦
ઋધ્ધિ સિધ્ધિ નવનિધિ ઘર આવે, સાતે સુખ નિત અનુસરીએજી
સમ૦ ૨

સુરસુખ શિવસુખસુ લહુ તેહને, મ ગળમાળા નિત વરીએજી–સ
સચિત પાપ કરમ ક્ષય જાયે, નિર્મળ ચેતનને કરીએજી–
મમ૦ ૩

રત્નકનક મુક્તાવલી રૂડા, સિંહનિક્રીડિત મન ધરીએજી–સમ૦
વર્ધમાન તપ પૂરવભવ કરી, પાંડવજયકમળા વરીએજી
સમ૦ ૪

ન દન મુનિ એક લાખ વરસ લગે, માસખમણ પારણુ કરીએજી સમ૦
નારકી કાઢિ વરસે અઘ ટાળે, તેટલુ અટ્ઠમ તપ કરીએજી સમ૦ ૫

દુષ્ટ કરમતરુ ભ જન ગજ સમ, દુવિહા તપ વિધિ આચરીએજી–મમ૦
ઇહ પરલોક આશ ના છાડી, હેને ભવસાગર તરીએજી સમ૦ ૬

વિષ્ણુકુમારાદિક મહાતપસી, ખ ધક સમતા અનુસરીએજી–સમ૦
ચૌદ સહસ અણગારમા ધોરી, ધન ધન્નો મુનિ ઉચરીએજી
સમ૦ ૭

સનત્કુમાર બાહુબળી ગૌતમ, વિશલ્યા તપ દુ ખ હરીએજી–મમ૦
સાઠ હજાર વરસ આબિલતપ, સુ દરી શિવસુખડા
વરીએજી સમ૦ ૮

તપ પદ સેવી કનકકેતુ મુનિ, તીર્થ કર પદ અનુસરીએજી–સમ૦
તમ પદ પદ્મની સેવના કરીને, રૂપવિજય શિવસુખ વરીએજી
સમ૦ ૯

કાવ્ય

ઇતિ ચતુર્દશમાર્હતભક્તિત ,
પદમન તસુખોદયદાયકમ ,

કનકકેતુનરેંદ્ર ઈંવાનિશ,
સુજનિ ય મ ભવેત્ ત્રિજગત્પતિ ૧

મંત્ર-ૐ હ્રીઁ શ્રીઁ પરમ૦ શ્રીમતે તપને જલાદિક યજામહે સ્વાહા

---

## શ્રી વિજયાનંદસૂરિ( આત્મારામજી )કૃત
## વીશ સ્થાનકની પૂજામાંથી શ્રી તપપદ પૂજા

દુહા

ઉપશમરસયુત તપ ભલુ, કામ નિકંદનહાર,
કર્મ તપાને ચીકણા, જય જય સુખકાર ૧

રાગ બિહાગ-તાલ દીપચંદી

યુ સુધરે રે સુજ્ઞાની અનઘ તપ યુ સુધરે રે એ આંકણી૦
કર્મ નિકાચિત છિનકમે જારે, નિર્દંભ તપ મન આની અનઘ૦ ૧
અર્જુનમાળી દૃઢપ્રહારી, તપશુ ધરે શુભધ્યાની અનઘ૦ ૨
લાખ ઈગ્યારહ અસ્સી હજારહ, પંચ સય ગિને જ્ઞાની અનઘ૦ ૩
ઇતને માસ ઉમંગ તપ કીનો, નંદન જિનપદ દાની અનઘ૦ ૪
સંવત્સર ગુણરત્ન પીનો, અતિમુક્ત સુખખાની અનઘ૦ ૫
ચૌદ સહસ મુનિવરમે અધિકો, ધન ધન્નો જિનબાની અ૦ ૬
કનકકેતુ તપ શુદ્ધ પદ સેવી, આતમ જિનપદ દાની અનઘ૦ ૭

કાવ્ય-અતિશયાદિ૦

મંત્ર-ૐ હ્રીઁ શ્રીઁ પરમ૦ તપસે જલાદિક યજામહે સ્વાહા.

---

## ન્યાયવિશારદ ન્યાયાચાર્ય મહામહોપાધ્યાય શ્રી યશોવિજયગણિકૃત નવપદની પૂજામાંથી શ્રી તપપદની પૂજા

કાવ્ય

[1]કમ્મદુમોમ્મૂલણકુંજરસ્સ, નમો નમો તિવ્વતવોભરસ્સ—

માલિનીવૃત્ત

જય નવપયસિદ્ધ લદ્ધિવિજ્જાસમિદ્ધ,
પયડિયસુરવગ્ગ હ્રીંતિરેહાસમગ્ગ,
દિસવઈસુરસાર ખોણિપીઢાવયાર,
તિજયવિજયચક્ક સિદ્ધચક્ક નમામિ ૧

વિકાવિકપણે કર્મ કષાય ટાળે,
નિકાચિતપણે બાંધિયાં તેહ બાળે,
કહ્યું તેહ તપ બાહ્ય અંતર દુભેદે,
ક્ષમા યુક્ત નિર્હેતુ દુર્ધ્યાન છેદે ૧

---

૧ બીજી પ્રતનો વધારો

અહોગલદ્ધીણ નિબંધણસ્સ, દુસ્સજ્જઅત્થાણ ય સાહણસ્સ,
કર્મકાષ્ઠ પ્રતિજાલવા, પરતક્ષ અગ્નિ સમાન,
તે તપપદ પૂજો સદા, નિર્મળ ધરીયે ધ્યાન,
( બાકી સરખું )

નિર્લોભી ઈચ્છાતણો, રોધ હોય અવિકાર,
કર્મ તપાવણ તપ કહ્યો, તેહના બાર પ્રકાર ૧
જેહ કષાયને શોષવે, પ્રતિસમય ટાળે પાપ,
તે તપ કરીયે નિર્મળો, બીજો નનુ સંતાપ. ૨

હોયે જાસ મહિમાથકી લબ્ધિ સિદ્ધિ,
અવાંછકપણે કર્મ આવરણ શુદ્ધિ,
તપો તેહ તપ જે મહાનંદ હેતે,
હોયે સિદ્ધિસીમંતિની જિમ સંકેતે ૨

ઇમ નવપદકેરા ધ્યાનને જેહ ધ્યાવે,
સદાનંદ ચિદ્રૂપતા તેહ પાવે,
વળી જ્ઞાનવિમલાદિ ગુણરત્નધામા,
નમું તે સદા સિદ્ધચક્ર પ્રધાના ૩

માલિનીવૃત્ત

ઇમ નવપદ ધ્યાવે પરમ આનંદ પાવે,
નવમે ભવ શિવ જાવે દેવ નરભવ પાવે;
જ્ઞાનવિમલ ગુણ ગાવે સિદ્ધચક્ર પ્રભાવે,
સવિ દુરિત શમાવે વિશ્વ જયકાર પાવે ૧

## ઇતિ શ્રી જ્ઞાનવિમલસૂરિકૃત
## શ્રી સિદ્ધચક્ર સ્તવના સમાપ્તઃ

ઢાળ–ઉલાલાની દેશી

ઇચ્છારોધન તપ નમો, બાહ્ય અભ્યંતર ભેદેજી,
આતમસત્તા એકતા, પરપરિણતિ ઉચ્છેદેજી ૧

(ઉલાલો) ઉચ્છેદ કર્મ અનાદિ સંતતિ જેહ સિદ્ધપણું વરે,
યોગ સંગે આહાર ટાળી ભાવ અક્રિયતા કરે,
અંતરમુહૂર્ત તત્ત્વ સાધે સર્વ સંવરતા કરી,
નિજ આતમસત્તા પ્રગટ ભાવે કરો તપગુણ આદરી ૨

ગાથા

ઇમ નવપદ ગુણમંડલ, ચઉ નિક્ષેપ પ્રમાણેજી;
સાત નયે જે આદરે, સમ્યગ્જ્ઞાને જાણેજી ૧

(હરિગીત) નિર્ધારસેતી ગુણી ગુણનો કરે જે બહુમાન એ,
તસુ કરણ ઇહા તત્ત્વરમણે થાય નિર્મળ ધ્યાન એ,
એમ શુદ્ધ સત્તા ભળ્યો ચેતન સકળ સિદ્ધિ અનુસરે,
અક્ષય અનંત મહંત ચિદ્ઘન પરમ આનંદતા વરે ૨

## અથ કળશ

ઇય સયલ સુખકર ગુણપુરંદર સિદ્ધચક્ર પદાવલી,
સવિ લબ્ધિ વિદ્યા સિદ્ધિ મંદિર ભવિક પૂજો મનરુલી,
ઉવઝાયવર શ્રી રાજસાગર જ્ઞાનધર્મ સુરાજતા,
ગુરુ દીપચંદ્ર સુચરણ સેવક દેવચંદ્ર સુશોભતા ૧

## ઇતિ શ્રી દેવચંદ્રકૃત સ્તવના સમાપ્ત
## પૂજા ઢાળ

જાણતા ત્રિહું જ્ઞાને સંયુત, તે ભવ મુક્તિ જિણંદ,
જેહ આદરે કર્મ ખપાવા, તે તપ શિવતરુકંદ રે ભવિકા૦ ૧

કર્મ નિકાચિત પણ ક્ષય જાયે, ક્ષમા સહિત જે કરતા,
તે તપ નમીયે જેહ દીપાવે, જિનશાસન ઉજમતા રે ભવિકા૦ ૨

આમોસહિ પમુહા બહુલબ્ધિ, હોવે જાસ પ્રભાવે;
અટ્ઠ મહાસિદ્ધિ નવનિધિ પ્રગટે, નમિયે તે તપ ભાવે રે ભવિકા૦ ૩

ફળ શિવસુખ મ્હોટું સુરનરવર-સંપત્તિ જેહનું ફૂલ,
તે તપ સુરતરુ સરિખું વંદુ, શમમકરંદ અમૂલ રે ભવિકા૦ ૪

સર્વ મંગલમાં પહેલું મંગલ, વરણવીયું જે ગ્રંથે,
તે તપપદ ત્રિહું કાળ નમીજે, વર સહાય શિવપંથે રે ભવિકા૦ ૫

ઇમ નવપદ થુણતો તિહાં લીનો, હુઓ તન્મય શ્રીપાળ;
સુજશવિલાસે ચોથે ખંડે, એહ અગ્યારમી ઢાળ રે ભવિકા૦ ૬

ઢાળ

ઇચ્છારોધે સંવરી, પરિણતિ સમતા યોગે રે,
તપ તે એહિ જ આતમા, વર્તે નિજગુણ ભોગે રે વીર૦ ૧

આગમ નોઆગમતણો, ભાવ તે જાણો સાચો રે;
આતમભાવે થિર હોજો, પરભાવે મત રાચો રે વીર૦ ૨

અષ્ટ સકળ સમૃદ્ધિની, ઘટમાંહે ઋદ્ધિ દાખી રે,
તિમ નવપદ ઋદ્ધિ જાણજો, આતમરામ છે સાખી રે વીર૦ ૩

યોગ અસંખ્ય છે જિન કહ્યા, નવપદ મુખ્ય તે જાણો રે,
એહતણે અવલંબને, આતમધ્યાન પ્રમાણો રે વીર૦ ૪

ઢાળ બારમી એહવી, ચોથે ખંડ પૂરી રે,
વાણી વાચક જશતણી, કોઇ નયે ન અધૂરી રે. વીર૦ ૫

કાવ્ય

વિમલકેવલભાસનભાસ્કરં, જગતિ જંતુમહોદયકારણમ્,
જિનવરં બહુમાનજલૌઘતઃ, શુચિમનાઃ સ્નપયામિ વિશુધ્ધયે ૧

સ્નાત્ર કરતાં જગદ્‌ગુરુ શરીરે, સકલ દેવે વિમલ કલશાનીરે;
આપણાં કર્મમલ દૂર કીધાં, તેણે તે વિબુધ ગ્રંથે પ્રસિધ્ધા. ૨

હર્ષ ધરી અપ્સરા વૃંદ આવે, સ્નાત્ર કરી એમ આશિષ પાવે,
જિહાં લગે સુરગિરિ જંબુદ્વીપો, અમતણા નાથ દેવાધિદેવો,
અમતણા નાથ જીવાતુજીવો ૩

ૐ હ્રીં શ્રીં પરમપુરુષાય પરમાત્મને પરમેશ્વરાય જન્મ જરામૃત્યુનિવારણાય શ્રીમતે સિધ્ધચક્રાય શ્રીતપ પદાય જલ ચંદન પુષ્પ ધૂપ દીપ અક્ષત નૈવેદ્ય ફલ યજામહે સ્વાહા, ૐ હ્રીં નમો તવસ્સ કહી તપ પદની પૂજા કરવી

## ૫. શ્રી પદ્મવિજયકૃત તપપદની પૂજામાંથી શ્રી તપપદની પૂજા.

દુહા

દઢપ્રહારી હત્યા કરી, કીધા કર્મ અઘોર,
તોપણ તપના પ્રભાવથી, કાઢયા કર્મ કઠોર ૧

ઢાળ

પુરુષોત્તમ મમતા છે તાહરા ઘટમાં—એ દેશી

તપ કરીયે સમતા રાખી ઘટમાં—તપ કરીયે૦
તપ કરવાલ કરાલ લે કરમા, અડીયે કર્મ અરિભટમાં તપ૦ ૧
ખાવત પીવત મોક્ષ જે માને, તે શિરદાર બહુ જટમાં તપ૦ ૨
એક અચજ્જ પ્રતિસ્રોત તરતા, આવે ભવસાયર તટમાં તપ૦ ૩
કાલ અનાદિકો કર્મ સંગતિથે, જીવ પડિયો જ્યું ખટપટમાં તપ૦ ૪
તાસ વિયોગ કરણ એ કરણ, જેણે નવિ ભમીયે ભવતટમાં તપ૦ ૫
હોય પુરાણ તે કર્મ નિર્જરે, એ સમ નહિ સાધન ઘટમાં તપ૦ ૬
ધ્યાન તપે સવિ કર્મ જલાઇ, શિવવધુ વરિયે ઝટપટમાં તપ૦ ૭

દુહા

વિઘ્ન ટળે તપ ગુણથકી, તપથી જાય વિકાર;
પ્રશસ્યો તપ ગુણથકી, વીરે ધન્નો અણગાર ૧

ઢાળ અઢારમી

સખ્યા સાંઝ હો ડંકા જોર બજાયા હો–એ દેશી

તપસ્યા કરતા ૨ હો કે ડંકા જોર બજાયા હો એ આંકણી૦
ઉજમણા તપ કેરા કરતા, શાસન સોહ ચઢાયા હો,
વીર્યોલ્લાસ વધે નિજ કારણ, કર્મ નિર્જરા પાયા ત૦ ૧
અડસિદ્ધિ અણિમા લઘિમાદિક, નિમ લબ્ધિ અડવીસા હો,
વિષ્ણુકુમારાદિક પરે જગમા, પામત જયત જગીમા તપ૦ ૨
ગૌતમ અષ્ટાપદગિરિ ચઢીયા, તાપસ આહાર કરાયા હો,
જે કર્મ નિકાચિત તપવે, ક્ષમા સહિત મુનિરાયા તપ૦ ૩
સાડાબાર વર્ષ જિન ઉત્તમ, વીરજી ભૂમિ ન ઠાયા હો,
ઘોર તપે કેવળ લહ્યા તેહના, પદ્મવિજય નમે પાયા તપ૦ ૪

---

## શ્રી વિજયાનન્દસૂરિ (આત્મારામજી) કૃત શ્રીનવપદની પૂજામાથી શ્રીતપપદની પૂજા

દુહા

કર્મદ્રુમ ઉન્મૂલને, વર કુંજર અતિ રંગ,
તપ સમૂહ જયવંત હી, નમો નમો મન ચંગ ૧

રાગ રામખ્રી–તેરો દરસ ભલે પાયો–યહ ચાલ

શ્રી તપ મુજ મન ભાયો આનંદ કર–શ્રી તપ મુજ૦ અંચલી૦
ઈચ્છા રહિત કષાય નિવારી, દુર્ધ્યાન સબ હી મિટાયો;
બાહ્ય અભ્યંતર ભેદ સુહંકર, નિર્હેતુક ચિત્ત ઠાયો આનંદ૦ ૧

સર્વ કર્મકા મૂલ ઉખારી, શિવરમણી ચિત્ત લાયો;
અનાદિ સતતિ કર્મ ઉચ્છેદી, મહાનંદ પદ પાયો આનંદ૦ ૨
યોગ સંયોગ આહાર નિવારી, અક્રિયતાપદ આયો;
અંતરમુહુરત સર્વ સંવરી, નિજ સત્તા પ્રગટાયો આનંદ૦ ૩
કર્મ નિકાચિત છિનકમેં જારે, ક્ષમા સહિત સુખદાયો;
તિમ ભવ મુક્તિ જાને જિનદજી, આદર્યો તપ નિરમાયો આ૦ ૪
આમોસહિ આદિ સબ લબ્ધિ, હોવે જાસ પસાયો;
અષ્ટ મહાસિદ્ધિ નવનિધિ પ્રગટે, સો તપ જિન મત ગાયો આ૦ ૫
શિવ-સુખ ફલ સુરતરુ વર સંપદ, પુષ્પ સમાન સુભાયો;
સો તપ સુરતરુ સમ નિત્ય વંદુ, મનવંછિત ફળ દાયો. આ૦ ૬
સર્વ-મંગલમેં પહિલા મંગલ, જિનવર તંત્ર સુગાયો;
સો તપપદ ત્રિહુ કાલમેં નમિયે, આતમરામ સહાયો આ૦ ૭

દુહા

ઈચ્છારોધન સંવરી, પરિણતિ સમતા જોગ;
તપ હૈ સોઈજ આતમા, વરતે નિજ ગુણ ભોગ

રાગ સોરઠ.

જિનજીને દીની માને એક જરી,
એક ભુજંગ પચવીશ નાગન, સૂંઘત તુરત મરી જિન૦ અંચલી.
સમતા સંવર પર ગુણ છારી, શમરસ રંગ ભરી,
અચલ સમાધિ તપપદ રમતા, મમતા મૂર જરી જિન૦ ૧
યોગ અસંખ હી જિનવર ભાષિત, નવપદ મુખ્ય કરી,
કર અવલંબન ભવિ મન શુધ્ધે, કર્મ જજીર જરી જિન૦ ૨

આગમ નોઆગમ કરી ભેદે, આતમરમણ કરી,
સમનય સતભંગી અનધવર, ધર્મે કી ઋદ્ધિ ધરી જિન૦ ૩

એ નવપદ શુદ્ધ અર્ચન કરકે, જિન ઘટમાંહે ધરી,
ચિદાનંદઘન સહજ વિલાસી, ભવવન દાહ કરી જિન૦ ૪

સિરીપાલ સિદ્ધચક્ર આરાધી, મન તન રાગ હરી;
નવ ભવાંતર શિવકમલા લે, આતમાનંદ ભરી જિન૦ ૫

---

वीरमईए तह कइवि, तवपयमाराहिय सुरतरुव्व ।
जह दमयंतीइ भवे, फलिय व तारिमफलेहिं ॥ १ ॥

ભાવાર્થ —કલ્પવૃક્ષ સમાન શ્રી તપ પદની આરાધના કરીને વીરમતીએ દમયંતીના ભવમાં તે તપોધર્મસેવનનું ઉત્કૃષ્ટ ફલ સંપાદન કર્યું



# ॥ श्रीतप-कुलकम् ॥

सो जयउ जुगाइजिणो, जस्सखे सोहए जडापडलो ।
तवझाणग्गिपज्जलिअ-कम्मिंघणधूमलहरिव [पंत्तिव] ॥१॥

ભાવાર્થ —પ્રબલ તપ-ધ્યાનરૂપ નવા અગ્નિવડે બાળી નાખેલા કર્મ-ઇન્ધનોની ધૂમપંક્તિ જેવો જટારૂપ મુકુટ જેમના ખભા ઉપર શોભી રહ્યો છે તે યુગાદિ પ્રભુ જયવતા વર્તો ॥ ૧ ॥

संवच्छरिअ तवेण, काउस्सग्गम्मि जो ठिओ भयवं ।
पूरिअ नियपइन्नो, हरउ दुरिआई बाहुबली ॥ २ ॥

ભાવાર્થ —એક વર્ષ પર્યંત તપવડે કાઉસ્સગ્ગ મુદ્રાએ ઊભા રહી જ મહાત્માએ સ્વપ્રતિજ્ઞા પૂર્ણ કરી છે, તે બાહુબલી મહારાજ (અમારા) દુરિત-પાપ દૂર કરો ॥ ૨ ॥

अथिरंपि थिरं वंकंपि उज्जुअं दुल्लहंपि तह सुलहं ।
दुस्सज्झंपि सुसज्झं, तवेण संपज्जए कज्जं ॥ ३ ॥

ભાવાર્થ —તપના પ્રભાવથી અસ્થિર કાર્ય હોય તે સ્થિર થાય છે, વાંકુ હોય તે સરલ થાય છે, દુર્લભ હોય તે પણ સુલભ થાય છે અને દુસાધ્ય હોય તે પણ સુસાધ્ય થાય છે ॥૩॥

छट्ठं छट्ठेण तवं, कुणमाणो पढमगणहरो भयवं ।
अक्खीणमहाणसीओ, सिरिगोअमसामिओ जयउ ॥ ४ ॥

ભાવાર્થ —છટ્ઠ છટ્ઠની તપસ્યાને કરનારા, અક્ષીણ મહાનમ લબ્ધિના ભંડાર પ્રથમ ગણધર ભગવંત શ્રી ગૌતમ સ્વામી જયવંત વર્તો ॥ ૪ ॥

सोऽहइ सणकुमारो, तवबलखेलाइलद्धिसपन्नो ।
निट्ठुअ खरडियगुलिं, सुवन्नसोह (कंतिं) पयासंतो ॥५॥

ભાવાર્થ —થુંકવડે ખરડેતી આંગળીને સુવર્ણ જેવી શોભીતી કરનાર તપોબળથી ખેલાદિક લબ્ધિ પામેલા એવા સનત્કુમાર રાજર્ષિ શોભે છે ॥ ૫ ॥

गो-बंभ-गब्भ-गब्भिणी, बंभिणी घायाइ गुरु अ पावाई ।
काऊण वि कणयपिव, तवेण सुद्धो दढप्पहारी ॥ ६ ॥

ભાવાર્થ —ગાય, બ્રાહ્મણ, ગર્ભ અને ગર્ભવતી બ્રાહ્મણી ઇત્યાદિક ચાર મહાઉગ્ર પાપને કર્યાં છતા દ્રઢપ્રહારી તપ સેવનવડે સુવર્ણની પેરે શુદ્ધ થયા ॥ ૬ ॥

पुव्वभवे तिव्व तवो, तविओ ज नंदिसेणमहरिसिणा ॥
वसुदेवो तेण पिओ, जाओ खयरी-सहस्साण ॥ ७ ॥

ભાવાર્થ —પૂર્વજન્મમા નંદિષેણ મહર્ષિએ જે તીવ્ર તપ કર્યો હતા, તેના પ્રભાવથી વસુદેવ (શ્રી કૃષ્ણના પિતા) હજારો વિદ્યાધરીયોના પ્રિય પતિ થયા ॥ ૭ ॥

देवावि किं करत्त कुणत्ति कुलजाइ विरहिआणवि ॥
तव-मंत-पभावेण, हरिकेसबलस्स व रिसिस्स ॥ ८ ॥

ભાવાર્થ —તીવ્ર તપ મંત્રના પ્રભાવથી હરિકેશબલ ઋષિની પેઠે કુલ અને જાતિહીન હોય તો પણ (તેમની) દેવતાઓ સેવા ઉઠાવે છે ॥ ૮ ॥

पट्टसयमेगपडेण, एगेण घडेण घडमहस्साई ॥
जं किर कुणंति मुणिणो, तवकप्पतरुस्स तं खु फलं ॥९॥

ભાવાર્થ —મુનિજનો જે એક પટ( વસ્ત્ર )વડે સેંકડો પટ-વસ્ત્રો કરે છે અને એક ઘટ-ભાજનવડે હજારો ઘટ-ભાજનો કરે છે તે નિશ્ચે તપ-રૂપ કલ્પવૃક્ષનું જ ફલ છે ॥ ૯ ॥

अनिआणस्स विहिए, तवस्स तविअस्स किं पसंसामो ॥
किज्जइ जेण विणासो, निकाइयाण पि कम्माणं ॥ १० ॥

ભાવાર્થ —જેનાવડે નિકાચિત કર્મોનો પણ ધ્વંસ કરી શકાય છે એવા યથાવિધ નિયાણા રહિત વિધિપૂર્વક કરેલા તપની અમે કેટલી પ્રશંસા કરીએ ? ॥ ૧૦ ॥

अइदुक्कर-तवकारी, जगगुरुणा कन्हपुच्छिएण तया ॥
वाहरिओ सो महप्पा, समरिज्जओ ढंढणकुमारो ॥ ११ ॥

ભાવાર્થ —અઢાર હજાર મુનિઓમાં અતિ દુષ્કર તપ કરનાર કયા સાધુ છે ? એમ કૃષ્ણે એકદા પૂછયે છતે શ્રી નેમિ-પ્રભુએ જે મહાશયને વખાણ્યા તે મહાત્મા ઢંઢણમુનિ (સદાય) સ્મરણીય છે ॥ ૧૧ ॥

पइदिवस सत्तजणे, हणिऊणं[वहिऊण]गहियवीरजिणदिक्खो
दुग्गाभिग्गह निरओ, अज्जुणओ मालिओ सिद्धो ॥ १२ ॥

ભાવાર્થ —પ્રતિદિવસ ( ભૂતાવેશથી ) સાત સાત જણને વધ કરીને છેવટે વીર પ્રભુ પાસે દીક્ષા લીધી અને જે ઘોર દુષ્કર અભિગ્રહ પાળવામાં ઉજમાલ થયો. તે અર્જુનમાલી મુનિ સિદ્ધિપદ પામ્યા ॥ ૧૨ ॥

नंदिसररुअगेसु वि, सुरगिरिसिहरेवि एगफालाए ॥
जघाचारणमुणिणो, गच्छन्ति तवप्पभावेण ॥ १३ ॥

ભાવાર્થ —નદીશ્વર નામના આઠમા દ્વીપે તથા રુચક નામના તેરમા દ્વીપે તેમજ મેરુપર્વતના શિખરો ઉપર એક ફાલે કરી જઘાચારણ અને વિદ્યાચારણ મુનિઓ તપના પ્રભાવે જઈ શકે છે ॥ ૧૩ ॥

सेणियपुरओ जेसिं, पससिअ सामिणा तवोरुव ॥
ते धन्नाधन्न मुणी, दुन्हवि पचुत्तरे पत्ता ॥ १४ ॥

ભાવાર્થ —શ્રેણિક રાજાની પાસે વીર પરમાત્માએ જેમનુ તપોબલ વખાણ્યુ હતુ તે ધન્નો મુનિ (શાલિભદ્રના બનેવી) અને ધન્ના કાકદી એ બને મુનિઓ સર્વાર્થસિદ્ધ વિમાને ગયા ॥૧૪॥

सुणिउण तव सुदरीकुमरीए अबिलाणि अणवरय ॥
सट्ठिं वास सहस्सा, भण कस्स न कपए हिअय ॥१५॥

ભાવાર્થ —ઋષભદેવસ્વામીની પુત્રી સુદરીએ સાઠ હજાર વર્ષ પર્યંત કાયમ આંબિલ તપ કર્યો તે સાભળી કહો કોનુ હૃદય ન કપે ? ॥ ૧૫ ॥

ज विहिअमबिलतव, बारसवरिसाइ शिवकुमारेण ॥
त दट्ठु जबुरुव, विम्हइओ कोणिओ राया ॥ १६ ॥

ભાવાર્થ —પૂર્વ ભવમા શિવકુમારે બાર વર્ષ પર્યંત જે આંબિલ તપ કર્યો હતો તે જબૂકુમારનુ અદ્ભુત રૂપ દેખીને શ્રેણિકરાજા વિસ્મય પામ્યા હતા, ॥ ૧૬ ॥

जिणकप्पिअ परिहारिअ, पडिमापडिवन्नलदयाईणं ॥
मोऊण → अन्नो वहइ तवगव्व ॥ १७ ॥

ભાવાર્થ—જિનકલ્પ, પરિહારવિશુદ્ધ, પ્રતિમાપ્રતિપન્ન અને યથાલદી તપસ્વી સાધુઓના તપનુ સ્વરૂપ સાભળીને બીજો કોણ તપનો ગર્વ કરે ? ॥ ૧૭ ॥

मासद्ध-मासखवओ, वलभद्दो रुवव पिहु विरत्तो ॥
सो जयउ रन्नवासी, पडिवोहिअ सावयसहस्सो ॥ १८ ॥

ભાવાર્થ—અતિ રૂપવત છતા વિરક્ત થઇ અરણ્યમા વસી જેણે હજારો વનવાસી જાનવરોને (સિહાદિ) પ્રતિબોધ્યા છે અને માસ, અર્ધમાસની તપસ્યા કરતા તે બલભદ્ર મુનિ જયવતા વર્તો ॥ ૧૮ ॥

थरहरिअधर झलहलिअ-सायर चलिय सयलकुलसेल ॥
जमयासीवय विण्हु, सघरए त तवस्स फल ॥ १९॥

ભાવાર્થ—શ્રી સઘનુ કષ્ટ નિવારણ કરવા માટે (વિષ્ણુકુમારે લક્ષ યોજન પ્રમાણ રૂપ વિકુર્વ્યુ) ત્યારે પૃથ્વી કપાયમાન થઈ, સાગર જલ હલ્યા-કલોલ થયા, અને હિમવતાદિક પર્વતો ચલાયમાન થયા (અને છેવટે શ્રી સઘનુ રક્ષણ કર્યુ) તે સર્વ તપનુ જ ફલ જાણવુ ॥ ૧૯ ॥

किं बहुणा भणिएण, ज कस्सवि कहवि कथ्थवि सुहाइ ॥
दीसति (तिहुअण) मज्झे, तथ्थ तवोकारण चेव ॥२०॥

ભાવાર્થ—બહુ કહેવાથી શુ ? જે કોઇને કોઇ પણ પ્રકારે કોઇ પણ ઠેકાણે ત્રિભુવન મધ્યે સુખ-સમાધિ પ્રાપ્ત થાય છે ત્યા સર્વત્ર (બાહ્ય-અભ્યતર) તપ જ કારણરૂપ છે, એમ ચોક્કસ સમજવુ અને તેનુ આરાધન કરવા યથાવિધ ઉદ્યમ સેવવો ॥ ૨૦ ॥

# ॥ श्रीतपोऽष्टकम् ॥



( જ્ઞાનમાર્ગ અષ્ટક-૩૧ મુ )

પરમ ઉપગારી મહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજ કૃત શ્રી જ્ઞાનસાર અષ્ટકો પૈકી શ્રી તપ નામનુ અષ્ટક આ રીતે જણાવે છે —

ज्ञानमेव बुधा प्राहुः कर्मणां तापनात्तप ॥
तदाभ्यन्तरमेवेष्ट बाह्य तदुपबृंहकम् ॥ १ ॥

ભાવાર્થ —કર્મને તપાવનાર હોવાથી પડિત પુરુષો જ્ઞાનને જ તપ કહે છે અને અભ્યતર તથા બાહ્ય એ ભેદે છે, અને બાહ્ય તપ તે અભ્યતર તપને વધારનાર છે ॥ ૧ ॥

आनुश्रोतसिकी वृत्तिर्बालाना सुखशीलता ॥
प्रातिश्रोतसिकी वृत्तिर्ज्ञानिना परम तप ॥ २ ॥

ભાવાર્થ —બાલકોની આનુશ્રોતસિકી ( જેમ પ્રવાહ ચાલે તેમ) વૃત્તિ-સુખશીલતાવાળી છે અને જ્ઞાનિઓની પ્રાતિશ્રોતસિકી-વૃત્તિ (પ્રવાહની સામે જવું તે) તે પરમ તપ છે ॥૨॥

धनार्थिना यथा नास्ति, शीतातपादिदु सहम् ॥
तथा भवविरक्ताना, तत्त्वज्ञानार्थिनामपि ॥ ३ ॥

ભાવાર્થ —ધનના અર્થિઓને જેમ ઠડી, તાપાદિ સહન

કેરવુ એ સારી નથી તેમ સંસારથી વિરક્ત તત્ત્વજ્ઞાનીઓને તપ કરવો દુસહ્ય નથી ॥ ૩ ॥

सदुपायप्रवृत्तानामुपेयमधुरत्वतः ॥
ज्ञानिनां नित्यमानन्दवृद्धिरेव तपस्विनाम् ॥ ४ ॥

ભાવાર્થ —સદ્‌ઉપાયની પ્રવૃતિવાળા જ્ઞાની તપસ્વીઓને મેળવવા લાયક વસ્તુનુ મધુરપણુ હોવાથી નિત્ય તપમા આનંદની વૃદ્ધિ થાય છે ॥ ૪ ॥

इत्थं च दुःखरूपत्वात्तपो व्यर्थमितीच्छताम् ॥
बौद्धाना निहता बुद्धिर्बौद्धानन्दापरिक्षयात् ॥ ५ ॥

ભાવાર્થ —' તપ એ દુખરૂપ હોવાથી ફોગટ છે ' એ પ્રમાણે ઇચ્છતા જ્ઞાનરૂપી આનંદ નાશ થવાથી બોદ્ધોની બુદ્ધિ હણાઇ ગઇ ॥ ૫ ॥

यत्र ब्रह्म जिनार्चा च कषायाणां तथा हतिः ॥
सानुबन्धा जिनाज्ञा च तत्तपः शुद्धमिष्यते ॥ ६ ॥

ભાવાર્થ —જ્ઞાન તથા જિનપૂજા કષાયોના નાશ માટે છે સાનુબધ (પરંપરા અનુબધને કરવાવાળા) જિનઆજ્ઞા તપ કહેવાય છે ॥ ૬ ॥

तदेव हि तपः कार्यं दुर्ध्यानं यत्र नो भवेत् ॥
येन योगा न हीयन्ते क्षीयन्ते नेन्द्रियाणि च वा ॥ ७ ॥

ભાવાર્થ —તેજ તપ કરવા કે જેમા દુર્ધ્યાન ન થાય અને જે તપ કરવાવડે મન-વચન-કાયાના યોગો તથા ઇન્દ્રિયો ખપાય નહિ ॥ ૭ ॥

मूलोत्तरगुणश्रेणिप्राज्यसाम्राज्यसिद्धये ॥
बाह्यमाभ्यन्तरं चेत्थं तपः कुर्यान्महामुनिः ॥ ८ ॥

ભાવાર્થ —મૂલ ગુણ તથા ઉત્તર ગુણના સમૂહરૂપ મોટા સામ્રાજ્યની સિદ્ધિ માટે આવા પ્રકારનુ બાહ્ય તથા અભ્યતર તપ મુનિઓએ કરવુ ॥ ૮ ॥

ક્ષમા સહિત જે આહાર ઉપર નિરીચ્છપણુ તે તપ કહેવાય છે તેવો તપ કરવાથી આત્મઋદ્ધિ પ્રાપ્ત થાય છે

પરમ ઉપગારી મહોપાધ્યાયજી શ્રી યશોવિજયજી મહારાજ તપ કોને કહેવો તેને માટે કહે છે કે —

તપસ્યાનુ મુખ્ય પ્રયોજન માત્ર એક ચિત્તની સમાધિ થાય અને સમસ્ત કર્મનો નાશ કરી, આત્માના ગુણો પ્રગટ કરી નિર્વિઘ્ન એવુ સ્થાન પ્રાપ્ત કરવુ તે છે

## શ્રી વીરભદ્ર મુનીશના વીર્યોલ્લાસવર્ધક વિચારો

સસારમા ભમતા આ જીવે સર્વ પુદ્ગલોને ગ્રહણ કર્યા છતા શાત થયો નહિ માટે તપની ખાસ આવશ્યકતા છે તે માટે શ્રીવીર-ભગવાનના શુદ્ધ શિષ્ય શ્રીવીરભદ્ર-મુનિ આઉરપચ્ચખાણ મધ્યે ગાથા ૪૯-૫૦-૫૧ મા કહે છે કે -

ससार-चक्कवाले, सवेविय पुग्गला मए बहुसो ॥
आहारिया य परिणामिआ य न यह गओ तत्तिं ॥४९॥

ભાવાર્થ —આ સસારચક્રમા ભમતા મે ઘણી વખત સર્વ પુદ્ગલો ભોગવ્યા, તેમજ આહારપણે પરિણમાવ્યા છતા પણ તેનાથી તૃપ્તિ પામ્યો નહિ માટે જ તપની આવશ્યકતા છે ॥ ૪૯ ॥

तण केट्ठहिं व अग्गी, लवणजलो वा नईसहस्सेहिं ॥
न इमो जीवो सक्को, तिप्पउ कामभोगेहिं ॥ ५० ॥

ભાવાર્થ —ઘાસ તથા લાકડાવડે જેમ અગ્નિ, હજારો નદીઓવડે જેમ સમુદ્ર તૃપ્તિ પામતો નથી તેમ આહારવિષયાદિક ભોગોવડે પણ આ જીવ તૃપ્ત થયો નહિ માટે જ તપ કરવો જરૂરી છે ॥ ૫૦ ॥

आहारनिमित्तेण, मच्छा गच्छंति सत्तमिं पुढविं ॥
सचित्तो आहारो, न खमो मणसावि पत्थेउ ॥ ५१ ॥

ભાવાર્થ —આહારના કારણે કરી તંદુલીઓ મચ્છ સાતમી નારકીએ જાય છે, માટે સચિત્ત આહાર મને કરી પણ પ્રાર્થના કરવા યોગ્ય નથી તેથી સચિત્તના ત્યાગી મહાત્માઓને તપસ્વી તરીકે ગણવામા આવે છે ॥ ૫૧ ॥

---

સહસ્રાવધાનિ-શ્રી મુનિસુંદરસૂરીશ્વરજીનો હિતોપદેશ -

સાચી ક્રિયા, સાચુ સયમ, નિર્મલ તપ કોને કહેવાય તેને માટે શ્રીમુનિસુંદરસૂરીશ્વરજી મહારાજ અધ્યાત્મકલ્પદ્રુમમા ચૌદમા મિથ્યાત્વાદિનિરોધ અધિકારમા ફરમાવે છે કે—

कायस्तभान्न के के स्युस्तरुस्तम्भादयो यताः ॥
शिवहेतुक्रियो येषा, कायस्तांस्तु स्तुवे यतीन् ॥ ११ ॥

ભાવાર્થ —એક માત્ર કાયને રોકવાથી વૃક્ષસ્તંભ આદિ કોણ કોણ સયમી નથી ?, પરન્તુ જેઓની કાયા મોક્ષપ્રાપ્તિની ક્રિયાના કારણમા ઉદ્યમવંત છે, એવા મુનિની અમે સ્તુતિ કરીએ છીએ. ॥ ૧૧ ॥

श्रुति-संयम-मात्रेण, शब्दान् कान् के त्यजन्ति न ॥
इष्टानिष्टेषु चैतेषु, रागद्वेषौ त्यजन्मुनिः ॥ १२ ॥

ભાવાર્થ —કાનના સંયમ માત્રથી કોણ શબ્દોને સાંભળવાનું છોડતા નથી! પણ ઇષ્ટ અથવા અનિષ્ટ શબ્દો પર થતા રાગદ્વેષને છોડે છે તે જ મુનિ છે ॥ ૧૨ ॥

चक्षु संयममात्रात्के, रूपालोकांस्त्यजन्ति न ॥
इष्टानिष्टेषु चैतेषु, रागद्वेषौ त्यजन्मुनिः ॥ १३ ॥

ભાવાર્થ —ઇંદ્રિય માત્ર જીવો ચક્ષુના સંયમ માત્રથી રૂપને કોણ તજતું નથી? પરન્તુ ઇષ્ટ અને અનિષ્ટ રૂપોમાં થતો રાગ-દ્વેષનો ત્યાગ કરે છે તે જ સાચા મુનિ છે ॥ ૧૩ ॥

घ्राणसंयममात्रेण, गंधान् कान् के त्यजन्ति न ॥
इष्टानिष्टेषु चैतेषु, रागद्वेषौ त्यजन्मुनिः ॥ १४ ॥

ભાવાર્થ —નાસિકાના સંયમ માત્રથી (જેને નાસિકા નથી અથવા જેને સારી નરસી વાસ આવતી નથી) કોણ ગંધોનો ત્યાગ કરતું નથી? પણ ઇષ્ટ અથવા અનિષ્ટ ગંધમાં રાગ-દ્વેષને છોડે તે મુનિ છે ॥ ૧૪ ॥

जिह्वासंयममात्रेण, रसान् कान् के त्यजन्ति न ॥
मनसा त्यज तानिष्टान्, यदीच्छसि तपःफलम् ॥१५॥

ભાવાર્થ —જીભના સંયમ માત્રથી (જીભ ઝેરી તો જગત્ વેરી) રસોને કોણ છોડતું નથી, ખરેખર તપનું ફલ ઇચ્છતા હોય તો તે ઇષ્ટ રસોનો મનથી ત્યાગ કરે ॥ ૧૫ ॥

त्वच संयममात्रेण, स्पर्शान् कान् के त्यजन्ति न ॥
मनसा त्यज तानिष्टान्, यदीच्छसि तपःफलम्॥१६॥

ભાવાર્થ —ચામડીના સંયમ માત્રથી સ્પર્શોને કોણ છોડતુ નથી ? ખરેખર તપના ફલને ઇચ્છતો હોય તો ઇષ્ટ સ્પર્શોનો મનવડે ત્યાગ કર ॥૧૬॥

वस्तिसंयममात्रेण, ब्रह्म के के न बिभ्रते ॥
मनसंयमतो धेहि, धीर ! चेत्तत्फलार्थ्यसि ॥ १७ ॥

ભાવાર્થ —મુત્રાશયના સંયમ માત્રથી કોણ બ્રહ્મચર્ય ધારણ કરતુ નથી હે ધીર ! બ્રહ્મચર્યના ફલની અભિલાષા હોય તો મનનો સંયમ કરી તેનુ પાલન કર ॥૧૭॥

આ રીતે વધુ જાણુવાની ઇચ્છાવાળાએ શ્રી અધ્યાત્મ કલ્પદ્રુમનો ચૌદમો અધિકાર વિચારવો જરૂરી છે



# " तपो धर्मनी जरुर छे."



૧ આ આત્માને અનાદિ અનતકાળથી લાગેલ ક્લિષ્ટ કર્મોને દૂર કરવા માટે તપો ધર્મની જરૂર છે.

૨ આશારૂપી તૃષ્ણાને છેદવા માટે તપો ધર્મની જરૂર છે

૩ ઇન્દ્રિયોરૂપી સર્પિણીને વશ કરવા તપો ધર્મની જરૂર છે

૪ રસનારૂપી દલાલણને દલાલી કરતા અટકાવવાને તપો ધર્મની જરૂર છે

૫ મનરૂપી મર્કટને કબજે કરવા તપો ધર્મની જરૂર છે

૬ ચતુર્ગતિથી ત્રાસ પામેલા ભવ્ય આત્માઓને જો પચમ ગતિમા જવુ હોય તો તપો ધર્મની જરૂર છે.

૭ નારકીના અસહ્ય દુખો જો ન ભોગવવા હોય તો તપો ધર્મની જરૂર છે

૮ તિર્યંચપણામા પરવશથી ભૂખ–તૃષ્ણા–તાપાદિ સહન ન કરવા હોય તો તપો ધર્મની જરૂર છે

૯ મનુષ્ય ભવમા મહર્દ્ધિક કે શ્રેષ્ઠિ–ચક્રવર્તિ, રાજ–રાજેશ્વરાદિની સંપત્તિ જોઈતી હોય તો પણ તપો ધર્મની જરૂર છે.

૧૦ ઇન્દ્ર-લોકાન્તિક દેવાદિક યાવત્ સર્વાર્થસિદ્ધિ વિમાનનું સુખ જોઇતું હોય તો પણ **તપો ધર્મની જરૂર છે.**

૧૧ નિગોદાદિ નીચ અવસ્થાની પ્રાપ્તિને રોકવા માટે પણ **તપો ધર્મની જરૂર છે.**

૧૨ જન્મ અને મરણનું દુઃખ ન લાવવું હોય તો **તપો ધર્મની જરૂર છે**

૧૩ આ ભવઅટવીને ઉલ્લંઘીને મોક્ષરૂપી બગીચામાં પહોંચવું હોય તો **તપો ધર્મની જરૂર છે**

૧૪ આ સંસારરૂપ સમુદ્રથી તરવું હોય તો જહાજ સમાન **તપો ધર્મની જરૂર છે**

૧૫ શરીર અને આત્માને જુદા કરવા હોય તો **તપો ધર્મની જરૂર છે**

૧૬ જ્ઞાન-દર્શન-ચારિત્રની વિશુદ્ધિ કરવી હોય તો **તપો ધર્મની જરૂર છે**

૧૭ ક્રોધાદિક શત્રુઓને નાશ કરવા શસ્ત્ર-સમાન **તપો ધર્મની જરૂર છે.**

૧૮ ભવરૂપી કૂવામાંથી નીકળવું હોય તો રજ્જુ સમાન **તપો ધર્મની જરૂર છે**

૧૯ કાલરૂપી રાક્ષસથી બચીને અવિચલસ્થાને પહોંચવું હોય તો **તપો ધર્મની જરૂર છે**

૨૦ સત્તર પ્રકારે સંયમ માર્ગની આરાધના કરનારને **તપો ધર્મની જરૂર છે**

૨૧ આ જીવે અનાદિ સસારમા બાલમરણો ઘણા કર્યા હવે પડિતાદિ મરણ માટે પણ **તપો ધર્મની** જરૂર છે

૨૨ તપરૂપી તરવાર હાથમા લીધા સિવાય કર્મરૂપી શત્રુ વશ થના નથી માટે **તપો ધર્મની** જરૂર છે

૨૩ જેઓ ખાવા-પીવામા મોક્ષ માને તે મૂર્ખોના સરદાર છે માટે બુદ્ધિમાનમા ગણાવા માટે **તપો ધર્મની** જરૂર છે.

૨૪ કેઇ ભવોના કર્મની નિર્જરા કરીને શાશ્વતસ્થાને પહોચવા માટે **તપો ધર્મની** જરૂર છે

૨૫ ભોગમા રહેલ આપત્તિઓનો સાક્ષાત્કાર કરાવનાર **તપો ધર્મની** જરૂર છે

૨૬ આત્મિક શક્તિઓના આવિર્ભાવ માટે **તપો ધર્મની** જરૂર છે

૨૭ જડવાદના જમાનામા ત્યાગ ધમનુ મક્કમપણે શિક્ષણ દેનાર **તપો ધર્મની** જરૂર છે



# તપોધર્મ સંબન્ધી પ્રકીર્ણ



૧ સમતા સહિત કરવામા આવતા તપથી નિકાચિત કર્મને
પણ ક્ષય થઇ શકે છે તો પછી બીજા કર્મોનો ક્ષય થાય તેમ
નવાઇ નથી

૨ શરૂ કરેલા તપરૂપ અગ્નિવડે અશુદ્ધ એવુ જીવ-સુવર્ણ
વિશુદ્ધ થઇ શકે છે, અર્થાત્ તીવ્ર તપસેવનથી આત્મા ઉજ્જવ
થાય છે

૩ તીર્થંકરોએ પોતે બાહ્ય તપ સેવ્યો છે, અને તેં
અદ્ભુત લાભ જાણી ભવ્ય જનોના હિત માટે તીર્થંકરોએ
તપનુ સેવન કરવા ફરમાન કરેલુ છે

૪ તપથી દ્રવ્ય અને ભાવ લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે, ભ
સતતિનો ક્ષય થાય છે, ભયકર રોગનુ નિર્મૂલન થાય
કર્મનો ભૂકો થાય છે, વિઘ્નો વિસરાલ થઈ જાય છે, ઇંદ્રિયે
દમન થાય છે, મગલની માલા વિસ્તરે છે, ઇષ્ટ અર્થની સિ
થાય છે, દેવતાનુ આકર્ષણુ થાય છે, કામવિકાર કરમાઇ ્
છે, માટે મોક્ષના અર્થી જનોએ તપનુ સેવન અવશ્ય કરવુ જોઇ

૫ શ્રી ઋષભદેવ ભગવાને વર્ષ ઉપરાન્તની અને શ્રી વ
માનસ્વામીએ છ માસ પર્યંતની અશનાદિક નિર્જલ આ
રહિત તપસ્યાનુ સેવન કરેલ છે આ બીના આવશ્યક ર

ઉપદેશમાલાદિક શાસ્ત્રથકી જાણી આત્માર્થી જનોએ એ રીતે તપનુ યથાશક્તિ સેવન કરવામા અધિક આદર કરવો જોઇએ

૬ દુષ્કર તપવડે ઘન-ઘાતી કર્મોનો ક્ષય કરી, નિર્મલ કેવલજ્ઞાન પ્રાપ્ત કરી તીર્થંકરોએ ભવ્ય જીવોના હિત માટે દ્વાદશવિધ (બાર પ્રકારના) તપનુ પ્રતિપાદન કર્યું

૭ બાહ્ય તપસેવન કરવાનુ અભ્યતર તપની પુષ્ટિ મા[illegible] ભગવાને કહેલુ છે

૮ વિનયાદિક તપો ગુણની વૃદ્ધિ થાય તેમ લક્ષ[illegible] બાહ્યતપનુ સેવન કરવુ ત્યારે જ સાર્થકતા છે

૯ બાહ્ય તપોધર્મ-સેવનપૂર્વકનો અભ્યતર તપ [illegible]

૧૦ તપવડે અષ્ટ મહાસિદ્ધિ રિદ્ધિ-સિદ્ધિઓ પ્રાપ્ત [illegible]

૧૧ ચિલાતિપુત્રાદિકની પરે ભવસતતિનો [illegible]

૧૨ આયબિલ તપવડે શ્રી સિદ્ધચક્રનુ [illegible] શ્રી શ્રીપાલ મહારાજાનો કુષ્ટ રોગ શાન્ત [illegible] સુવર્ણમયી થઇ, બીજા સાતશે કુષ્ટીઓ[illegible] તપથી દૂર ગયા છે

૧૩ બ્રહ્મ-સ્ત્રી-બાલ-ગોહત્યાદિક [illegible] પણ તપવડે જ કઠણ કર્મનો ક્ષય [illegible]

૧૪ દ્વારિકા નગરીમા દ્વૈપાયન [illegible] આયબિલાદિ તપના પ્રભાવથી [illegible] થયા, અને તપ કરવામા મદ-શિથિલ થયા ત્યારે [illegible] પોતાનુ બલ[illegible]ણ્યુ અને ઉપસર્ગો શરૂ થયા

१५ ઇન્દ્રિયોરૂપી ભુજંગીનીને ચિત્તરૂપ કરંડીયામાં કેદ કરી સર્વથા ભૂખ્યા રાખવામાં આવે તો થોડા જ વખતમાં નાશ પામે છે અને નહિ અનુભવેલું અદ્‌ભુત સુખ તપોધર્મથી પ્રગટે છે

૧૬ તપવડે ઇન્દ્રિયદમન અને રાગાદિ દોષોનો પણ નિગ્રહ થાય છે

૧૭ કુગ્રહાદિકથી થતી પીડા અને દુર્નિમિત્તાદિકનો ક્ષય કરનાર અને સુખસંપદાને મેળવી આપનાર ખરેખર મંગલ-કારી તપ જ છે

૧૮ અટ્ઠમ તપના પ્રભાવવડે ચક્રવર્તીઓ પણ માગધ, વરદામ, ગંગા, સિંધુ અને પ્રભાસાધિપ દેવોના પણ માનનો જય કરી શકે છે

૧૯ હરિકેશી અને બલભદ્ર મુનિની પેઠે તપવડે દેવોનું આકર્ષણ થાય છે

૨૦ તપના પ્રભાવે દેવતા પણ દાસ થઇ તપસ્વી જનોની સેવાભક્તિમાં હાજર રહે છે

૨૧ રસનેન્દ્રિયદ્વારા પોષાતા અન્નાદિ પ્રાણીઓના ઉદગ્ર કર્મ દેહદુર્ગને તજીને જતા નથી, એ રીતે તો રાગાદિક ઊલટા મજબૂત બને છે આ હેતુથી જ અનશન, ઊનોદરી પ્રમુખ બાહ્ય તપનું નિર્માણ કરેલ છે



# ઉપસંહાર

ગ્રન્થની પરિસમાપ્તિની સીમાને નિહાળે તે પહેલા ' શ્રી વર્દ્ધમાન તપો મહાત્મ્ય " એ ગુણનિષ્પન્ન નામને અનુસરતુ પ્રકરણ પૃ ૧૨૪ ઉપર વાચકની દષ્ટિપથમા પડ્યુ હશે, તે પ્રકરણનુ નામ " શ્રી વર્દ્ધમાન તપો ધર્મ " સ્મરણમા હશે, તે પ્રકરણના પ્રસગ ને પ્રકરણો એક સગમા સાકળતા અકોડાની જેમ ચાલ્યા આવેલા નિહાળ્યા હશે, વાચનની એક સગ્ગી ટેવમા ટેવાયલાઓને પૂર્વપ્રસગ સ્મૃતિપટ પરથી ખસે એ સભવિત છે, માટે સ્મરણ કરવાની જરૂર છે કે તે પ્રકરણો અનુક્રમે " આયબિલ અને શ્રીવર્દ્ધમાન તપો ધર્મનો અભેદભાવ " " રસનાનુ સામ્રાજ્ય " અને " શ્રી વર્દ્ધમાન તપો ધર્મની વિશિષ્ટતાઓ " એ ત્રણ છે

પૃ૦ ૧૨૪ થી પૃ૦ ૧૩૨ સુધી ચારે પ્રકરણોનુ વિવેકપુરસ્સરનુ ગ્રન્થવાચન શ્રી વર્દ્ધમાન તપો મહાત્મ્યના આસ્વાદ કરવા-કરાવવા માટે પૂરતુ છે, એટલુ જ નહિ પણ આ ચાર પ્રકરણો ગ્રથની ગુણનિષ્પન્નતા પુરવાર કરે છે આ વાતની સત્યતા સ્વીકારવા પહેલા તમારા હૃદયપટ પર વિચારના વમળમા અનેકવિધ કલ્પનાઓ કૂદાકૂદ કરે એ સભવિત છે અને તેથી જ દશ પાનામા પૂરા કરી શકાય તેવા ગ્રન્થને વિશાલ કાયમા યોજવાની જરૂર શી ?, શ્રી વર્દ્ધમાન તપો ધર્મ સિવાયના દાનાદિ ત્રણ ધર્મની અત્ર જરૂર શી ?, તપો

વિવેચનમા રત્નત્રયીનુ વિવેચન કેમ કર્યુ ?; એ પ્રાસગિક મૈત્ર્યાદિ ચાર ભાવનાઓ, મનુષ્ય ભવની દુર્લભતા, સહકારી વિભાગો વિગેરેનુ વિવેચન કરીને આડકતરી રીતિએ ગ્રન્થને ગહન બનાવવા પ્રયત્ન કર્યો કેમ ? આવી આવી અનેકવિધ કોરી કલ્પનાઓ તમારી નજર સન્મુખ નૃત્ય કરી કરીને રવાના થઇ ગઇ હશે રવાના થઇ ગયેલ કલ્પનાઓ ફરી ફરી વાર બહુરૂપીના દેખાવમા હાજરી પણ આપી ગઇ હશે, માટે જ આવી કલ્પનાઓના કોટડાને જમીનદોસ્ત કરવા યુક્તિયુક્ત સમાધાનને હૃદયમા સ્થિર કરવુ જરૂરી છે તે પ્રમાણે 'ગુણ ગુણી વગર મળી શકતો નથી તેમ ધર્મી ધર્મ વગર રહી શકતો નથી " આ એક જ વાક્યના વિવેચન આગલ મન ઘડત કલ્પનાઓના કોરા કોટડા ટકી શકતા નથી હવે વિચારીએ કે લાલ-લીલા-પીલા ગુણના અર્થીને કેવલ લાલ રગ, લીલો રગ કે પીલો રગ મલતો નથી અર્થાત્ તે તે રગના ઉમેદવારને રગવાલી ચીજો મળે છે તેવી રીતે તપોધર્મની શોધમા નિકળેલા અર્થીઓને તે તપોધર્મના આરાધકો મળે છે, પણ કેવલ તપો ધર્મ કોઇ જગ્યાએ મળતા જ નથી અનેકવિધ ગુણ પ્રાપ્તિના ઉમેદવારને પણ તે ગુણીદ્વારા તે તે ગુણના નજરાણા ભેટ કરાય છે તેવી રીતે તપોધર્મના અર્થીને તપોધર્મના આરાધકદ્વારા તપોધર્મ ઓળખાવાય છે ગુણના વ્યાખ્યાનમા ગુણીનુ વ્યાખ્યાન અવશ્યમેવ જરૂરનુ છે સાથે સાથે ગુણ-ગુણીનુ એકમેકપણુ અવલોકયુ તેવી રીતે ગુણીના ગુણનો ઉત્કર્ષ કરનાર સાધનોની વિચારણાને પણ આ ગ્રન્થમા જરૂર અવકાશ છે અને તેથી જ વર્ધમાન તપોધર્મ નામના ગુણથી ગુણીને રગી નાખનારી, ગુણીના ગુણને પમાડનારી, આહારની

અધાધુધીમા આત્મજ્ઞાન કરાવનારી, ઘનઘાતી કર્મ તોડાવનારી, કેવલજ્ઞાન અપાવનારી, અને અતમા સિદ્ધિપદે પહોચાડનારી જો કોઇ પણ શ્રેષ્ઠ સાધનરૂપ ગતિ જવાબદાર અને જોખમદાર હોય તો મનુષ્ય ગતિ છે આ પ્રાથમિક સાધનને આ ગ્રન્થના પ્રારભમા વર્ણવ્યુ છે

'સકળ સૂક્ષ્મ-બાદર એકેન્દ્રિયો, બેઇન્દ્રિયો, તેઇન્દ્રિયો, ચૌરેન્દ્રિયો, પચેન્દ્રિય-નારકી, તિર્યંચો, ચા નિકાયના દેવો, અકર્મભૂમિના મનુષ્યો કરતા કર્મભૂમિમા [1]સહકારિ સકળ સજોગોપૂર્વક જન્મેલા મનુષ્યની કિંમત અધિકાધિક છ' આવી આવી યશોગાથાઓને શાસ્ત્રકારોએ ઠામ ઠામ વર્ણવેલી છે માનવ જીવન અને સ્વાધ્યાય એ બેનો પરસ્પર સબધ લોહ-પારસ જેવો સબધ છે માનવજીવનને સફળ બનાવવામા સ્વાધ્યાય કેટલુ હિતકારી છે તે અનુભવવા યોગ્ય છે અને તેથી જ સ્વાધ્યાયલીન આત્માઓ પ્રાતઃસ્મરણીય મહોપાધ્યાય શ્રીમદ્યશોવિજયજી મહારાજવિરચિત ગાથાઓથી ગુમ્ફિત રહસ્યથી પોતાના જીવનને જો રગશે તો પરમપદને હસ્તકમળવત્ દૃષ્ટિગોચર કરશે—

"[2]સર્વ આચારમય પ્રવચને, ભણ્યો અનુભવયોગ,
તેહથી મુની વમે મોહને, વળી અરતિ-રતિ શોગ"
શુદ્ધનય૦ ગા ૧૩

---

૧ જુઓ ચાલુ ગ્રંથ પ્રકરણ બીજુ
૨ સવાસો ગાથાનુ સ્તવન ઢાળ ૪ થી

"સૂત્ર અક્ષર પરાવર્તના, અરસ ચોલડી દાખી;
તાસ રસ અનુભવ ચાખીએ, જિહા એક છે શિવશાખી "

શુદ્ધનય૦ ગા ૧૪

'માનવજીવનની દુર્લભતા' નામના પ્રથમ પ્રકરણથી પ્રારભ કરીને અતિમ વિભાગના સ્વાધ્યાય વિભાગ રચિત પૂજા, પદ, વાક્યો, વચનામૃતો આદિથી નવપલ્લવિત થનાર આત્મા શ્રી વર્દ્ધમાન તપોધર્મના સેવનમા ઓતપ્રોત બનીને અલ્પકાળમા સકળ સજોગ સામગ્રીઓ મેળવી, ઘનઘાતી કર્મોને તોડી, કૈવલ્ય દશાને અનુભવી પરમાનન્દપદના ભોક્તા બનો એવી હાર્દિક અભિલાષાપૂર્વક અત્ર વિરમુ છુ



# શ્રી જિનકલ્યાણક યંત્ર.

કલ્યાણકના નામ તથા મંત્રાક્ષર



| નામ | મંત્ર | | જાપ ૨૦૦૦ |
|---|---|---|---|
| ૧ ચ્યવન | ૐ હ્રીં શ્રીં | પરમેષ્ટિને નમ | ,, |
| ૨ જન્મ | ૐ હ્રીં શ્રીં | અર્હતે નમ | ,, |
| ૩ દીક્ષા | | નાથાય નમ | ,, |
| ૪ કેવળજ્ઞાન | ,, | સર્વજ્ઞાય નમ. | ,, |
| ૫ મોક્ષ | , | પારગતાય નમ. | ,, |

આ યંત્ર ગુજરાતી ચાલુ મહિના પ્રમાણે છે

એક અથવા તેથી વધારે કલ્યાણક હોય
ત્યારે કેવી રીતે તપ કરવો તેનો કોઠો.



૧ એક કલ્યાણક હોય ત્યારે એકાસણાનો તપ કરવો
૨ બે કલ્યાણક હોય ત્યારે આયબીલનો તપ કરવો
૩ ત્રણ કલ્યાણક હોય ત્યારે ઉપવાસનો તપ કરવો
૪ ચાર કલ્યાણક હોય ત્યારે ઉપવાસ ને એકાસણાનો તપ કરવો
૫ પાંચ કલ્યાણક હોય ત્યારે ઉપવાસ ને આયબીલનો તપ કરવું

નોટ—જ્યાં વદ તીથી આવેલ છે ત્યાં હિંદી તથા મારવાડી લોકોએ એક મહિના આગળ વધારીને તીથી સમજવી જેમ કે ગુજરાતીમાં કારતક વ૦ હોય તો હિંદી–મારવાડીમાં માગશર વદ સમજવો એવી રીતે દરેક મહિનામાં સમજી લેવું

વિધિ—૧૨ લોગસ્સનો કાયોત્સર્ગ
૧૨ ખમાસમણા

દુહો—( ખમાસમણ આપવાનો )

પરમ પંચ પરમેષ્ઠીમાં, પરમેશ્વર ભગવાન ।
ચાર નિક્ષેપે ધ્યાઇએ નમો નમો જિનભાણ ॥ ૧ ॥

## કારતક માસના સુદી તથા વદીના કલ્યાણક

ન તીર્થનુ નામ કલ્યાણકનુ નામ

૧ કારતક સુદ ૩ શ્રી સુવિધિનાથસર્વજ્ઞાય નમ
૨ કારતક સુદ ૧૨ શ્રી અરનાથસર્વજ્ઞાય નમ
૩ કારતક વદ ૫ શ્રી સુવિધિનાથ અર્હતે નમ
૪ કારતક વદ ૬ શ્રી સુવિધિનાથનાથાય નમ
૫ કારતક વદ ૧૦ શ્રી મહાવીરસ્વામીનાથાય નમ.
૬ કારતક વદ ૧૧ શ્રી પદ્મપ્રભુ પારગતાય નમ

## માગશર માસના સુદી તથા વદીના કલ્યાણક

૭ માગશર સુ ૧૦ શ્રી અરનાથ અર્હતે નમ
૮ માગશર સુદ ૧૦ શ્રી અરનાથ પારગતાય નમ
૯ માગશર સુદ ૧૧ શ્રી અરનાથ નાથાય નમ
૧૦ માગશર સુદ ૧૧ શ્રી મલ્લિનાથ અર્હતે નમ.
૧૧ માગશર સુદ ૧૧ શ્રી મલ્લિનાથ નાથાય નમ
૧૨ માગશર સુદ ૧૧ શ્રી મલ્લિનાથ સર્વજ્ઞાય નમ
૧૩ માગશર સુદ ૧૧ શ્રી નમિનાથ સર્વજ્ઞાય નમ
૧૪ માગશર સુદ ૧૪ શ્રી સંભવનાથ અર્હતે નમ.
૧૫ માગશર સુદ ૧૫ શ્રી સંભવનાથ નાથાય નમ.
૧૬ માગશર વદ ૧૦ શ્રી પાર્શ્વનાથ અર્હતે નમ.
૧૭ માગશર વદ ૧૧ શ્રી પાર્શ્વનાથ નાથાય નમ.
૧૮ માગશર વદ ૧૨ શ્રી ચંદ્રપ્રભુ અર્હતે નમ
૧૯ માગશર વદ ૧૩ શ્રી ચંદ્રપ્રભુ નાથાય નમ:
૨૦ માગશર વદ ૧૪ શ્રી શીતળનાથ સર્વજ્ઞાય નમ.

## પોશ માસના સુદી તથા વદીના કલ્યાણક

૨૧ પોશ સુદ ૬ શ્રી વિમળનાથ સર્વજ્ઞાય નમ
૨૨ પોશ સુદ ૯ શ્રી શાંતિનાથ સર્વજ્ઞાય નમ
૨૩ પોશ સુદ ૧૧ શ્રી અજિતનાથ સર્વજ્ઞાય નમ
૨૪ પોશ સુદ ૧૪ શ્રી અભિનદન સર્વજ્ઞાય નમ
૨૫ પોશ સુદ ૧૫ શ્રી ધર્મનાથ સર્વજ્ઞાય નમ
૨૬ પોશ વદ ૬ શ્રી પદ્મપ્રભુ પરમેષ્ઠિને નમ
૨૭ પોશ વદ ૧૨ શ્રી શીતળનાથ અર્હતે નમ
૨૮ પોશ વદ ૧૨ શ્રી શીતળનાથ નાથાય નમ
૨૯ પોશ વદ ૧૩ શ્રી રીખવદેવ પારગતાય નમ
૩૦ પોશ વદી ૦)) શ્રી શ્રેયાંસનાથ સર્વજ્ઞાય નમ

## મહા માસના સુદી તથા વદીના કલ્યાણક

૩૧ મહા સુદ ૨ શ્રી અભિનદન અર્હતે નમ
૩૨ મહા સુ૦ ૨ શ્રી વાસુપૂજ્ય સર્વજ્ઞાય નમઃ
૩૩ મહા સુ૦ ૩ શ્રી ધર્મનાથ અર્હતે નમ
૩૪ મહા સુદ ૩ શ્રી વિમળનાથ અર્હતે નમ
૩૫ મહા સુદ ૪ શ્રી વિમળનાથ નાથાય નમ
૩૬ મહા સુદ ૮ શ્રી અજિતનાથ અર્હતે નમ.
૩૭ મહા સુદ ૯ શ્રી અજિતનાથ નાથાય નમ
૩૮ મહા સુદ ૧૨ શ્રી અભિનદન નાથાય નમ
૩૯ મહા સુદ ૧૩ શ્રી ધર્મનાથ નાથાય નમ
૪૦ મહા વદ ૬ શ્રી સુપાર્શ્વનાથ સર્વજ્ઞાય નમ
૪૧ મહા વદ ૭ શ્રી સુપાર્શ્વનાથ પારગતાય નમ
૪૨ મહા વદ ૭ શ્રી ચંદ્રપ્રભુ સર્વજ્ઞાય નમ

૪૩ મહા વદ ૯ શ્રી સુવિધિનાથ પરમેષ્ઠિને નમ
૪૪ મહા વદ ૧૧ શ્રી રીખવદેવ સર્વજ્ઞાય નમ
૪૫ મહા વદ ૧૨ શ્રી મુનિસુવ્રત સર્વજ્ઞાય નમ
૪૬ મહા વદ ૧૨ શ્રી શ્રેયાંસનાથ અર્હતે નમ
૪૭ મહા વદ ૧૩ શ્રી શ્રેયાંસનાથ નાથાય નમ.
૪૮ મહા વદ ૧૪ શ્રી વાસુપૂજ્ય અર્હતે નમ
૪૯ મહા વદ ૦)) શ્રી વાસુપૂજ્ય નાથાય નમ

## ફાગણ માસના સુદી તથા વદીના કલ્યાણક

૫૦ ફાગણ સુદ ૨ શ્રી અરનાથ પરમેષ્ઠિને નમ
૫૧ ફાગણ સુદ ૪ શ્રી મલ્લિનાથ પરમેષ્ઠિને નમ
૫૨ ફાગણ સુદ ૮ શ્રી સંભવનાથ પરમેષ્ઠિને નમ
૫૩ ફાગણ સુદ ૧૨ શ્રી મુનિસુવ્રત નાથાય નમ
૫૪ ફાગણ સુદ ૧૨ શ્રી મલ્લિનાથ પારગતાય નમ
૫૫ ફાગણ વદ ૪ શ્રી પાર્શ્વનાથ પરમેષ્ઠિને નમ
૫૬ ફાગણ વદ ૪ શ્રી પાર્શ્વનાથ સર્વજ્ઞાય નમ
૫૭ ફાગણ વદ ૫ શ્રી ચંદ્રપ્રભુ પરમેષ્ઠિને નમ
૫૮ ફાગણ વદ ૮ શ્રી રીખવદેવ અર્હતે નમ
૫૯ ફાગણ વદ ૮ શ્રી રીખવદેવ નાથાય નમ

## ચૈત્ર માસના સુદી તથા વદીના કલ્યાણક

૬૦ ચૈત્ર સુદ ૩ શ્રી કુંથુનાથ સર્વજ્ઞાય નમ.
૬૧ ચૈત્ર સુદ ૫ શ્રી અનંતનાથ પારગતાય નમ.
૬૨ ચૈત્ર સુદ ૫ શ્રી અજિતનાથ પારગતાય નમ.
૬૩ ચૈત્ર સુદ ૫ શ્રી સંભવનાથ પારગતાય નમ.
૬૪ ચૈત્ર સુદ ૯ શ્રી સુમતિનાથ પારગતાય નમ.

૬૫ ચૈત્ર સુદ ૧૧ શ્રી સુમતિનાથ સર્વજ્ઞાય નમ
૬૬ ચૈત્ર સુદ ૧૩ શ્રી મહાવીરસ્વામી અર્હતે નમ
૬૭ ચૈત્ર સુદ ૧૫ શ્રી પદ્મપ્રભુ સર્વજ્ઞાય નમ
૬૮ ચૈત્ર વદ ૧ શ્રી કુંથુનાથ પારગતાય નમ
૬૯ ચૈત્ર વદ ૨ શ્રી શીતળનાથ પારગતાય નમ
૭૦ ચૈત્ર વદ ૫ શ્રી કુંથુનાથ નાથાય નમ
૭૧ ચૈત્ર વદ ૬ શ્રી શીતળનાથ પરમેષ્ઠિને નમ
૭૨ ચૈત્ર વદ ૧૦ શ્રી નમિનાથ પારગતાય નમ
૭૩ ચૈત્ર વદ ૧૩ શ્રી અનંતનાથ અર્હતે નમ
૭૪ ચૈત્ર વદ ૧૪ શ્રી અનંતનાથ નાથાય નમ
૭૫ ચૈત્ર વદ ૧૪ શ્રી અનંતનાથ સર્વજ્ઞાય નમ
૭૬ ચૈત્ર વદ ૧૪ શ્રી કુંથુનાથ અર્હતે નમ

## વૈશાખ માસના સુદી તથા વદીના કલ્યાણક

૭૭ વૈશાખ સુદ ૪ શ્રી અભિનંદન પરમેષ્ઠિને નમ
૭૮ વૈશાખ સુદ ૭ શ્રી ધર્મનાથ પરમેષ્ઠિને નમ
૭૯ વૈશાખ સુદ ૮ શ્રી અભિનંદન પારગતાય નમ
૮૦ વૈશાખ સુદ ૮ શ્રી સુમતિનાથ અર્હતે નમ
૮૧ વૈશાખ સુદ ૯ શ્રી સુમતિનાથ નાથાય નમ
૮૨ વૈશાખ સુદ ૧૦ શ્રી મહાવીરસ્વામી સર્વજ્ઞાય નમ
૮૩ વૈશાખ સુદ ૧૨ શ્રી વિમળનાથ પરમેષ્ઠિને નમ
૮૪ વૈશાખ સુદ ૧૩ શ્રી અજિતનાથ પરમેષ્ઠિને નમ
૮૫ વૈશાખ વદ ૬ શ્રી શ્રેયાંસનાથ પરમેષ્ઠિને નમ
૮૬ વૈશાખ વદ ૮ શ્રી મુનિસુવ્રત અર્હતે નમ
૮૭ વૈશાખ વદ ૯ શ્રી મુનિસુવ્રત પારગતાય નમ

૮૮ વૈશાખ વદ ૧૩ શ્રી શાંતિનાથ અર્હતે નમ.
૮૯ વૈશાખ વદ ૧૩ શ્રી શાંતિનાથપારગતાય નમઃ
૯૦ વૈશાખ વદ ૧૪ શ્રી શાંતિનાથ નાથાય નમ.

## જ્યેષ્ટ માસના સુદી તથા વદીના કલ્યાણક

૯૧ જેઠ સુદ ૫ શ્રી ધર્મનાથ પારગતાય નમઃ
૯૨ જેઠ સુદ ૯ શ્રી વાસુપૂજ્ય પરમેષ્ઠિને નમઃ
૯૩ જેઠ સુદ ૧૨ શ્રી સુપાર્શ્વનાથ અર્હતે નમ.
૯૪ જેઠ સુદ ૧૩ શ્રી સુપાર્શ્વનાથ નાથાય નમઃ
૯૫ જેઠ વદ ૪ શ્રી રીખવદેવ પ મેષ્ઠિને નમઃ
૯૬ જેઠ વદ ૭ શ્રી વિમળનાથ પા ગતાય નમઃ
૯૭ જેઠ વદ ૯ શ્રી નમિનાથ નાથાય નમઃ

## અશાડ માસના સુદી તથા વદીના કલ્યાણક

૯૮ અશાડ સુ ૬ શ્રી મહાવીરસ્વામી પરમેષ્ઠિને નમ.
૯૯ અશાડ સુદ ૮ શ્રી નેમનાથ પારગતાય નમ.
૧૦૦ અશાડ સુદ ૧૪ શ્રી વાસુપૂજ્ય પારગતાય નમ.
૧૦૧ અશાડ વદ ૩ શ્રી શ્રેયાંસનાથ પારગતાય નમ.
૧૦૨ અશાડ વદ ૭ શ્રી અનંતનાથ પરમેષ્ઠિને નમ
૧૦૩ અશાડ વદ ૮ શ્રી નમિનાથ અર્હતે નમ
૧૦૪ અશાડ વદ ૯ શ્રી કુંથુનાથ પરમેષ્ઠિને નમ

## શ્રાવણ માસના સુદી તથા વદીના કલ્યાણક

૧૦૫ શ્રાવણ સુદ ૨ શ્રી સુમતિનાથ પરમેષ્ઠિને નમ
૧૦૬ શ્રાવણ સુદ ૫ શ્રી નેમનાથ અર્હતે નમ
૧૦૭ શ્રાવણ સુદ ૬ શ્રી નેમનાથ નાથાય નમ
૧૦૮ શ્રાવણ સુદ ૮ શ્રી પાર્શ્વનાથ પારગતાય નમ

૧૦૯ શ્રાવણ સુદ ૧૫ શ્રી મુનિસુવ્રત પરમેષ્ઠિને નમ
૧૧૦ શ્રાવણ વદ ૭ શ્રી શાંતિનાથ પરમેષ્ઠિને નમ
૧૧૧ શ્રાવણ વદ ૭ શ્રી ચંદ્રપ્રભુ પારગતાય નમ
૧૧૨ શ્રાવણ વદ ૮ શ્રી સુપાર્શ્વનાથ પરમેષ્ઠિને નમ

## ભાદરવા માસના સુદી તથા વદીના કલ્યાણક

૧૧૩ ભાદરવા સુદ ૯ શ્રી સુવિધિનાથ પારગતાય નમ
૧૧૪ ભાદરવા વદ ૦)) શ્રી નેમનાથ સર્વજ્ઞાય નમ

## આસો માસના સુદી તથા વદીના કલ્યાણક

૧૧૫ આસો સુદ ૧૫ શ્રી નમિનાથ પરમેષ્ઠિને નમ
૧૧૬ આસો વદ ૫ શ્રી સંભવનાથ સર્વજ્ઞાય નમ
૧૧૭ આસો વદ ૧૨ શ્રી નેમનાથ પરમેષ્ઠિને નમ
૧૧૮ આસો વદ ૧૨ શ્રી પદ્મપ્રભુ અર્હતે નમ
૧૧૯ આસો વદ ૧૩ શ્રી પદ્મપ્રભુ નાથાય નમ
૧૨૦ આસો વદ ૦)) શ્રી મહાવીરસ્વામી પારગતાય નમ

॥ ઈતિશ્રી જિનકલ્યાણકાનિ સમાપ્તાનિ ॥



# શ્રી મૌન એકાદશીનું ગણણું



## ૧ જંબૂદ્વીપે ભરતક્ષેત્રે અતીત ચોવીશી

૪ શ્રી મહાયશ સર્વજ્ઞાય નમ
૬ ,, સર્વાનુભૂતિ અર્હતે નમ
૬ ,, સર્વાનુભૂતિ નાથાય નમ
૬ ,, સર્વાનુભૂતિ સર્વજ્ઞાય નમ
૭ ,, શ્રીધરનાથાય નમ

## ૨ જંબૂદ્વીપે ભરતક્ષેત્રે વર્તમાન ચોવીશી

૨૧ શ્રી નમિનાથ સર્વજ્ઞાય નમ
૧૯ ,, મલ્લિનાથ અર્હતે નમ
૧૯ ,, મલ્લિનાથ નાથાય નમ
૧૯ ,, મલ્લિનાથ સર્વજ્ઞાય નમ
૧૮ ,, અરનાથ નાથાય નમ

## ૩ જંબૂદ્વીપે ભરતે અનાગત ચોવીશી

૪ શ્રી સ્વયપ્રભ સર્વજ્ઞાય નમ.

૬ શ્રી દેવશ્રુત અર્હતે નમ:
૬ ,, દેવશ્રુત નાથાય નમ:
૬ ,, દેવશ્રુત સર્વજ્ઞાય નમ:
૭ ,, ઉદયનાથ નાથાય નમઃ

## ૪ ધાતકીખંડે પૂર્વભરતે અતીત ચોવીશી

૪ શ્રી અકલંક સર્વજ્ઞાય નમ
૬ ,, શુભકરનાથ અર્હતે નમ
૬ ,, શુભકરનાથ નાથાય નમ
૬ ,, શુભકરનાથ સર્વજ્ઞાય નમ
૭ ,, સપ્તનાથ નાથાય નમ

## ૫ ધાતકીખંડે પૂર્વભરતે વર્તમાન ચોવીશી

૨૧ શ્રી બ્રહ્મેન્દ્રનાથ સર્વજ્ઞાય નમ.
૧૯ ,, ગુણનાથ અર્હતે નમ:
૧૯ ,, ગુણનાથ નાથાય નમ
૧૯ ,, ગુણનાથ સર્વજ્ઞાય નમ
૧૮ ,, ગાંગિકનાથ નાથાય નમ

## ૬ ધાતકીખંડે પૂર્વ ભરતે અનાગત ચોવીશી

૪ શ્રી સંપ્રતિ સર્વજ્ઞાય નમઃ
૬ ,, મુનિનાથ અર્હતે નમ

૬ શ્રી મુનિનાથ નાથાય નમ
૬ ,, મુનિનાથ સર્વજ્ઞાય નમ
૭ ,, વિશિષ્ટનાથ નાથાય નમ

## ૭ પુષ્કરવરદ્વીપે પૂર્વભરતે અતીત ચોવીશી

૪ શ્રી મૃદુનાથ સર્વજ્ઞાય નમ
૬ ,, વ્યક્તનાથ અર્હતે નમઃ
૬ ,, વ્યક્તનાથ નાથાય નમ
૬ ,, વ્યક્તનાથ સર્વજ્ઞાય નમ
૭ ,, કલાશત નાથાય નમ

## ૮ પુષ્કરવરદ્વીપે પૂર્વભરતે વર્તમાન ચોવીશી

૨૧ શ્રી અરણ્યવાસ સર્વજ્ઞાય નમ
૧૯ ,, યોગનાથ અર્હતે નમ
૧૯ ,, યોગનાથ નાથાય નમ
૧૯ ,, યોગનાથ સર્વજ્ઞાય નમ
૧૮ ,, અયોગનાથ નાથાય નમ

## ૯ પુષ્કરવરદ્વીપે પૂર્વભરતે અનાગત ચોવીશી

૪ શ્રી પરમ સર્વજ્ઞાય નમ
૬ ,, શુદ્ધાર્તિનાથ અર્હતે નમ
૬ ,, શુદ્ધાર્તિનાથ નાથાય નમ
૬ ,, શુદ્ધાર્તિનાથ સર્વજ્ઞાય નમ.

૭ શ્રી નિ કેશનાથ નાથાય નમ:

## ૧૦ ધાતકીખંડે પશ્ચિમભરતે અતીત ચોવીશી

૪ શ્રી સવાર્થ સર્વજ્ઞાય નમ
૬ ,, હરિભદ્ર અર્હતે નમ
૬ ,, હરિભદ્ર નાથાય નમ
૬ ,, હરિભદ્ર સર્વજ્ઞાય નમ
૭ ,, મગધાધિપ નાથાય નમ

## ૧૧ ધાતકી૦ પશ્ચિમ ભરતે વર્તમાન ચો૦

૨૧ શ્રી પ્રયચ્છ સર્વજ્ઞાય નમ
૧૯ ,, અક્ષોભનાથ અર્હતે નમ
૧૯ ,, અક્ષોભનાથ નાથાય નમઃ
૧૯ ,, અક્ષોભનાથ સર્વજ્ઞાય નમ
૧૮ ,, મલયસિંહ નાથાય નમ

## ૧૨ ધાતકી૦ પશ્ચિમ ભરતે અનાગત ચો૦

૪ શ્રી દિનરૂક્ સર્વજ્ઞાય નમ:
૬ ,, ધનદનાથ અર્હતે નમ
૬ ,, ધનદનાથ નાથાય નમ
૬ ,, ધનદનાથ સર્વજ્ઞાય નમ
૭ ,, પૌષધનાથ નાથાય નમ

## ૧૩ પુષ્કરવરદ્વીપે પશ્ચિમભરતે અતીત ચો

૪ શ્રી પ્રલબ સર્વજ્ઞાય નમ

૬ ,, ચારિત્રનિધિ અર્હતે નમ

૬ ,, ચારિત્રનિધિ નાથાય નમ

૬ ,, ચારિત્રનિધિ સર્વજ્ઞાય નમ

૭ ,, પ્રશમરાજિત નાથાય નમ

## ૧૪ પુષ્કરવરદ્વીપે પશ્ચિમભરતે વર્તમાન ચો

૨૧ શ્રી સ્વામી સર્વજ્ઞાય નમ

૧૯ ,, વિપરીતનાથ અર્હતે નમ

૧૯ ,, વિપરીતનાથ નાથાય નમ

૧૯ ,, વિપરીતનાથ સર્વજ્ઞાય નમ

૧૮ ,, પ્રસાદનાથ નાથાય નમ

## ૧૫ પુષ્કરવરદ્વીપે પશ્ચિમભરતે અનાગત ચો.

૪ શ્રી અઘટિતનાથ સર્વજ્ઞાય નમ

૬ ,, ભ્રમણેન્દ્રનાથ અર્હતે નમ

૬ ,, ભ્રમણેન્દ્રનાથ નાથાય નમ

૬ ,, ભ્રમણેન્દ્રનાથ સર્વજ્ઞાય નમ

૭ ,, ઋષભચંદ્ર નાથાય નમ

## ૧૬ જંબૂદ્વીપે ઐરવતે અતીત ચોવીશી

૪ શ્રી દયાત સર્વજ્ઞાય નમ

૬ શ્રી અભિનંદનનાથ અર્હતે નમ
૬ ,, અભિનંદનનાથ નાથાય નમ
૬ ,, અભિનંદનનાથ સર્વજ્ઞાય નમ
૭ ,, ગ્નેશનાથ નાથાય નમ

## ૧૭ જંબૂદ્વીપે ઐરવતે વર્તમાન ચોવીશી

૨૧ શ્રી શ્યામકોષ્ટ સર્વજ્ઞાય નમ.
૧૮ ,, મરુદેવનાથ અર્હતે નમ
૧૯ ,, મરુદેવનાથ નાથાય નમ
૧૯ ,, મરુદેવનાથ સર્વજ્ઞાય નમ
૧૮ ,, અતિપાર્શ્વ નાથાય નમ

## ૧૮ જંબૂદ્વીપે ઐરવતે અનાગત ચોવીશી

૪ શ્રી નંદિષેણ સર્વજ્ઞાય નમ
૬ ,, વ્રતધરનાથ અર્હતે નમ
૬ ,, વ્રતધરનાથ નાથાય નમઃ
૬ ,, વ્રતધરનાથ સર્વજ્ઞાય નમ
૭ ,, નિર્વાણનાથ નાથાય નમ

## ૧૯ ધાતકીખંડેપૂર્વ ઐરવતે અતીત ચોવીશી

૪ શ્રી સૌંદર્ય સર્વજ્ઞાય નમ
૬ ,, ત્રિવિક્રમનાથ અર્હતે નમ
૬ ,, ત્રિવિક્રમનાથ નાથાય નમ.

૬ શ્રી ત્રિવિક્રમનાથ સર્વજ્ઞાય નમ
૭ ,, નરસિંહનાથ નાથાય નમ

## ૨૦ ધાતકીખંડે પૂર્વઐરવતે વર્તમાન ચો૦

૨૧ શ્રી ખેમંત સર્વજ્ઞાય નમ
૧૯ ,, સંતોષિતનાથ અર્હતે નમ
૧૯ ,, સંતોષિતનાથ નાથાય નમ
૧૯ ,, સંતોષિતનાથ સર્વજ્ઞાય નમ
૧૮ ,, કામનાથ નાથાય નમ

## ૨૧ ધાતકીખંડે પૂર્વઐરવતેઅનાગત ચો૦

૪ શ્રી મુનિનાથ સર્વજ્ઞાય નમ
૬ ,, ચંદ્રદાહ નાથાય નમ.
૬ ,, ચંદ્રદાહ અર્હત નમ
૬ ,, ચંદ્રદાહ સર્વજ્ઞાય નમ
૭ ,, દિલાદિત્ય નાથાય નમ

## ૨૨ પુષ્કરાર્દ્ધે પૂર્વઐરવતેઅતીત ચોવીશી

૪ શ્રી અષ્ટાહિક સર્વજ્ઞાય નમ
૬ ,, વણિક્નાથ અર્હતે નમ
૬ ,, વણિક્નાથ નાથાય નમ;
૬ ,, વણિક્નાથ સર્વજ્ઞાય નમ·
૭ ,, ઉદયનાથ નાથાય નમઃ

## ૨૩ પુષ્કરાર્દ્ધે પૂર્વઐરવતેવર્તમાન ચોવીશી

૨૧ શ્રી તમોકદ સર્વજ્ઞાય નમ
૧૯ ,, સાયકાક્ષ અર્હતે નમ
૧૯ ,, સાયકાક્ષ નાથાય નમ'
૧૯ ,, સાયકાક્ષ સર્વજ્ઞાય નમ
૧૮ ,, ક્ષેમતનાથ નાથાય નમ

## ૨૪ પુષ્કરાર્દ્ધેપૂર્વઐરવતેઅનાગત ચોવીશી

૪ શ્રી નૈર્વાણિક સર્વજ્ઞાય નમ
૬ ,, રવિરાજ અર્હતે નમ
૬ ,, રવિરાજ નાથાય નમ'
૬ ,, રવિરાજ સર્વજ્ઞાય નમ.
૭ ,, પ્રથમનાથ નાથાય નમ

## ૨૫ ધાતકી૦ પશ્ચિમઐરવતે અતીત ચો

૪ શ્રી પુરૂરવા સર્વજ્ઞાય નમ'
૬ ,, અવબોધ અર્હતે નમ
૬ ,, અવબોધ નાથાય નમ.
૬ ,, અવબોધ સર્વજ્ઞાય નમ'
૭ ,, વિક્રમેન્દ્ર નાથાય નમ

## ૨૬ ધાતકીખંડેપશ્ચિમઐરવતેવર્તમાન ચો

૨૧ શ્રી સુશાંતિ સર્વજ્ઞાય નમ'

૧૯ શ્રી હુગ્દેવ અર્હતે નમ
૧૯ ,, હુગ્દેવ નાથાય નમ
૧૯ ,, હુગ્દેવ સર્વજ્ઞાય નમ
૧૮ ,, નદિકેશ નાથાય નમ

## ૨૭ ધાતકીખંડે પશ્ચિમ ઐરવતે અનાગત ચોવીશી

૪ શ્રી મહામૃગેન્દ્ર સર્વજ્ઞાય નમ
૬ ,, અશોચિત અર્હતે નમ
૬ ,, અરોચિત નાથાય નમ
૬ ,, અગોચિત સર્વજ્ઞાય નમ
૭ ,, ધર્મેન્દ્રનાથ નાથાય નમઃ

## ૨૮ પુષ્કરવરદ્વીપે પશ્ચિમ ઐરવતે અતીત ચોવીશી

૪ શ્રી અશ્વવૃંદ સર્વજ્ઞાય નમ
૬ ,, કુટિલક અર્હતે નમ
૬ ,, કુટિલક નાથાય નમ
૬ ,, કુટિલક સર્વજ્ઞાય નમ
૭ ,, [illegible]માન નાથાય નમ

## ૨૯ પુષ્કરવરદ્વીપે પશ્ચિમ ઐરવતે વર્તમાન ચોવીશી

૨૧ શ્રી નંદિકેશ સર્વજ્ઞાય નમ
૧૯ ,, ધર્મ્મચંદ્ર અર્હતે નમ
૧૯ ,, ધર્મ્મચંદ્ર નાથાય નમ
૧૯ ,, ધર્મ્મચંદ્ર સર્વજ્ઞાય નમ
૧૮ ,, વિવેકનાથ નાથાય નમ'

## ૩૦ પુષ્કરવરદ્વીપે પશ્ચિમ ઐરવતે અનાગત ચોવીશી

૪ શ્રી કલાપક સર્વજ્ઞાય નમ
૬ ,, વિસોમ અર્હતે નમ
૬ ,, વિસોમ નાથાય નમ'
૬ ,, વિસોમ સર્વજ્ઞાય નમ
૭ ,, અરણ્યનાથ નાથાય નમ

વિધિ —માગશર સુદ ૧૧ ના દિવસ પોષધ કરી સાવદ્ય ભાષા નહી બોલવા માટે મૌન ધારણ કરવુ ત્રણ ટંક દેવ વંદન કરવા બે વખત પ્રતિક્રમણ અથવા સામાયિક કરવા પૂજા સ્નાત્રપૂજા તથા ખમાસમણાદિ વિધિવિધાન કરી સમ્યક્ત્વની શુદ્ધિ કરવી

॥ ઇતિ મૌન એકાદશી વ્રત વિધિ સમાપ્ત ॥

